# અભિશાપ

લેખક: રમણલાલ સોની



સોલ એજન્ટ : એન. એમ. ઠક્કરની કું., મુંબઇ-૨.

**શ્રી. નરેશચંદ્ર સેનગુપ્ત**
**એમ. એ., ડિ. એલ. વિષે**

કવિવર રવીન્દ્ર-
નાથ ટાગોર કહે છેઃ
"ભયને તો એ સમ-
જતા જ નથી; પોતે
ચિંતનશીલ છે અને
સાચી વાત કહેવાની
ધૃષ્ટ
નામાં
સ્તુતિ
એમ
વસાય
મેં મ
વાદ
જ
સાહિ
શરચ
ટેયાય
ત્તામાં
પરના
વિચા
અને સૌથી વધારે તો
સ્વતંત્ર અભિપ્રાયો નિઃ-
સંકોચપણે પ્રકટ કરવા-
માં બંગાળી સાહિત્યમાં
એમની [શ્રી. નરેશચંદ્ર
સેનગુપ્તની] બરોબરીના
લેખકો બહુ ઓછા છે."



અત્યુત્તમ બંગાળી નવલકથા

# અભિશાપ

: મૂળ લેખક :

શ્રી નરેશચંદ્ર સેનગુપ્ત

એમ. એ., ડી. એલ.

: અનુવાદક :

રમણલાલ સોની

પ્રિન્સિપાલ, મોડાસા હાઈસ્કૂલ.




: પ્રકાશક :

'સંદેશ લિમિટેડ' વતી

નંદલાલ ચુનીલાલ બોડીવાળા

સોલ એજન્ટ:

એન. એમ. ઠક્કરની કું.

બુકસેલર્સ: પબ્લીશર્સ:

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

જેણે જીવનમાં તડકો ને છાંયડો જોયો,

ગરીબાઈમાંથી શ્રીમંતાઈ ઊભી કરી,

નિરક્ષરતામાંથી સાક્ષરતા સરજી,

સૂકા રણમાંહિ લીલી વાડી રચી,

અને

છેવટે બધું અંતરિયાળ ઈશ્વરને ખોળે મૂકી સિધાવ્યા

તે

મારા પિતા

સદ્ગત **શ્રી. મગનલાલ માણેકલાલ ઝવેરી**

ની પુણ્ય સ્મૃતિમાં

**સમર્પણ**

**સૌ. રસિકબાળા રમણલાલ સોની**

# મૂળ લેખકનો ઉપોદ્‌ઘાત

'શુભા'માં મેં જે કહ્યું છે તેનું અહીં પુનરાવર્તન કરતો નથી. વાચકો અને વિવેચકોને એનું ફરી સ્મરણ કરાવી દઉં છું.

મારા કોઈ કોઈ વિવેચકો 'શુભા'માં મારો કોઈ આદર્શ કલ્પી લઈને એ માયામૃગનો વધ કરવા માટે ધનુષબાણ લઈને નીકળી પડ્યા છે. માયામૃગની પાછળ પડવામાં, એના કરતાં વધારે કીમતી અને વધારે સાચી વસ્તુ હાથમાંથી છટકી જાય છે એ વાત રામાયણના વખતથી જાણીતી છે. એટલે તે અતિ-ક્ષત્રિય વિવેચકોને મારા ઉપલા ગ્રંથમાં કશું જ સારું દેખાયું નહિ તેથી મને નવાઈ લાગી નથી.

હું આદર્શનો ઉપયોગ જ કરતો નથી, એમ નથી કહી શકતો. મારી નવલકથાઓના નાયકનાયિકાઓમાં એકાદએ આદર્શ બતાવવાનો પણ મેં પ્રયત્ન કર્યો છે; પરંતુ મેં કોઈએક વિશિષ્ટ જીવનમાં કોઈએક વિશિષ્ટ આદર્શ બતાવવાનો પ્રયાસ કર્યો છે; મેં આદર્શ મનુષ્ય ઘડવાનો પ્રયાસ કર્યો નથી. મારાં પુસ્તકોનાં નાયકનાયિકાઓમાં માત્ર મનુષ્યો છે. તેથી એક તરફ તેમને જેમ આદર્શ હોય છે, તેમ બીજી તરફ તેમને રક્તમાંસનાં શરીર પણ હોય છે. તેથી તેઓ કોઈ પણ પૂર્ણ આદર્શની કલ્પના પણ કરતાં નથી, અને એની સાધનામાં ડગલે પગલે વિઘ્નો પણ અનુભવે છે. તેમનો કોઈ પણ આદર્શ બરાબર છે એવું યે મેં શપથ ખાઈને કહ્યું નથી, અને તેમનો ક્યાં દોષ છે એ પણ બતાવવાનો પ્રયત્ન કર્યો નથી. આનું એક સહજ કારણ તો એ છે કે હું નવલકથા લખવા બેઠો છું,—જીવનને તે છે તેવું ચીતરવા બેઠો છું.—પ્રચારકની ગાદી પર બેસીને નીતિકથા ગૂંથવા નથી બેઠો.

નાયકનાયિકાઓ તેમનો પોતાનો ઘડેલો, સાચો કે ખોટો કો આદર્શ લઈને જીવન ઘડવા બેઠાં છે. જીવનમાં આદર્શની સાધના કંઈ સહેલી નથી. જીવનની સાથે આદર્શને અને આદર્શની સાથે જગતને હમેશાં ઘર્ષણ ચાલ્યા કરે છે. જુદા જુદા વાતાવરણમાં જુદા જુદા પ્રશ્નો ઉપસ્થિત થાય છે. જીવનના

સ્વાભાવિક પરિણામરૂપે એ ઘર્ષણ અને એ પ્રશ્નો વાચકની આગળ રજૂ કરીને લેખક છૂટો છે. એ પ્રશ્નોના ઉકેલનો ભાર પછી વાચકની ઉપર છે.

એમ કહી શકાય કે નવલકથા-લેખક એક શિક્ષક જેવો છે; આવા જટિલ પ્રશ્નો વખતે તે હાથ પગ બાંધીને બેસી રહે એ નહિ ચાલે.

નવલકથાકારને માથે શિક્ષણની કંઇક જવાબદારી છે એ હું કબૂલ કરું છું; પરંતુ ઘણા દિવસ શિક્ષકનું કામ કર્યા પછી હું એટલું સમજ્યો છું કે જે શિક્ષક તૈયાર કોળિયો શિષ્યના ગળામાં ઉતારતો નથી, પણ તેનામાં જિજ્ઞાસા ઉત્પન્ન કરે છે, તેની વિચારશક્તિને જાગૃત કરે છે તે જ ખરો શિક્ષક છે. નવલ-કથા લેખકનું શિક્ષણ ખાસ કરીને આ જાતનું હોવું જોઈએ. તેણે જીવનના અને સમાજના પ્રશ્નો એવી રીતે ઉપસ્થિત કરવા જોઇએ કે તે વાચકની વિચારશક્તિને જાગૃત કરી તેના ઉકેલને રસ્તે તેને પ્રેરે. ઘટનાઓની એવી રીતે રજૂઆત કરવી જોઈએ કે તે બધી બાજુની દલીલોના ભૂલ દોષ પ્રગટ કરે.

પરંતુ નવલકથાકાર જો કોઈ ઉકેલને ભૂલ વગરનો કહીને વાચકના ગળે ઉતારવાનું કરે, જો તે બુઢ્ઢા ઇસપ કે વિષ્ણુશર્માની હરોળમાં જઇને બેસે, તો પછી એણે વિચારશીલ વાચકના મનોરંજનનો પ્રયત્ન કરવો મિથ્યા છે. હું બાળકોને માટે ચોપડી લખવા બેઠો નથી. મેં તો માત્ર સમજુ, પાકટ બુદ્ધિના વાચકોના મનોરંજનનો જ પ્રયાસ કર્યો છે તે પ્રયાસ સફળ થતાં હું કૃતાર્થ થઇશ.

મૂળ લેખક.

---

## અનુવાદક તરફથી

સુપ્રસિદ્ધ બંગીય સાહિત્યકાર શ્રી. નરેશચંદ્ર સેનગુપ્તની 'પાપેર છાપ' નામક નવલકથાનું આ ગૂજરાતી ભાષાન્તર છે.

એન. એમ. ઠક્કરની કું.વાળા શ્રી. નંદલાલભાઈ ઠક્કર અને શેઠશ્રી. નંદલાલ બોડીવાળા, જેઓના પ્રોત્સાહનથી આ નવલકથા ગૂજરાતીમાં ઊતરી છે, તેઓનો અત્રે આભાર માનું છું.

**મોડાસા,**
૨૯-૭-૧૯૪૫

અનુવાદક,
**રમણલાલ સોની**
પ્રિન્સિપાલ, મોડાસા હાઇસ્કૂલ

# નિવેદન

'સંદેશ ગ્રંથમાળા'નું ત્રીજા વર્ષનું આ પ્રથમ પુસ્તક રજૂ કરતાં આનંદ થાય છે.

'સંદેશ ગ્રંથમાળા', ઓછામાં ઓછા લવાજમના દરે જનતાને શિષ્ટ અને સંસ્કારી વાચન આપે છે. અમારાં અત્યાર સુધીમાં પ્રકટ થયેલાં પ્રકાશનો પરથી વાચક મિત્રોને અમારા આ કથનની પ્રતીતિ થઈ હશે.

'સંદેશ ગ્રંથમાળા'ના ત્રીજા વર્ષનાં ૧૦૦૦ પૃષ્ઠનું વાચન આપવાની યોજનાને પણ મહાગૂજરાતે સરસ આવકાર આપ્યો છે આ માટે અમે જનતાના ખૂબ જ આભારી છીએ.

ત્રીજા વર્ષનું આ પ્રથમ પુસ્તક સુપ્રસિદ્ધ બંગીય સાહિત્યકાર શ્રી. નરેશચંદ્ર સેનગુપ્તની સામાજિક કૃતિનો સુરેખ અનુવાદ છે. બંગાળી સાહિત્યમાં શ્રી. નરેશચંદ્રની બરોબરીના લેખકો બહુ જ ઓછા છે. આ બંગાળી નવલકથાનો અનુવાદ ગુજરાતના સિદ્ધહસ્ત યુવાન લેખક શ્રી. રમણલાલ સોનીએ કર્યો છે. શ્રી. સોનીએ ઘણી બંગાળી કૃતિઓને ગુજરાતીમાં સફલ રીતે અવતારી છે એટલે આ કૃતિની ઉપયોગીતા માટે અમારે કંઇ કહેવાનું રહેતું નથી.

'સંદેશ ગ્રંથમાળા'નાં પુસ્તકો ગૂજરાતમાં ઘેરે ઘેર વંચાય એવી અમારી વાંચ્છના છે.

'સંદેશ ગ્રંથમાળા'નું ત્રીજા વર્ષનું બીજું પુસ્તક 'પિંગળા' જાણીતા લોકસાહિત્યકાર ભાઈ શ્રી. ગોકુલદાસ રાયચુરાની કૃતિ છે. આ પુસ્તક ટૂંક સમયમાં અમારા ગ્રાહકોને મળી જશે.

શ્રી. રમણલાલ સોનીની આ કૃતિને જનતા પ્રેમથી સત્કારે એવી ભાવનાસહ વિરમું છું.

સંદેશ પ્રકાશન મંદિર
સારંગપુર
અમદાવાદ

લિ.
નંદલાલ ચુનીલાલ બોડીવાળા
મેનેજિંગ ડિરેક્ટર
'શ્રી સંદેશ લિમિટેડ'

# શ્રી. રમણલાલ સોનીનાં અન્ય પુસ્તકો

| | |
|---|---|
| ચબૂતરો . . . . . . | [મૌલિક વાર્તાસંગ્રહ] |
| પૂછડિયાંના પ્રદેશમાં . . . | [સાહસની સળંગકથા] |
| માથાનું દાન . . . . . | [ લોકપ્રિય નાટક ] |
| રૂપાની ગાય . . . . . | ,, |
| ચાણક્ય . . . . . . | ,, |
| જાદુઈ ચક્કી . . . . . | બાલવાર્તાઓ |
| પટેલ પટલાણી . . . . . | ,, |
| શિશુકથા . . . . . | ,, |
| બુધાકાકા . . . . . | ,, |
| પાંડુ ઝવેરી . . . . . | લાંબી વાર્તા |
| ભાખો ચોટ્ટો . . . . | નવલકથા |
| ભાગવત કથામંગલ . . . | કથાઓ, આખ્યાનો |
| ઉપનિષદ કથામંગલ . . . | ,, |
| હિંદ અને બ્રિટનનું રાજતંત્ર . . . . | |

## અનુવાદ-ગ્રંથો

| | |
|---|---|
| સ્વામી . . . . . | શરદબાબુ |
| કાશીનાથ . . . . . | ,, |
| સાવકી મા . . . . . | ,, |
| વિપ્રદાસ . . . . . | ,, |
| અનુરાધા [બડીદિદિ, નારીનું મૂલ્ય વગેરે] | ,, |
| નવીના [શેષ પ્રશ્ન] . . . | ,, |
| શ્રીકાન્ત ભા. ૧-૨-૩-૪ . . . | ,, |
| શુભદા . . . . . | ,, |
| ચાંદમુખ . . . . . | ,, |
| શરદવંદના . . . . . | ,, |
| શરદવાણી . . . . . . . . | |
| વિવાહિતા . . . . . . . | |
| પ્રભાત કિરણો . . . . | પ્રભાતકુમાર |
| સૂડી વચ્ચે સોપારી . . . | ,, |
| નગરલક્ષ્મી . . . . . | ટાગોર |
| લાલ પડછાયા . . . . | ચીની જપાની વાતો |
| મેઘધનુષ . . . | ૧૯૪૩ ની શ્રેષ્ઠ રશિયન નવલકથા |

: ૧ :

ટાંગાઈલના સરકારી ડાક્તર મેઘનાદ ચક્રવર્તી બિલકુલ છોકરા જેવો હતો;—ઉંમર સત્તાવીસ અઠ્ઠાવીસની હતી, બાંધો મજબૂત હતો, પણ છોકરા જેવો દેખાતો હતો. અને એ હતો પણ ખૂબ ભલો ભોળો—કશામાં માથું મારતો નહિ. કદી પણ કોઇ સભામાં ભાગ લેતો નહિ, કલબમાં પણ ભાગ્યે જ કદી એનાં દર્શન થતાં—ડેપ્યુટિઓ ને મુનસફો એને ઘરમાંથી બહાર કાઢવા ઘણું મથ્યા, પણ ફાવ્યા નહોતા. એ આખો દિવસ ઇસ્પિતાલનું કામ કરતો, જેલનું કામ કરતો; ફુરસદના વખતમાં બેઠો બેઠો ચોપડી વાંચતો, કે મગદળ ફેરવતો; કે પછી લોહજંગ નદીને કિનારે રેતીના ભાઠામાં એકલો એકલો ફર્યા કરતો. બહાર વિઝિટે જવાનું એને આવતું જ નહિ એમ કહીએ તો ખોટું નથી; કોકવાર જવાનું થતું તો તે પણ ઘણુંખરું વગર ફીએ. કારણ કે મેઘનાદ આ પ્રદેશનો જ વતની હતો—ટાંગાઇલેમાં તેનાં સગાંસંબંધીઓ ઓછાં નહોતાં.

મેઘનાદ બહારના કંઈ જ ખરખબર રાખતો નહિ. એટલે, મામલો આટલી હદ સુધી જઇ પહોંચ્યો છે તેની કશી જ ખબર તેને નહોતી. પણ છેવટે તેને ખબર રાખવી પડી.

× × ×

રાતના દશ વાગવાના શુમારે, મેઘનાદ ખાઇ પીને હાથમાં ચોપડી લઈ વાંચવા પડયો હતો; એટલામાં ઓચિંતાનું બહારગામથી તેડું આવ્યું: ફૂલવાડીના જમીનદારનાં પત્નીને કોલેરા થઇ ગયો હતો, એટલે તરત જ ગયા વગર છૂટકો નહોતો.

મેઘનાદે તુરતાતુરત બનતી ઝડપથી સરસામાન તૈયાર કરી લીધો, અને પાલખીમાં બેસી દરદીને જોવા નીકળ્યો. બીજા એક

સ્થાનિક દાક્તરને ચિઠ્ઠી લખી મોકલી કે સવારે ઇસ્પિતાલનું કામકાજ જરા જોઇ લેજો.

ફૂલવાડી ગયા પછી મેઘનાદને માલૂમ પડયું કે કોલેરાની વાત ખોટી છે. ગૃહિણીને સુવાવડની માંદગી હતી. તે દિવસે સવારે એકબે વખત ઊલટી થવાથી, ભયભીત બની દાક્તરને બોલાવવા મોકલ્યો હતો. જમીનદાર મહાશયે માનપાનથી મેઘનાદને ખુશખુશ કરી નાખી વિદાય વખતે પાંચસો રૂપિયા ફીના તેના હાથમાં મૂકયા. આવડી ભારે ફી આપવાનું કંઇ પણ કારણ મેઘનાદને સમજાયું નહિ.

× × ×

આ પછી બે દિવસ કેડે મેઘનાદને ફરી ફૂલવાડી જવું પડયું. એક છોકરાને ગૂમડું થયું હતું તે ફોડવા માટે. આ વખતે પણ પાંચસો રૂપિયા ફીના આપી, ખૂબ સાહેબ–સલામ પછી, જમીનદાર મહાશયે મેઘનાદને વિદાય કર્યો.

બેચાર દિવસ પછી, આવા જ કોઇ સામાન્ય કારણસર મેઘનાદ ફરી પાછો પાંચસો રૂપિયા કમાઇ આવ્યો. મેઘનાદને હવે ખાતરી થઇ ગઇ કે જમીનદાર મૂરખનો સરદાર છે, અને નજીવી બાબતમાં ઘાંવલો બની જાય છે.

× × ×

થોડા દિવસ પછી મધરાતે જમીનદાર હુસેનમિયાં ખૂદ મેઘનાદને ઘેર આવીને ઊભા; હુસેનમિયાં એકદમ મેઘનાદના પગને બાઝી પડી બોલ્યાઃ ‘ દાક્તરબાબુ, મારો જાનમાલ તમારા હાથમાં છે, મને બચાવો ! ’

મેઘનાદે ગભરાઇને તેમનો હાથ પકડી તેમને બેઠા કર્યા, પછી તેમને આ ગભરાટનું કારણ પૂછ્યું. જમીનદાર મહાશય ઘણું બધું બોલી ગયા, પણ તે બધાનો સાર એ હતો કે જમીનદાર મહાશયના જમાઇ આલિયાડાના પ્રખ્યાત તાલુકદાર મણીમિયાં

એક મોટા મુકદ્દમામાં સપડાયા છે. તેમની ઉપર એક બ્રાહ્મણની સગીર વયની કુંવારી છોકરીનું અપહરણ કરી તેના ઉપર બળાત્કાર ગુજાર્યાની ફરિયાદ થઇ છે. કેસ તદ્દન ખોટો છે. મણીમિયાંની ચાલચલગત જો કે સારી નથી, પરંતુ છોકરીયે બદચાલની છે. પૈસાના લોભે એ સ્વેચ્છાએ મણીમિયાંની રખાત બની હતી. બળાત્કારનો આરોપ જૂઠો છે. પરંતુ આખું ગામ આ બાબતમાં એક થઇ ગયું છે, અને ટાંગાઇલેના હિંદુ શેઠિયાઓ ખાઈપીને લાગી પડ્યા છે એક સાવ જૂઠો કેસ ઊભો કરી મણીમિયાંને સજા કરાવવા. હવે દાક્તરબાબુની જુબાની ઉપર બધી વાત આવીને થંભી છે. તેઓ જો કહે કે છોકરીને સોળ વરસ પૂરાં થઇ ગયાં છે, અને એની ઉપર બળાત્કાર થયો નથી, તો જ એ બિચારો બચી શકે એમ છે.

જમીનદાર મહાશય દાક્તરબાબુના પગમાં હજાર રૂપિયાની નોટોનો થોકડો મૂકી દઈ બોલ્યાઃ 'બાબુ, આપે એક અક્ષર જૂઠો બોલવાનો નથી, માત્ર ધર્મ ઉપર નજર રાખી, સાચી વાત કહેવા માટે આપને આ સલામી આપું છું.'

મેઘનાદ કંઇપણ બોલ્યા વગર, પોતાના સૂવાના ઓરડામાં ગયો. ત્યાંથી દોઢ હજાર રૂપિયાની નોટો લાવીને જમીનદાર સાહેબની આગળ મૂકીને બોલ્યોઃ 'જુઓ, આ તમામ રૂપિયા લઇને અબઘડી અહીંથી ચાલ્યા જાઓ; નહિ તો ભારે પડી જશે.'

જમીનદાર મોં ફાડી જોઈ રહ્યો. બોલ્યોઃ—'આ રૂપિયા—'

'હા. એ રૂપિયા પણ લઇ જવાના છે. હવે મને સમજાઇ ગયું છે કે એ રૂપિયા પણ તમે મને રૂશ્વતના આપ્યા હતા. હમણાં ને હમણાં પોલિસને ખબર આપવાની મારી ફરજ છે. પરંતુ તમને હું એ આફતમાંથી બચાવી લઉં છું. એટલી હું તમારા પર મહેરબાની કરું છું. પરંતુ તમે જો એ બધા રૂપિયા લઇ જવામાં એક ઘડીનો યે વિલંબ કરશો તો હું દયાબયા કાંઈ નહિ કરું.'

જમીનદાર તરત જ, કંઇ પણ બોલ્યા વગર, બહાર નીકળી ગયો. જતી વખતે કપાળમાં હાથ પછાડી બોલ્યાઃ 'યા અલ્લા! બધા હિંદુ સરખા છે!"

આખી રાત સૂતાં સૂતાં મેઘનાદે આ મુકદ્દમાનો જ વિચાર કર્યા કીધો.

બીજે દિવસે સવારે મેઘનાદે હસ્પિતાલમાં જઇને જોયું તો સબડિવિઝનલ ઓફિસરની પાસેથી હુકમ લઇ જમાદાર એક છોકરીને તપાસ માટે લઇને આવ્યો હતો. મેઘનાદે લેડી દાક્તરની હાજરીમાં છોકરીને તપાસને માટે બોલાવી.

છોકરીના મોં સામું જોતાં એકદમ તેના હૃદયમાં જાણે આઘાત લાગ્યો! પોતે તે છોકરીને ઓળખતો હતો! એ જ પ્રમથ ભટ્ટાચાર્યની છોકરી મનોરમા! મેઘનાદના મામાના ગામમાં પહેલાં ભટ્ટાચાર્ય રહેતા હતા. મેઘનાદ કોલેજમાં ભણતો હતો, તેવામાં એક વખત મામાને ઘેર ગયો હતો. તે વખતે પ્રમથ ભટ્ટાચાર્ય જીદ પકડીને બેઠા હતા કે બસ, આ છોકરીની સાથે તારાં લગન થવા દે. મેઘનાદને યે છોકરી નહોતી ગમી એમ તો નહિ, ઊલટું એ કિશોર બાળાનું ખીલું ખીલું મુખ જોઇ એના શરીરમાં લોહી જરા જોરથી વહેવા લાગ્યું હતું, એની ના નહિ. પરંતુ તે પ્રતિજ્ઞા કરીને બેઠો હતો કે જિંદગીમાં ધંધેધાપે ઠેકાણે ન પડું ત્યાં લગી લગ્ન કરવાં નહિ. એટલે એ લગ્ન થયાં નહોતાં. એ પછી પણ એ અનેકવાર મામાને ઘેર ગયો હતો; અને એ છોકરીને જોઇ હતી. છોકરી જાણે કે માથે પડવા માગતી હોય એમ એની સાથે ખૂબ જ હળતીભળતી હતી. એને લીધે તો મેઘનાદની પ્રતિજ્ઞા પણ ઘણી વખત હાલી ઊઠી હતી, પરંતુ તે તૂટી પડી નહોતી.

આજે એ છોકરી પૂરી યુવતી બની હતી. તે રૂપવતી નહોતી, ઊલટું તેનો રંગ કાળો હતો, પરંતુ છલકતા યૌવનથી તે ભરપૂર હતી. **असंभ्रमं मंडनमङ्गयष्टेः ।** – એ શબ્દોમાં કવિ કાલિ-

દાસે જેનું વર્ણન કર્યું છે તે યૌવને તેનાં અંગેઅંગને અપૂર્વ સૌષ્ઠવ અને મદિરાથી ભરી દીધું હતું.—એ જોઈ મેઘનાદ મુગ્ધ થઇ ગયો. પરંતુ એ સૌષ્ઠવમાં શાલીનતાનું સ્નિગ્ધ આવરણ નહોતું, લજ્જાનું મધુર સૌન્દર્ય નહોતું,—એની આંખો અને મુખમાંથી એક પ્રચંડ નિર્લજ્જ લાલસા અગ્નિઝાળની પેઠે બહાર નીકળતી હતી.

એ મનોરમાને આજે ગંદી તપાસ દ્વારા હેરાન કરવાનું મેઘનાદને ગમ્યું નહિ—તેનું હૃદય ખળભળી ઊઠયું. પરંતુ મનોરમા જરાયે ક્ષુબ્ધ થયા વગર તીક્ષ્ણ નજરે, દાક્તરની સામે જોઇ મરક મરક હસતી હતી! શરમથી અને ઘૃણાથી મેઘનાદનાં કાનનાં મૂળ સુદ્ધાં લાલ લાલ થઇ ગયાં. નીચું જોઇ તે પોતાનું કર્તવ્ય બજાવ્યે ગયો.

દાક્તરનો રિપોર્ટ જોઈ ફરિયાદી પક્ષ આખો બની ગયો. આખો હિંદુ ભદ્રસમાજ મૂઢ બની ગયો. મેઘનાદે રિપોર્ટ કર્યો હતો કે 'મનોરમાનું શરીર પૂરેપૂરું વિકસેલું છે, તેની ઉમર સોળથી ઓછી નથી જ. વળી તેની ઉપર બળાત્કાર થયાનું કોઇ જ ચિહ્ન દેખાતું નથી, વધારામાં, સત્યાનાશની પાટી તો એ છે કે એને સુવાવડ આવી ગયેલી છે કે પછી એણે ગર્ભપાત કરેલો છે!'

આટલી મહેનત અને કાળજી પછી જે મુકદ્દમો ઊભો કરવામાં આવ્યો હતો તે હવે આ રિપોર્ટને આધારે ચલાવવો મુશ્કેલ હતો.

પછી બધાએ મળી અંદર અંદર મસલત કરી પહેલાં તો મેઘનાદ દાક્તરને સમજાવવાનો પ્રયત્ન કરી જોયો. એ જો જુબાનીમાં પોતાના શબ્દો જરા ઉલટપાલટ કરી નાખવા તૈયાર થાય તો બધું બચી જાય, નહિ તો એ પાપી છૂટી જવાનો, અને આલિયાડાનાં આસપાસનાં ગામોમાં હિંદુ ગૃહસ્થોનો ઘર-

સંસાર અશક્ય બની જવાનો. સૌએ મળીને મેઘનાદને ઘણું ઘણું સમજાવ્યો, પણ તે એકનો બે થયો નહિ.

તે પછી વકીલ, મુખત્યાર, દાક્તર, વૈદ્યરાજ વગેરે સૌએ યુક્તિપૂર્વક મનોરમાને શહેરમાં મોકલી દીધી, અને ત્યાં ખૂબ દોડાદોડ અને ખૂબ પૈસો ખરચીને સિવિલ સર્જનની પાસે એવો રિપોર્ટ લખાવી આણ્યો કે જેથી મેઘનાદનો રિપોર્ટ નકામો થઇ જાય. પછી બધાય ઠંડે કાળજે બેઠા. અને મણીમિયાં અને તેના સસરાનાં મોં પડી ગયાં.

❦

: ૨ :

સબડિવિઝનલ ઓફિસરની કચેરીમાં મુકદ્દમાની પહેલી સુનાવણી થઈ. બંને પક્ષ તરફથી મયમનસિંહથી મોટા મોટા વકીલો હાજર રહ્યા હતા, અનેક સાક્ષીપ્રમાણ રજૂ થયાં હતાં, છેવટે જુબાની લેવાઇ—મેઘનાદની.

ફરિયાદીપક્ષે મેઘનાદની ઉલટ તપાસ કરવાની પરવાનગી માગી. તે મળતાં તેમણે તેની ખૂબ જ ઉલટતપાસ કરી. મુખ્ય વિષયને લાગતુંવળગતું હતું ત્યાં સુધી મેઘનાદની જુબાની ઉલટ-તપાસમાં જરા પણ નબળી પડી નહિ, પરંતુ તેણે કબૂલ કર્યું કે મનોરમાની તપાસ કરી તે પહેલાં પોતે ત્રણ વખત ફૂલવાડી ગયો હતો. ત્યાં તેને અતિ સાધારણ કારણુસર તેડી જવામાં આવ્યો હતો, અને દરેક વખતે તેને ખૂબ જ મોટી ફી આપવામાં આવી હતી. તે પછી ફૂલવાડીનો જમીનદાર એને મળવા આવ્યો હતો અને બીજા વધારે રૂપિયા તેની આગળ ધર્યા હતા. પણ આ વખતે વસ્તુસ્થિતિ સમજી જવાથી તેણે એ બધાયે રૂપિયા તેને પાછા આપી દીધા હતા. મેઘનાદે પોતે જ આ બધી વાત કહી સંભળાવી.

મેજીસ્ટ્રેટ જરા હસ્યા. ફરિયાદીના વકીલે પણ કાનનાં મૂળ સુધી હસીને તેમને ટેકો આપ્યો. મેઘનાદ ચીડાઈ ગયો.

પછી આવ્યા મયમનસિંહના સિવિલસર્જન સાહેબ. તેમણે ખૂબ ખબરદારીપૂર્વક જુબાની આપી. એના પરિણામે મેઘનાદની જુબાનીનો ઘણો ભાગ સાચો છે એમ માની લઇને પણ તેમણે જણાવ્યું કે છોકરીની ઉંમર તેર ચૌદથી વધારે નથી —ઓછી પણ હોવા સંભવ છે. મેજીસ્ટ્રેટે મેઘનાદની વાત નહિ માનતાં કેસ સેશનમાં મોકલ્યો.

સેશનની જ્યુરીએ આરોપીને ગુનેગાર જાહેર કર્યો. જજ જ્યુરીના એ મતને સંપૂર્ણતઃ મળતા ન થયા તો પણ તેમણે આરોપીને છ મહિનાની સખત કેદની સજા ફરમાવી.

મણીમિયાંએ હાઇકોર્ટમાં અપીલ કરી. પરંતુ તેનું કંઇ વળ્યું નહિ. જજસાહેબે મેઘનાદની જુબાની ઉપર ખૂબ કડક ટીકા કરી.

મેઘનાદના સૌથી મોટા ઉપરી ઇસ્પિતાલોના ઇન્સ્પેકટર જનરલ બહાદુરે સિવિલ સર્જન મારફત જજની કડક ટીકાનો ઉતારો મોકલી, આ બાબતમાં મેઘનાદને શું કહેવાનું છે તે પૂછ્યું. સિવિલ સર્જને પોતાની આબરૂ સાચવવા માટે તે કાગળ મેઘનાદ તરફ રવાના કર્યો, પરંતુ પછી પોતે ટાંગાઇલેની ઇસ્પિતાલની તપાસ કરવા ગયા, અને તે વખતે મેઘનાદને કહ્યું કે જરા ભળતો જવાબ લખી નાખજો, હું તમને બચાવી લઈશ.

આ સાંભળી મેઘનાદનું મગજ ફરી ગયું. લાંચથી પેટ ભરી આ સાહેબ ઉપરથી પાછો દયા બતાવતો હતો !–એ જોઈ તેને હાડેહાડમાં ક્રોધ વ્યાપી ગયો. ક્રોધથી ધૂવાંફુંવાં થતો તે ઘેર ગયો, અને એવી જ સ્થિતિમાં તેણે એક જવાબ લખી કાઢ્યો. તેણે લખ્યું: 'મારી જુબાનીમાં હું અક્ષરે અક્ષર સત્ય બોલ્યો છું અને સિવિલ સર્જને અક્ષરે અક્ષર જૂઠો કહ્યો છે. આ સિવાય મારે બીજો કોઇ જ જવાબ આપવાનો નથી. આ જવાબથી જો મારા ઉપરી અધિકારીઓને સંતોષ ન થાય, તો પછી માત્ર એક જ રસ્તો રહે છે—હું આ નોકરી છોડી દઈ અધિકારીઓને જવાબદારીમાંથી મુક્ત કરીશ.'

બિલકુલ સાફ સાફ શબ્દોમાં આ જવાબ લખી કાઢી, તેણે ટપાલમાં નાખ્યો.

આ તરફ મનોરમાના સંબંધમાં ખૂબ ધમાચકડી મચી ગઇ હતી. મણીમિયાંને સજા કરાવવા વાસ્તે ભદ્રસમાજ ખડે–પગે થઇ ગયો હતો, અને એ હેતુ પાર પાડવા માટે મનોરમાને

હાથમાં રાખવાની આવશ્યકતા ઊભી થઈ હતી. મનોરમા, પહેલાં તો, જૂઠ્ઠી જુબાની આપવા તૈયાર થઇ નહિ, પરંતુ ખૂબ સમજાવી ધમકાવી પટાવીને છેવટે એને તૈયાર કરવામાં આવી. અનેક લાલચો, અને અનેક લાભનો લોભ એને દેખાડવામાં આવ્યો. પરંતુ હાઇકોર્ટમાં કેસનો છેવટનો ફેંસલો થઇ ગયો તે પછી મનોરમાની ઉપર નજર રાખવાની કોઇને જરૂર લાગી નહિ. પ્રમથ ભટ્ટાચાર્યે તો પહેલેથી જ એ છોકરીને ઘરમાં રાખવાની ના પાડી હતી; તેથી તે અત્યાર સુધી ટાંગાઇલેના એક વકીલના આશ્રય નીચે હતી. હવે મેઘનાદને કાને વાત આવી કે એ વકીલ બાબુ અને એમનાં પત્ની મનોરમાને ઘરમાંથી કાઢી મૂકવા માગે છે. છેવટે કોઈ એક અજાણ્યો પરદેશી માણસ એને કલકત્તાના કોઈ આશ્રમમાં મોકલવાની ગોઠવણ કરી રહ્યો છે એવું તેના જાણવામાં આવ્યું. એ આશ્રમ વિશે મેઘનાદે કંઇ કંઈ વાતો સાંભળી હતી. એથી એના ઉપર એને જરા પણ વિશ્વાસ નહોતો.

મેઘનાદે વિચારમાં આકાશપાતાળ એક કર્યું. એને ખૂબ ક્રોધ ચઢયો. બરાબર એ જ દિવસે તેણે સિવિલ સર્જનના કાગળનો જવાબ લખ્યો હતો, એટલે એનો મિજાજ બગડેલો હતો જ. કાગળિયાંથી ચાલતા રાજતંત્રમાં, જૂઠાણાનું આટલું બધું સર્વવ્યાપી જોર જોઈ એ દિલમાં ને દિલમાં સળગી ઊઠતો હતો. એ આગમાં આ સમાચારે ઘી રેડ્યું. આખાયે દેશમાં એને જૂઠાણાનું એક અખંડ વિરાટ સામ્રાજ્ય વ્યાપી રહેલું દેખાયું.

તે વિચાર કરવા લાગ્યો કે આ લોકોને જોઇએ છે શું? મણીમિયાંને સજા કરાવવા માટે આ લોકો ખડેપગે થઈ ગયા હતા. શા માટે? તેણે મનોરમાનું જીવન બરબાદ કર્યું છે એમ સમજી મનોરમાના હિતને માટે જો આ લોકો આટલા ધમપછાડા મારતા હતા તો પછી હવે એ જ મનોરમાને એક બલાની પેઠે કાઢી મૂકવા માટે તેઓ આટલા અધીરા કેમ બની ગયા છે? કોર્ટમાં તો એ લોકો એવું સાબિત કરવા માગતા હતા કે મનોરમા

બિલકુલ નિર્દોષ છે, અને મણીમિયાં જ એકલો ગુનેગાર છે. હવે મનોરમાની તરફ તેઓ એવી રીતે વર્તી રહ્યા છે કે તેમની વર્તણુક પરથી જ જણાઇ આવે છે કે કોર્ટમાં જે વાત સાબિત કરવા તેઓ તલપાપડ હતા, તે વાત બિલકુલ ખોટી જ છે એવી પહેલેથી જ તેમના મનમાં ખાતરી હતી. અધર્મનો આશ્રય લઇને અસત્યને સાબિત કરી તેમણે મણીમિયાંની ઉપર પોતાનો ક્રોધ ઊતાર્યો. પણ એ ક્રોધનું કારણ શું? ધર્મની ઉપર અત્યાચાર થયો એથી? મેઘનાદે મોં કટાણું કર્યું. તેને ખબર હતી કે જે લોકો મણીમિયાંની ઉપર આ ગુના માટે સૌથી વધારે રોષે ભરાયા હતા, તેમનામાંના ઘણાયે રાત ને દિવસ એ જ ગુનો કરી રહ્યા હતા. એટલું જ નહિ, પણ મણીમિયાંના પંજામાંથી મનોરમાનો ઉદ્ધાર થયા પછી, જે ઘરોમાં એને આશ્રય મળ્યો હતો તેમાંનાં ઘણાં ઘરોમાં પણ મનોરમાને ધકેલી કાઢવા માટે વકીલ બાબુના કરતાં તેમની સ્ત્રી જ વધારે અધીરી બની ગઇ હતી—તેનું પણ એક ખાનગી કારણ નહોતું એમ નહિ.

તો પછી આ રોષ શા માટે? મણીમિયાં ગુનેગાર હતો, તે વિશે મેઘનાદને લેશ માત્ર પણ શંકા નહોતી; પરંતુ જે લોકો એના ન્યાયાધીશ અને સજા ફરમાવનારા બની બેઠા હતા, તેમનામાં તેનો ન્યાય તોળવાની લાયકાત નહોતી કે અધિકાર પણ નહોતો એ બાબતમાં તેને જરા પણ સંશય નહોતો.

મેઘનાદ ક્રોધથી બળી રહ્યો હતો. આ જૂઠા અધર્મી સમાજના આગેવાનોને ખેંચી ખેંચી ચાબખાનો માર મારવાનું તેને મન થઇ આવ્યું. સાથે સાથે પાપી મણીમિયાંને ફટકારવાનું પણ તેને મન થયું. બીજાઓ ઉપર મેઘનાદને ક્રોધ હતો તેના કરતાં એના ઉપર જરાયે ઓછો નહોતો.

વળી તેને વિચાર આવ્યો કે મણીમિયાંનો શો વાંક? મનોરમા પહેલેથી જ ભ્રષ્ટ હોવાનું પ્રત્યક્ષ પ્રમાણ મેઘનાદને મળ્યું હતું. તે પોતે જ એટલી સુલભ બની બેઠી હતી કે મણીમિયાં

૨૫૪૦૯

મન વશ રાખી શકયો નહિ. ગમે તેમ હોય, પણ મણીમિયાં પાપી છે એ વાત તે કેમે કર્યો મનમાંથી દૂર કરી શકતો નહોતો.

મનોરમા ગુનેગાર છે તેમાં જરાયે શંકા નહિ, પરંતુ તેના ગુનાની જવાબદારી કોની છે? અઢાર-ઓગણીસ વરસની એક ઉંમરલાયક છોકરીનું ચિત્ત વિકૃત બને એમાં અસ્વાભાવિક કશું નથી. એ ચિત્તવિકારને રોકવાનું શિક્ષણ તો એને કદી મળ્યું જ નથી. નારીજીવનનો બીજો કોઇ આદર્શ કદી પણ તેના મનમાં પ્રવેશ પામ્યો નથી. જે આદર્શ તેની આસપાસ સમાજમાં ચારેકોર રાજસત્તા જમાવીને બેસી ગયો છે તે તો એ છે કે નારીજીવનની એકમાત્ર સાર્થકતા પુરુષના સહચારમાં છે, નારીજીવનનો એકમાત્ર ધર્મ પુરુષવિશેષની કામના કરવામાં છે. ગૃહસ્થ ધર્મનો ઉચ્ચ આદર્શ એ સમાજમાં નથી એમ નહિ, પરંતુ લગ્ન દ્વારા જે પોતાની આ જ એકમાત્ર પ્રકૃતિની સફળતા પ્રાપ્ત કરી શકયું છે તેને જ માટે એ આદર્શ તો સંભવિત છે, બાકી જેને એ માર્ગ મળ્યો નથી, તેવાને માટે સમાજે બીજો કોઇ પણ આદર્શ ઊભો કર્યો નથી, તેમ તેને કોઇ બીજું દૃષ્ટાંત પણ બતાવ્યું નથી. બાળપણથી જ નારીને પુરુષની કામનાના પદાર્થ તરીકે જ કલ્પવામાં આવેલી હોય છે. રમતગમતમાં પણ તે વરવહુની કલ્પના કરે છે, મજાકમશ્કરીમાં પણ તેને બીજાની વહુ ગણી કાઢવામાં આવે છે. આવી રીતે તેનું જીવન ઘડાય છે, એવી નારી, યૌવનની કામના પ્રદીપ્ત થયા પછી જો પતિ મેળવવામાં સફળ ન થઇ શકી, તો એ વ્યભિચારિણી બને એમાં કંઇ અસ્વાભાવિક લાગે છે?

આવા વિચારમાં ને વિચારમાં મેઘનાદનું મન આખા સમાજ ઉપર અને સામાજિક આદર્શ ઉપર ક્રોધથી ભરાઇ ગયું. સ્ત્રીશિક્ષણનો અભાવ જોઇ તેને પારાવાર દુઃખ થયું.

વળી મેઘનાદને થયું કે આ છોકરીનાં જો વખતસર લગ્ન થઇ ગયાં હોત, તો કદાચ તે સતી સાધ્વી, આદર્શ પત્ની અને

આદર્શ ગૃહિણી તરીકે પૂજનીયા બની હોત. એને એવી થવાની તક ન મળી એને માટે જવાબદાર કોણ? એના પિતા? ના. કારણ કે છોકરીને પરણાવી દેવા માટે પ્રમથ ભટ્ટાચાર્યે પ્રયત્ન કરવામાં કંઇ બાકી રાખી નહોતી. છોકરી રંગે કાળી હતી, અને એના બાપની પાસે પૈસા નહોતા એટલે કોઇ એને પરણનારું નીકળ્યું નહિ. મેઘનાદે પોતે પણ એને પરણવાની ના પાડી હતી. એથી જ આજે એની આ દુર્દશા થઇ હતી. મેઘનાદ જો એને પરણ્યો હોત, તો કદાચ એના જીવનનો ઇતિહાસ કંઈ જુદો જ હોત. એટલે મનોરમાની આ અવદશાને માટે મેઘનાદ પોતે પણ કંઈક જવાબદાર છે. મેઘનાદે પોતાની પ્રતિજ્ઞા હજી યે તોડી નહોતી, અને એ પ્રતિજ્ઞા સારી છે એ વિષે એને હજી પણ કંઇ સંદેહ નથી. પરંતુ એ પ્રતિજ્ઞાને જ લીધે આ નારીના જીવનમાં આવું ઝેરી ફળ ઊગ્યું છે એ વાત પણ સત્ય છે. મનોરમાની આ દુર્દશાને માટે પોતે પણ થોડોઘણો જવાબદાર છે જ એ વિચાર મેઘનાદ કેમે કર્યો મનમાંથી દૂર કરી શકતો નહોતો. વળી તેને એક એવો પણ વિચાર આવ્યો કે મનોરમાને પરણાવી દેવામાં આવે તો કદાચ હજી પણ તેની મતિગતિ બદલાઇ જાય, અને એક આત્માની સદ્ગતિ થવા પામે.

આ વિષે વિચાર કરતાં કરતાં એકાએક મેઘનાદને થયું કે હું હજી પણ મનોરમાને પરણી શકું કે નહિ? આ વિચાર જાગતાં તેના મનમાં જરા શંકા, જરા ઘૃણા ઉત્પન્ન થઇ. સાથે સાથે એના મનના ઊંડાણમાં મનોરમાની જે નગ્ન મૂર્તિ તેણે જોઇ હતી, તે જાગી ઊઠી તેની કામનાને પ્રદીપ્ત કરવા લાગી. મેઘનાદનું મન મજબૂત હતું. યોગ્ય તક મળે તો આ પ્રલોભન એ દબાવી શકતો. પરંતુ હવે તેને લાગવા માંડયું કે મનોરમાની ઇચ્છા કરવી એ તેને માટે પાપ નથી જ, ઊલટું એ એનું કર્તવ્ય કર્મ છે. જેના અધઃપતનને માટે હું પોતે પણ થોડો ઘણો જવાબદાર છું, એનો ઉદ્ધાર કરી એને ધર્મમાર્ગે પાછી વાળવાને, અને તેને સહાય કરવાને હું જરૂર બંધાયેલો છું—આ હતી એની

વિચારસરણી. આ બહાને તેણે પોતાના મન ઉપરથી તમામ બંધન હઠાવી લીધાં. તેની કલ્પના મનોરમાનો વિચાર કરવામાં મસ્ત બની તાંડવનૃત્ય કરવા લાગી. મનોરમાની કલ્પનાથી એનું શરીર અને મન પુલકિત, કંપિત, લજ્જિત અને પ્રીત થઈ ગયું.

એકાંત રાત્રે, ઉજાગરેભરી આંખે મેઘનાદ આ ઉન્મત્ત કલ્પનાનું સેવન કરવા લાગ્યો. તેનું લોહી ગરમ થઇ આવ્યું, નસેનસ પાગલ બની નાચવા લાગી, તે પોતાને સંયમમાં રાખી શક્યો નહિ. છેવટે ઊઠીને ખુલ્લા પવનમાં લટાર મારવા લાગ્યો. અમાવાસ્યાના કાળા આકાશમાં તારાઓની તેજસ્વી માળા ઝગમગી રહી હતી. કાળાં ડાળપાંદડાં હલાવી, વિશાળકાય ભૂતની પેઠે ઝાડો નાચી રહ્યાં હતાં. પરંતુ મેઘનાદે એ બધા તરફ બિલકુલ ધ્યાન આપ્યું નહિ. પોતાના જ વિચારોમાં મસ્ત બની તેણે બહુ વાર સુધી બહાર ફર્યા કર્યું. પછી થાકથી લોથપોથ થઇ તે પથારીમાં પડયો ને ઊંઘી ગયો.

તેણે મનમાં મનમાં મનોરમાને પરણવાનો ઠરાવ કર્યો.



## : ૩ :

બીજે દિવસે સવારે મેઘનાદે જોયું તો એક શબ તપાસ માટે આવેલું હતું. શબનું ગળું કાપેલું હતું. પોલિસ રિપોર્ટ પરથી જણાતું હતું કે આ શબ એક બંધ ઘરમાંથી મળી આવ્યું હતું. શબનું ગળું કાપેલું હતું, તેના હાથમાં એક છરો હતો અને છરાવાળો હાથ ગળાની પાસે હતો. વગેરે વગેરે રિપોર્ટમાં લખેલું હતું. મૃતદેહની અવસ્થા તે વખતે પણ તેવી જ હતી. તેના હાથપગની જે સ્થિતિ અને ઘાનો આકાર મેઘનાદે જોયો, તે પરથી મેઘનાદને વહેમ પડયો કે પોલિસના રિપોર્ટમાં ઠીક ઠીક જૂઠાણું ભરેલું છે.

નજીકમાં જ સબડિવિઝનલ ઓફિસરનો બંગલો હતો. મેઘનાદે તેમને અને એકબીજા દાક્તરને બોલાવ્યા. તેમના દેખતાં તેણે શબની તપાસ શરૂ કરી. શબની દરેક દરેક સ્થિતિ તરફ તે બંનેનું ધ્યાન ખેંચી તે ખૂબ ચોકસાઇપૂર્વક બધી બિનાની નોંધ કરતો ગયો. છેવટે તેણે પોતાનો અભિપ્રાય લખ્યો કે ગળાનો જખમ મરનારે પોતાને હાથે કરેલો નથી, પરંતુ પારકાના હાથે મૃત્યુ પછી એ જખમ થયેલો છે અને ઘણું કરીને કોઈ વિષ-પ્રયોગથી એ મોત નીપજેલું છે. મરનારનાં આંતરડાં કલકત્તામાં કેમિકલ એકઝામિનરની પાસે તપાસ માટે મોકલવામાં આવ્યાં.

મેઘનાદે રિપોર્ટમાં સાફ શબ્દોમાં લખ્યું હતું કે શબની જે હાલત પોલિસ રિપોર્ટમાં વર્ણવેલી છે તે હોવી બિલકુલ અસંભવિત છે.

તપાસ ચાલતી હતી ત્યાં સુધી કોઇ અક્ષરે બોલ્યું નહોતું. પરંતુ જ્યારે રિપોર્ટ લખાયો, ત્યારે સબડિવિઝનલ ઓફિસર સાહેબને ઓચિંતાનું ભાન થયું કે આ તપાસ વખતે હાજરી

આપવામાં તેમણે ભૂલ કરી છે; ખાસ કરીને તો તપાસ કરનાર પોલિસ અમલદારની ઉપર આવો કટાક્ષ કરવામાં આવ્યો તે જોઇને એમને એવું લાગી આવ્યું.

તેમણે ખૂબ જ કટાણું મોં કરી મેઘનાદને કહ્યું: 'આ જોવા સારુ અમને બોલાવવાનું કાંઈ કારણ ?'

મેઘનાદ હસીને બોલ્યો; 'સત્યને એક તક આપવા માટે !'

સારી પેઠે ચડી જઇને ડેપ્યુટિ બાબુ બોલ્યા: 'What do you mean ?' (એટલે તમે શું કહેવા માગો છો ?)

મેઘનાદે હસીને કહ્યું: 'તદ્દન સીધી ને સાફ વાત છે ! આપ સાહેબોના ન્યાયના પરિણામે દિવસનો રાત અને સત્યનું અસત્ય થઇ જાય છે; સત્યને સ્થાપિત કરવા કરતાં થોડા vested interest (લાગતા વળગતા) ને બચાવી લેવા એ વધારે મહત્ત્વનું બની ગયું છે. આ કેસમાં એવું ન બનવા પામે એટલા માટે મેં આટલું કર્યું છે. હવે બાકીનું આપના હાથમાં છે.'

સબડિવિઝનલ ઑફિસર સાહેબ ઉપડી આવેલા ક્રોધને દાબી દઈ બોલ્યા: 'જુઓ મેઘનાદ બાબુ, તમે જ્યુડિશિયલ ઑફિસરની ફરજ એટલે શું એ વિષે કશું જ જાણતા નથી. તમે મારી પાસે જે કરાવ્યું તે કામ કાયદેસર રીતે મારાથી ન થઇ શકે—આ સંબંધમાં હાઈકોર્ટનો ચુકાદો પડયો છે. આજે તો થયું તે થયું, પણ ભવિષ્યમાં આવું ન થાય એટલું ધ્યાનમાં રાખજો. જ્યારે આ બાબત મારી પાસે, વિધિપૂર્વક આવશે, ત્યારે હું એ વિષે વિચાર કરીશ, તે પહેલાં મારે એમાં માથું મારવું એ અન્યાય છે.'

મેઘનાદ ચૂપ થઇ ગયો.

કાયદા અને કાયદાની અદાલતો સત્યનો નિર્ણય કરવાને માટે છે એ તેની શ્રદ્ધા શિથિલ થવા માંડી હતી, તે મેજીસ્ટ્રેટ

સાહેબના આ શબ્દોથી વધારે શિથિલ થઇ. સત્ય મોટું નથી, પણ સત્યના કરતાં 'સિસ્ટમ' મોટી છે, ધર્મ મોટો નથી, પણ કાયદા કાનૂનને ટકાવી રાખવા એ ધર્મથી મોટું છે. આ વાત તેના નીતિજ્ઞાન આગળ તેને ભયંકર અસત્ય રૂપ લાગી, તેમ છતાં ડેપ્યુટિ બાબુના નીતિજ્ઞાનની દૃષ્ટિએ તેનું જ પ્રથમ મહત્ત્વ હતું!

મેઘનાદે ઘૃણાપૂર્વક રિપોર્ટ રવાના કરી દીધો.

મેઘનાદનો એ રિપોર્ટ જ્યારે થાણામાં પહોંચ્યો ત્યારે ત્યાં ભયાનક ધમાલ મચી ગઇ. જે સબ ઇન્સ્પેકટરે શબનો રિપોર્ટ લખ્યો હતો તે ગભરાઇ ગયો; તાબડતોબ દોડતો તે પોતાના એક દાકતર મિત્રની પાસે પહોંચી ગયો—આ રિપોર્ટને ઉડાવી દેવાનો રસ્તો જાણી લાવવા સારુ ઇન્સ્પેકટર સાહેબ રિપોર્ટ મળતાં ગભરાટમાં પડયા, અને પોતાને માથે તપાસનો ભાર લઈ હવે શું કરવું તે વિષે ડેપ્યુટિ સુપરિન્ટેન્ડન્ટ સાહેબની સલાહ લેવા દોડી ગયા. ટૂંકમાં પોલિસ ખાતામાં ભારે ઊંચા નીચી થઇ ગઇ.

× × ×

ચાર પાંચ દિવસ પછી મેઘનાદ ડેપ્યુટિ સુપરિન્ટેન્ડન્ટ જોગેન્દ્રબાબુને મળવા ગયો. જોગેન્દ્રબાબુ મહા વિદ્વાન હતા, અને સરકારી કામકાજમાં જેવા કાબેલ હતા, તેવા ચારિત્ર્યશીલ પણ હતા. તેમની સાથે મેઘનાદને સારો મેળ હતો, મેઘનાદને તેમના પ્રત્યે ભક્તિભાવ પણ ખૂબ હતો. મનોરમાની સાથે લગ્ન કરવાની વાત પર જોગેન્દ્રબાબુની સાથે ચર્ચા કરવાની તેની ઈચ્છા હતી.

જોગેન્દ્રબાબુ તેને જોતાં જ બોલ્યા: 'મેઘનાદબાબુ, ધન્ય છે તમને. પેલા ખુનનો મામલો હવે બરાબર સમજાઈ ગયો છે. સાક્ષી પુરાવા જોઇએ તેવા હાથ પડયા છે. તમારું અનુમાન સાચું પડયું છે, બિચારાને ઝેર ખવડાવી મારી નાંખવામાં આવ્યો હતો.'

મેઘનાદ ખરેખર ખુશી થયો.

જોગેન્દ્રબાબુ બોલ્યે જ ગયા.

" એનો તો એક ભારે રોમાંચક કેસ ( Sensational case ) બની ગયો છે. તમારો પેલો અપહરણનો કેસ હતો ને, એ છોકરી મનોરમા પણ આની અંદર છે, અને બીજા છે સતીશબાબુ વકીલ!"

મેઘનાદ જાણે ધબ કરતો આકાશમાંથી પડયો. એનું માથું ભમવા લાગ્યું.

જોગેન્દ્રબાબુ વ્યાકુળ બની બોલ્યા: ' શું થયું તમને ? શરીર ઠીક નથી શું ?'

મેઘનાદ સ્વસ્થ બની બોલ્યો: ' એવું કાંઇ નથી, આપ બોલો.'

જોગેન્દ્રબાબુ બોલ્યા:

" વધારે કાંઇ કહેવાનું નથી. જે માણસનું ખૂન થયું છે તે અહીંનો એક દુકાનદાર છે. સતીશબાબુના ઘરની પાસે એનું ઘર છે. તેણે મનોરમા ઉપર જરા કુદૃષ્ટિ કરી હતી, તેથી સતીશબાબુએ મનોરમાની મદદથી એને ઝેર ખવડાવી મારી નાખ્યો છે, અને તેનું ખૂન કરી, પોતાના બે નોકરોદ્વારા તેને પોતાને ઘેર મોકલી ગળું કાપી, બકરાનું લોહી છંટાવી દેખાવ કર્યો હતો. બંને નોકરો બારીમાંથી બહાર કૂદી પડયા, અને બહારથી બારી બારણાં બંધ કરી દઈ હાલતા થયા. ઇન્સ્પેકટર સદયબાબુએ આ આખા કિસ્સામાં પહેલેથી છેડે સુધીનાં તમામ સાક્ષી પ્રમાણો ભેગાં કર્યાં છે.'

મેઘનાદનો કંઠસ્વર ભાંગી ગયો હતો. તે બોલ્યો: ' તમને શું ખરેખર એમ લાગે છે કે મનોરમાએ ખરેખર જાણી બુઝીને ઝેર દીધું હશે ?'

જોગેન્દ્રબાબુએ કહ્યું:

'મને જે કંઇ બાતમી મળી છે તે પરથી આ વિષે મને કંઇ સંશય નથી. તોપણ મેં જે નિર્ણય કર્યો છે તે ખરેખર જ સત્ય છે એવું પણ આજ દશ વરસના અનુભવ પછી હિંમતથી કહી શકતો નથી.'

મેઘનાદના મોં સામે થોડી વાર જોઇ રહી જોગેન્દ્રબાબુ બોલ્યાઃ 'મનોરમા શું તમારી કોઇ સગી થાય છે?'

'ના, પણ થવી જોઈતી હતી.'

'એટલે?'

'આ મનોરમાની આવી અવદશા થવા પામી છે તેમાં મારી પણ થોડીક જવાબદારી છે. છોકરી ખૂબ સરસ હતી. મારી સાથે તેને પરણવાની વાત થઇ હતી, હું પણ તેને ઠીક ગમી ગયો હતો. હું જો તે વખતે તેને પરણી બેઠો હોત તો આજે આ ખૂનના આરોપસર જેલમાં ન જતાં તે એક માનવંતી મહિલા બની હોત.'

'જુઓ મેઘનાદબાબુ, તમારો આ પશ્ચાત્તાપ બિલકુલ પાયા વગરનો છે. મનોરમાની મેં જે પરીક્ષા કરી જોઇ તે પરથી તો મને લેશમાત્ર શંકા રહી નથી કે એની નસોમાં આજન્મ ગુનેગારનું લોહી વહે છે. એ અભિશાપ પામેલી છે. ગમે તેવા વાતાવરણમાં હોત તો પણ એ જરૂર બગડત—ભયાનક ગુનો કર્યા વગર એનાથી રહેવાત જ નહિ. હા. વાતાવરણ જુદું હોત એટલે ગુનાનું રૂપ પણ કદાચ જુદું હોત.'

મેઘનાદને આ વાત ગળે ઊતરી નહિ.

તે બોલ્યોઃ 'મનોરમાએ ગુનો કર્યો છે તેનું કારણ એનું વાતાવરણ છે. અને એકવાર ગુનેગાર બની ચૂકી એ એવા ખરાબ વાતાવરણની અંદર સપડાઇ પડી છે કે તેમાંથી બચવું હવે એને માટે કઠણ છે. હવે જો કોઇ પણ ઉપાયે એને આ વાતાવરણમાંથી સંપૂર્ણ રૂપે અલગ કરી વાળી શકાય, તો હજી પણ એ સુધરી શકે તેમ છે.'

આ સાંભળી જોગેન્દ્રબાબુ જરા હસ્યા.

તેમણે પૂછ્યુંઃ 'એ વાતાવરણમાંથી એને ઉગારી લેવા વિષે તમારી કલ્પના શી છે?'

'કોઈ સારી સ્થિતિનો ભદ્ર પુરુષ એને પરણે!'

હસવું દાબી જોગેન્દ્રબાબુ બોલ્યાઃ 'એને કોણ પરણવા તૈયાર થાય?'

મેઘનાદ દૃઢ સ્વરે બોલ્યોઃ 'ધારો કે હું જ તૈયાર થાઉં.'

જોગેન્દ્રબાબુ થોડી વાર ચૂપ રહ્યા.

પછી તે બોલ્યાઃ 'મેઘનાદબાબુ, તમારે માટે મને ખરા દિલથી માન છે. મિત્ર તરીકેનો હક તો નથી કરી શકતો, પરંતુ હું તમારા તરફ જે સન્માનની લાગણી ધરાવું છું તેના જોર પર બે શીખામણના શબ્દો કહેવાનું મન થાય છે. તમે આવો ખ્યાલ મનમાંથી બિલકુલ કાઢી નાખજો. પરણવાનું કામ, તમારા બિનઅનુભવી મગજને જેટલું સહેલું લાગે છે એટલું સહેલું નથી. એ તો એક જીવનવ્યાપી યજ્ઞ છે. એની શરૂઆતમાં જો કંઈ ભૂલ કરી બેસો, તો એ યજ્ઞમાં નિત્ય હૈયું ભરીભરીને વેદના આહૂતિ-રૂપે ધરવી પડશે. લગ્નનું પરિણામ પતિપત્નીની એક પ્રકારની સંપૂર્ણ એકાત્મતામાં ન આવે તો લગ્ન એકદમ વિષમય બની જાય છે. એવી એકાત્મતા લાવવા માટે બંનેને એક બીજા પર ગાઢ પ્રેમ હોવો જોઈએ, અને એ પ્રેમ કરતાં પણ વધારે તો જોઈએ એક બીજા પર ખરા દિલની શ્રદ્ધા. તમે જો કેવળ એક ખ્યાલને વશ થઈ, કર્તવ્યની ધૂનમાં, આજે મનોરમાને પરણી બેસો, તો પણ એના પર જરા જેટલો પણ ઉપકાર કરી શકશો કે કેમ તે વિષે મને પૂરી શંકા છે. બીજી તરફ, પ્રેમ વગરના અને શ્રદ્ધા વગરના આ લગ્નનું પરિણામ અત્યંત વિષમય આવશે. તે ઉપરાંત, લગ્ન કરવું જોઈએ એવું જે તમે તમારું કર્તવ્ય માની લીધું છે એમાં પણ ધરમૂળથી તમારી ગંભીર ભૂલ થાય છે. મનોરમા કેવળ માત્ર પરિસ્થિતિના ફંદામાં ફસીને પતિતા બની છે એવું તમે માનો છો તે બિલકુલ ખોટું છે. એવું હોત તો પણ, આડકતરી રીતે તમને તેને માટે જવાબદાર ગણી શકાત

નહિ. પરંતુ, એ સાચું નથી. તમે પોતે પણ આ બાબતમાં જો તપાસ કરશો તો મારા કહેવાનું સત્ય સમજી શકશો."

આમ કહી જોગેન્દ્રબાબુએ મેઘનાદને ઇટલિના સુપ્રસિદ્ધ ગુનાશાસ્ત્રી ગેરોફેલોના એક ગ્રંથમાંથી થોડોક ભાગ વાંચી સંભળાવ્યો.'

ગેરોફેલોએ આજના ગુનેગારોનું જે વર્ણન આપ્યું હતું તે સાંભળી મેઘનાદ સ્તબ્ધ થઇ ગયો.

તે પછી જોગેન્દ્રબાબુએ બીજી એક જગાએથી નાના મોટા ઘણા ફકરા વાંચી સંભળાવ્યા. છેવટે તેમણે કહ્યું:

"એટલે તમે જોઇ શકશો કે મનોરમા એવો અભિશાપ પામેલો જીવ છે કે એ ગુનેગાર થયા વગર રહેત જ નહિ. અને આવા માણસોને પરણાવી વંશવૃદ્ધિ કરવા દેવામાં પણ સમાજનું અકલ્યાણ છે."

મેઘનાદે ખૂબ ઉત્સાહપૂર્વક બધી વાત સાંભળી.

છેવટે મેઘનાદ જોગેન્દ્રબાબુની પાસેથી એ ચોપડી ઘેર વાંચવા લઇ ગયો, અને તેણે તે વાંચી નાંખી. વાંચીને તેનું મન અલકમલકના વિચારે ચડયું. જેમ જેમ તે વાંચવા લાગ્યો તેમ તેમ તેને ખાતરી થતી ગઇ કે જોગેન્દ્રબાબુની વાત સાચી છે, મનોરમા સ્વભાવથી જ, જન્મથી જ અપરાધી છે, અભિશાપ પામેલી છે; તેનો ઉદ્ધાર કરવો અસંભવિત છે. તેને માટે કેદખાનું જ યોગ્ય સ્થાન છે.

: ૪ :

સ્ત્રીઓના કેદખાનાની કોટડીમાં મનોરમા એકલી બેઠી હતી. વૉર્ડરે આવીને બારણું ઉઘાડી દીધું.

મેઘનાદે જ્યારે અંદર પ્રવેશ કર્યો, ત્યારે મનોરમાએ તેની તીવ્ર ચિંતાભરેલી આંખો ફેરવીને ડાકતરની સામે જોયું અને જરા હાસ્ય કર્યું:

એ હાસ્ય જોતાં જ મેઘનાદ કમકમી ઊઠ્યો. વેશ્યાનું જ આ સ્વાભાવિક હાસ્ય! આવી દારૂણ વિપદ્‌વેળાએ, માથા ઉપર મોતની સજા તોળાઈ રહી છે તેવે વખતે છોકરીના મોં પર આવું હાસ્ય દેખાય છે!—કોઇ અસ્વાભાવિક ભયથી જાણે તેના પ્રાણ ધ્રૂજી ઊઠ્યા.

તે ખૂબ સંકોચપૂર્વક બોલ્યો:

'મનોરમા, હું તારો હિતેચ્છુ છું, તું મારી આગળ સાચી વાત નહિ કહે?'

મનોરમા ફૂક કરતી હસીને બોલી: 'ખરા મારા હિતેચ્છુ! તમારે જ લીધે તો મારી આજે આ દશા થઈ છે!'

મેઘનાદના હૃદયમાં હાહાકાર થઇ ગયો.

તેણે બીતાં બીતાં પૂછ્યું: 'કેમ! શું બગાડયું છે મેં તારું?'

તેને ખૂબ જ બીક લાગવા માંડી કે મનોરમા હમણાં જ મોઢા પર ફટકારશે કે 'તું મને પરણ્યો કેમ નહિ?'

પરંતુ મનોરમા બોલી: 'તમે જ મડદું જોઇને રિપોર્ટ નહોતો લખ્યો કે આ આપઘાતનો કેસ નથી?'

'મેં તો મારું કર્તવ્ય બજાવ્યું હતું. તે વખતે કંઇ મને ખબર નહોતી કે મારા રિપોર્ટથી તને કંઈ નુકસાન થશે. અને

કદાચ ખબર હોત તો પણ હું મારું કર્તવ્ય બજાવત. આજે પણ કર્તવ્યની ખાતર જે કરવું પડે તે કરવા જતાં હું તારા હિતાહિતનો વિચાર ન કરું.'

મનોરમાની આંખની પાંપણો આ વખતે ભીની થઈ આવી.

તે બોલીઃ 'કેમ ? હું શું કદી પણ તમારી કંઇ જ નહોતી ? —એક દિવસ તો હું સમજતી હતી કે તમે મને તમારું સર્વસ્વ બનાવી દેશો !'

મનોરમાએ ધબ દઇને આ વાત કહી નાખી મેઘનાદને ચમકાવી નાખ્યો.

મેઘનાદે આનો કંઇ જવાબ દીધો નહિ. થોડીવાર ચૂપ રહી તે ધ્રૂજતે સ્વરે બોલ્યોઃ 'તારા પિતા મારી પાસે આવ્યા હતા.'

મનોરમા ભવાં ચડાવી બોલીઃ 'શું કરવા ? તેને શું એકા-એક મારા ઉપર કંઈ લાગણી ઉભરાઈ આવી છે શું ?'

મનોરમાના શબ્દેશબ્દથી મેઘનાદના મનમાં વધારે ને વધારે આઘાત થતો હતો. શબ્દે શબ્દે તેને થતું હતું કે આ છોકરી તદ્દન અસ્વાભાવિક છે, નરી રાક્ષસી જ છે. સાથે સાથે તેને વિચાર આવતો હતો કે જો છેવટે આને પરણવું પડશે તો મારી કેવી ભૂંડી હાલત થશે.

તે મનમાં મનમાં લોમ્બ્રાસો અને ગેરોફેલોએ આપેલાં વર્ણનોની સાથે મનોરમાની સરખામણી કરવા માંડયો.

છેવટે તે બોલ્યોઃ 'તેઓ તારા કેસનો સારો બચાવ કરવા ચાહે છે.'

મનોરમા હસીઃ 'બચાવ કરવા માટે પૈસા જોઇએ. એમની પાસે કયાં છે પૈસા ?'

મેઘનાદની આંખમાં જરા લાલ થઇ ગયાં.

તે બોલ્યોઃ 'પૈસાની વ્યવસ્થા થઈ ગઇ છે. તેથી હું તારી પાસેથી, ખરેખરી ઘટના શી બની હતી તે જાણવા આવ્યો છું. એ જાણી લીધા પછી હું બચાવની વ્યવસ્થા કરીશ.'

મનોરમા સંદેહભરી નજરે મેઘનાદની સામે જોઈ રહી. તે બોલી: 'તમે ? તમારે મારી ખાતર શું કરવા આટલું બધું કરવું પડે ?'

આ સવાલનો જવાબ મેઘનાદ ચટ દઈને આપી શક્યો નહિ. 'હું તારી સાથે લગ્ન કરવા ચાહું છું !' એ શબ્દો અત્યારે તેના મુખમાંથી પહેલાંના જેટલી સરળતાથી નીકળ્યા નહિ. કારણ કે તેના મનમાં આ છોકરી સંબંધી એક ભય જાગી ઊઠયો હતો. તેના મનમાં થતું હતું કે જોગેન્દ્રબાબુ કહેતા હતા એ જ સાચું છે.

પરંતુ સાથે સાથે આ યુવતીના પૂર્ણ વિકસેલા યૌવનનું લાવણ્ય, એની લાલસાભરી દૃષ્ટિ, એના અંગપ્રત્યંગના હાવભાવની અંદર પ્રગટ થતી માદકતા—એ બધાએ તેને આકર્ષ્યો પણ હતો.

તેથી તે આ શબ્દોનો કંઇપણ જવાબ એકદમ આપી શક્યો નહિ.

થોડીવાર વિચાર કરી તેણે કહ્યું: 'તારી આવી દશા માટે હું પોતે પણ કેટલો જવાબદાર છું એ તો તેં પણ હમણાં કહ્યું. તેથી તને મારાથી બનશે તેટલી મદદ કરવા હું બંધાયેલો છું.''

આવો જ જવાબ સાંભળવાની આશાએ મનોરમા મેઘનાદના મોં સામે એકાગ્ર ભાવે નહોતી જોઈ રહી, તે સ્પષ્ટ સમજાઈ ગયું. તેણે ગુસ્સામાં મોં ફેરવી લઇ કહ્યું: 'ઓય મા ! એવી દયાની જરૂર નથી મારે !'

મેઘનાદ સ્પષ્ટ જોઈ શકયો કે વાતવાતમાં પોતે હવે એવી જગાએ આવી પહોંચ્યો છે કે જ્યાં પ્રત્યેક પગલું મૂકતાં એણે

ખબરદાર કહેવું જોઇશે. બોલવામાં એક અક્ષરની પણ જો ભૂલ થઇ ગઇ તો કદાચ આ જન્મે તે સુધરવાની તક મળવા નહિ પામે. એની છાતીમાં લોહી તાંડવનૃત્ય કરી રહ્યું હતું–એવું પ્રચંડ આકર્ષણ આ છોકરીનું થતું હતું.

મહામહેનતે આત્મસંવરણ કરી લઈ તે બોલ્યો:

'તો શું જવાબ દઉં તમારા પિતાને ?'

મનોરમા ફટ દઇને બોલી: 'કશું જ કહેવાની જરૂર નથી. મને તમે મળ્યા હતા એટલું પણ એમને કહેવાની જરૂર મને નથી લાગતી.'

મનોરમા આટલું બોલી—બોલતાં બોલતાં છેવટે રડી પડી.

મેઘનાદ ખૂબ ઝડપથી આત્મવિશ્વાસ ગુમાવી રહ્યો હતો. હવે તે પોતાને છેક અસહાય સમજી સીધો રસ્તે પડયો.

મનોરમા રડવા લાગી.

× × ×

તે દિવસે કામકાજમાં મેઘનાદની ડગલે ને પગલે ભૂલો થવા લાગી. કોઇ પણ બાબતમાં તે સારી રીતે મન ચોંટાડી શકયો નહિ. તેના મનમાં રહી રહીને એકમાત્ર આ મનોરમાની જ વાત જાગી ઊઠતી હતી.

પહેલી જ તકે, જોગેન્દ્રબાબુની પાસેથી 'ગુનાશાસ્ત્ર' વિષે બીજું એક પુસ્તક તે લઇ આવ્યો, અને બીજી કેટલીક ચોપડીઓનાં નામ જાણી લઇ, તે મગાવવા તેણે કલકત્તા કાગળ લખી નાખ્યો.

× × ×

ચોપડી વાંચતાં વાંચતાં તે ચોપડીની વાત ભૂલી જઇને મનોરમાની વાત વિચારવા લાગી જતો. તેને થતું કે મનોરમાને મળવા ગયો એ મેં મોટી ભૂલ કરી. વિચારી જોતાં તે ગમે તેટલી ભયાનક દેખાતી હોય, પણ દેખીતી રીતે મનોરમા ખરેખર

મનોરમા હતી તેમાં બિલકુલ સંશય નહિ. શાન્તસ્નિગ્ધ દેવમૂર્તિના જેવું એ રૂપ નહોતું, પણ એનું રૂપ આગિયાની આગળ અગ્નિના જેવું હતું—મોહમય અને મદિરામય એને જોઇ દૂરથી પૂજા કરવાની ઇચ્છા નથી થતી, પરંતુ છાતીએ દબાવી રાખવાનું મન થયા કરે છે. એનાં અંગેઅંગમાંથી લાલસા, એની લખ લખ કરતી જીભ બહાર કાઢી સૌને પોતાની અંદર ખેંચી લેવા મથે છે. તે ખેંચાણની અસર મેઘનાદના મર્મસ્થળ સુધી પહોંચી હતી. મેઘનાદ તેનાથી દૂર ખસી ગયો તો પણ એ પોતાને સંપૂર્ણપણે એના ખેંચાણ સામે સ્વસ્થ રાખી શક્યો નહોતો.

મેઘનાદ વિચારવા લાગ્યો. જેમ જેમ વિચારતો ગયો તેમ તેમ તે ઊંડો ઊતરતો ગયો—એની વિચારધારાનો કંઇ જ અંત દેખાતો નહોતો. લાલસાના વમળમાં પડી એની વિવેકબુદ્ધિ એવી મુંઝવાઈ હતી કે તે કંઇ પણ સારી રીતે વિચારી કે સમજી શક્તો નહોતો. વચમાં વચમાં તેની સહજ વિચારશક્તિ હાથપગ હલાવી ખડી થઇ જતી હતી અને બધી પરિસ્થિતિનો બરાબર વિચાર કરવા કોશીશ કરતી હતી. પરંતુ ભાંગના નશામાં ચકચૂર બનેલા માણસની પેઠે બીજી જ ક્ષણે તે પાછી મોહના સ્વપ્નમાં ડૂબી જતી હતી. એક ઘેલો વિચાર રહી રહીને તેની અંદર જોર કરી ઊપડતો હતો,—તે વિચારતો હતો કે ચૂલામાં ગયો આ ભવ, ને પરભવ; આ મનોરમ મોહિનીની અંદર ડૂબી બધુ ખલાસ કરી દેવામાં મજા છે, પછી જે થવાનું હોય તે થાય. કંઇ કંઇ આશ્ચર્યકારક વિચારો એના મગજમાં પેદા થતા હતા; મનોરમાને વિશે તે કંઈ કેટલાંયે અપૂર્વ સ્વપ્નાં તે પોતાના મનમાં ઘડતો હતો; એ બધાંયે, સહજબુદ્ધિથી વિચારી જોઇએ તો બિલકુલ અગ્રાહ્ય હતાં, પરંતુ એના મનની આજની અવસ્થા એવી હતી કે એને એ જ એકમાત્ર સંભવિત વાત લાગતી હતી.

પોતાના મનની અંદર વસેલા પશુ-જીવના આ તાંડવ નર્તનને લીધે મેઘનાદે તે આખો દિવસ ને રાત નશાબાજની

પેઠે વીતાવ્યાં. બીજી કોઇ જ વાત તેના મનમાં પ્રવેશી શકતી નહોતી, અનેક પ્રયત્નો કરવા છતાં યે તે આ વિચારને મનમાંથી કેમે કર્યાં હઠાવી શકતો નહોતો.

પાછલી રાતે મેઘનાદને ઊંઘ આવી. ઊંઘમાંથી ઊઠયો ત્યારે દિવસ સારી પેઠે ચડી ગયો હતો. જ્યારે એ ઊઠયો ત્યારે એનું મગજ ખૂબ હલકું થઇ ગયું હતું, નશાનું ઘેન ઘણું ઊતરી ગયું હતું.

તેણે ખૂબ ધીરજપૂર્વક વિચાર કરી કરીને નક્કી કર્યું કે ગમે તે થઇ જાય, તોપણ મનોરમાના કેસનો બચાવ કરવાની શક્ય તેટલી સારી વ્યવસ્થા કરવાનું તેનું કર્તવ્ય છે.

એટલે, મનોરમાના પિતા જ્યારે તેની પાસે આવ્યા ત્યારે તેણે તેમને કંઇક રૂપિયા આપ્યા અને ત્યાંના જાણીતા વકીલ પ્રહ્લાદબાબુ અને મુખત્યાર રાજચંદ્રબાબુ ઉપર ભલામણ પત્ર લખી આપ્યા.

પ્રમથ ભટ્ટાચાર્યના ગયા પછી મેઘનાદની પાસે આવ્યા ફૂલવાડીના જમીનદાર હુસેનમિયાં. હુસેનમિયાંને ખૂબ થોડા શબ્દોમાં સુજનતાપૂર્વક આવકાર આપી મેઘનાદે તેમના આવવાનું કારણ પૂછ્યું.

હુસેનમિયાંએ કહ્યું: 'દાક્તરબાબુ, આપે તો અમારા ઉપર ખૂબ જ દયા કરી હતી, પરંતુ ખુદા નારાજ હશે, પછી આપણે શું કરીએ? છેવટે જૂઠનો જય થયો! મારો જમાઈ નિર્દોષ છે છતાં યે આજે એને જેલ ભોગવવી પડે છે!'

મેઘનાદ કંઇક અસહિષ્ણુભાવે બોલ્યો: 'જુઓ સાહેબ, મારો હમણાં બહાર ફરવા જવાનો વખત થયો છે, એટલે કૃપા કરી આપને જે કહેવું હોય તે ટૂંકમાં કહી નાખો તો ઠીક થશે.'

હુસેનમિયાં બોલ્યા: 'આજે મણીમિયાંને જેલમાં રવાના કરી દીધો. એટલે આપને જરા મળવા આવ્યો છું.'

મેઘનાદ અધીરો બની ઘડિયાળની સામે જોવા લાગ્યો.

હુસેને બોલવા માંડ્યું: આપ તો જાણો છો કે મણીમિયાં સંપૂર્ણ નિર્દોષ છે!"

'બિલકુલ નહિ, સાહેબ! હું તેને છેક જ નિર્દોષ નથી માનતો!'

'તમે આ બોલો છો; દાક્તરબાબુ? તમે તો કેસની બધી વાત જાણો છો!'

'જાણું છું સાહેબ, કે મણીમિયાંએ સાચેસાચ જે ગુનો કર્યો છે તેની કોઈ પણ સજા કાયદામાં લખેલ નથી. પરંતુ એ મણીમિયાંનો ગુણ નથી, એ તો કાયદાનો દોષ છે. મનોરમા જો પરણેલી હોત, તો એ ગુનાસર મણીમિયાંને કાયદા પ્રમાણે છ વરસની જેલ થાત. મનોરમા પરણેલી નથી એટલા માટે એ ગુનો બિલકુલ ગુનો જ નથી એમ કહેવામાં કાયદાની ભૂલ છે. હું જો કાયદા ઘડનારો હોત, તો કાયદો જુદો હોત.'

હુસેન આભો બની ગયો. પરંતુ એ એમ છોડી દે એવો નહોતો.

તે બોલ્યો: 'એ ગમે તેમ હોય, દાક્તરબાબુ, પણ આજે એ કાયદો છે તે હિસાબે તો મણી નિર્દોષ છે! અને સજા પણ એને અન્યાયી થઇ છે!'

'જે થયું છે તેને જ જો સાફ સત્ય માની લેવામાં આવે તો એમાં ન્યાય અન્યાયની વાત ન કરવી એ જ ઠીક છે. અને એ સીધો હિસાબ ગણીએ તો જે સજા થઇ છે તે ઠીક જ થઈ છે એમ કહેવું પડશે. કારણ કે, કાયદામાં કહ્યું છે કે અદાલત જે નક્કી કરે તે જ કાયદેસર નિર્ણય ગણાય. એમાં ભૂલ થઇ છે એમ કહેવાનો કોઇને યે કાયદેસર હક નથી.'

'હું ન સમજ્યો. જે ભૂલ છે, જે ખોટું છે તેને સદાકાળ સહુ ખોટું જ કહેવાના. મને જે જૂઠું હોવાની ખબર છે તેને હજાર અમલદારો હુકમ કરે તો યે હું કદી સાચું માનવાનો નથી.'

'એ ભલે, પરંતુ એ જ નિયમ પ્રમાણે તમારો જમાઈ નિર્દોષ છે એવું હું કદાપિ કહી શકવાનો નથી.'

'આપ શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી, માફ કરજો.'

'હશે, જવા દો. ધારો કે તમારો જમાઈ નિર્દોષ છે એમ હું સ્વીકારું છું. તો પછી આપ મને શું કરવાનું કહો છો કહો.'

'મારા જમાઈનું શરીર સારું નથી. મોટા ઘરનું ફરજંદ, શરીર એવું જ હોય, સમજો જ છો ને! તેમાં આ થોડા મહિનામાં તો ન પૂછો વાત, શરીર બિલકુલ ભાંગી પડયું છે. અત્યારે તો એ એવો અશક્ત બની ગયો છે કે ખુરશી ખસેડીને બેસવાની યે એનામાં શક્તિ નથી.'

'તો ભલે! એનું શરીર સારું નહિ હોય તો મારે એની દવા કર્યા વગર કાંઇ ચાલવાનું છે? એ વિશે તમારે કંઇ કહેવું નહિ પડે.'

'તમે જો દયા કરી, તેની ખાવાપીવાની અને કામની કંઇક સારી ગોઠવણ કરી દો તો હું તમારો ગુલામ થઈને રહીશ.'

મેઘનાદ બોલ્યોઃ 'મિયાં સાહેબ, તમે મને ઓળખો છો. તમે એટલું તો જાણો જ છો કે જેને હું મારું કર્તવ્ય સમજું છું તે હું ગમે તે ભોગે પણ કરવાનો જ અને જે કર્તવ્ય નથી તે હું કદાપિ નહિ કરવાનો. એટલે તમારા જમાઈ બાબતમાં તમારી સિફારસ તદ્દન નકામી છે. આથી વધારે હું તમને કંઇપણ કહેવા માગતો નથી. જેલના નિયમ અનુસાર જે કેદીના સંબંધમાં જે કંઇ કરવાની જરૂર હશે તે હું કરીશ જ. તમારો જમાઈ છે એટલા માટે હું તેના સંબંધમાં કંઇ પક્ષપાત નહિ કરી શકું. સાહેબજી સલામ!'

આમ કહી ઊભો થઈ તે બહાર નીકળી ગયો.

× × ×

ઇસ્પિતાલમાં જતી વખતે મેઘનાદ પહેલાં તો તેની આ કર્તવ્યનિષ્ઠાની બડાઈમાંથી જાગેલા આનંદમાં ખૂબ જોરથી પગલાં ભરતો ચાલવા લાગ્યો. પરંતુ થોડી વારમાં જ તેનું મન વિચારે ચડ્યું.

'કઠોર કર્તવ્યપાલનની બડાઇ મેં કરી તો ખરી, પરંતુ સાચે સાચ શું હું આખા જીવનનાં તમામ ક્ષેત્રોમાં એનું ગૌરવ સમાનભાવે જાળવી શક્યો છું ખરો ? કાલે રાત્રે મનોરમાના સંબંધમાં મેં મનમાં મનમાં અભિસાર-વૃત્તિ કરી હતી, એક લાલસાના અગ્નિમાં હું બધું યે ફના કરી દેવા તૈયાર થઇ ગયો હતો,—એ કઇ જાતની કર્તવ્યનિષ્ઠા હતી !'

પોતાની આ દુર્બળતા જોઇ પોતાને વિષે એના મનમાં ભયંકર ધિક્કાર અને ભયંકર પશ્ચાત્તાપ વ્યાપી ગયો. આવા વિચારમાં ને વિચારમાં એ ખૂબ જ નમ્ર બની ગયો અને એવા નમ્ર હૃદયે તેણે ઇસ્પિતાલમાં પગ દીધો.

દવાખાનામાં એક દરદીની તપાસ કરવા જતાં તેને થયું કે આ રોગી અત્યાર સુધીમાં સંપૂર્ણ સાજો થઇ જવો જ જોઇતો હતો. તેણે તેનું ખૂબ કાળજીપૂર્વક નિદાન કર્યું, અત્યાર સુધીમાં તેને અપાયેલી દવાઓની યાદીઓ ઝીણવટથી તપાસી. એ બધું જેયા પછી તેને ખાતરી થઇ કે પથ્ય ખોરાકની ખામી સિવાય દરદીની માંદગી લંબાવાનું બીજું કોઇ જ કારણ નથી.

તપાસ કરતાં મેઘનાદને માલૂમ પડયું કે દરદીને માટે જે પુષ્ટિકારક ખોરાકની તેણે વ્યવસ્થા કરી હતી, તેનું ખર્ચ દવાખાનાના ચોપડાઓમાં લખાયું છે ખરું, પરંતુ તે ખોરાક દરદીના પેટમાં ગયો નથી. આગળ તપાસ કરતાં તેને ખબર પડી કે દવાખાનામાં દરદીઓના ખોરાકમાં ખૂબ જ ગોટાળો ચાલી રહ્યો છે. દવાખાનાના કંપાઉન્ડરો અને નોકરોનું પેટ ભરાયા પછી જે કાંઇ બાકી રહે તેમાંથી, દરદીઓનો ખોરાક જેમ તેમ રંધાય છે અને તેયે એવું રંધાય છે કે સાજોસમો માણસ પણ તે ખોરાક આસાનીથી ગળે ઉતારી શકે નહિ. આવું ક્યારનું યે

ચાલ્યા કરે છે અને આટઆટલા દિવસ થયા, પણ તેની તે તરફ નજર સુદ્ધાં પડી નહોતી.

આ જ્ઞાનથી એ એક તરફ ઇસ્પીતાલના કંપાઉન્ડરો ઉપર ગુસ્સે થઈ ગયો અને બીજી તરફ તેને તેની પોતાની જ કર્તવ્ય પ્રત્યેની બેદરકારીનો ખ્યાલ આવ્યો. આજે સવારે જ તે પોતાની કર્તવ્ય નિષ્ઠાની બડાઇ હાંકી આવ્યો હતો; તે યાદ આવતાં તેવી બડાઇ તેના મોંમાં શોભતી નથી એવું તેને લાગ્યું: બીજા ડૉક્ટરો જેવી રીતે ચલાવી રહ્યા છે, તેવી રીતે તે પણ ચલાવી રહ્યો છે; આ બધી વ્યવસ્થા ઉપર ઉપલક નજર રાખી છે, પરંતુ ઝીણવટથી પૂછપરછ કરી તપાસ કરી નથી. આથી એનું મન બેચેન બની ગયું.

તેને થતું કે હું આ ઇસ્પિતાલનો જવાબદાર અધિકારી છું. એટલે તમામે તમામ બાબત ઉપર ઝીણી નજર રાખવાનું મારું કર્તવ્ય છે પણ આટલા દિવસ સુધી મેં એ કર્તવ્યનું પાલન કર્યું નથી. આજલગી મેં ગતાનુગતિક ભાવે, માત્ર ચાલતું આવ્યું છે તેમ બધું ચાલવા દીધું છે અને મારું કર્તવ્ય મેં બજાવ્યું છે એમ માન્યા કર્યું છે. કયે મોંએ હું કઠોર કર્તવ્ય-પાલનની બડાશ હાંકી આવ્યો હોઇશ ?

તેણે આ તમામ ગોટાળા સંબંધમાં એક કડક અભિપ્રાય લખ્યો અને તમામ કંપાઉન્ડરોને અને નોકરોને ડિસમિસ કરવાની ભલામણ ઇસ્પિતાલ કમિટી તરફ લખી મોકલી. સાથે સાથે તેણે એમ પણ લખી નાખ્યું કે જવાબદારી પ્રત્યેની મારી પોતાની જ બેદરકારીથી આ બધા ગુના બન્યા છે અને આ મારી ભૂલની અધિકારીઓ જે સજા નક્કી કરશે તે હું માથે ચડાવવા તૈયાર છું.

: ૫ :

તે દિવસે ઇસ્પિતાલનું કામ પતાવી મેઘનાદ જેલમાં ગયો. જેલમાં જતાં તેનો જીવ ફફડતો હતો. ત્યાં વખતે મનોરમાની સાથે આજે પણ મેળાપ થઇ જાય, એ ખ્યાલ આવતાં, હૃદયમાં ભયંકર ઉલ્કાપાત મચી ગયો. જે દુષ્ટ દાનવે તેના મનમાં માળો બાંધી, કાલે આખી રાત તેને નચાવ્યા કર્યો છે, તે અત્યારે ફરી પાછો વિજયના ગર્વથી માથું ઊંચકી ઊભો થયો. મેઘનાદના માથામાં ભયંકર ધાંધલ મચી ગયું.

જેલમાં પગ દેતાં જ તેણે સંકલ્પ કર્યો કે આજે હું કોઇપણ હિસાબે મનોરમાને મળવાનો નથી, મળવું યોગ્ય પણ નથી. પરંતુ મન શાંત થયું નહિ,–તે પળેપળ મનોરમાનો જ વિચાર કરતો હતો.

જેલમાં પ્રવેશ કરી તે ઓફિસમાં પેઠો. ત્યાં જેલર બાબુએ કેટલાંક કાગળિયાં તેને સહી કરવા માટે આપ્યાં. કાગળિયાં શાનાં હતાં ને તેમાં શું લખેલું હતું તેની તેને કંઇ જ ખબર પડી નહિ, પણ માત્ર આંખો ફેરવી તે સહી કરી ગયો. તે પછી તેણે નવા કેદીઓની તપાસ શરૂ કરી. તેણે ચિત્ત દઇને પૂરી તપાસ કરી પણ નહિ. માત્ર કેદીઓને બે મામુલી સવાલો પૂછી, તેમના જવાબ લખી લઇ, મામુલી ઓર્ડર લખતો ગયો,—શું લખ્યું તેનું ધડ કે માથું કશુંયે તે પોતે જ સમજ્યો નહિ.

આ કેદીઓમાં મણીમિયાં હતો. તેણે મેઘનાદને કહ્યું: " હજૂર, મને કારકુનનું કામ આપવા હુકમ કરો,–મારું શરીર સારું નથી."

એણે શું કહ્યું તે મેઘનાદ પૂરું સમજ્યો પણ નહિ, પણ તેણે તેના કહેવા પ્રમાણે હુકમ લખી નાખ્યો, અને તેના કહેવા

પ્રમાણે ખાસ ખોરાકની વ્યવસ્થા પણ કરી નાખી—પાણીના રેલાની પેઠે આ બધું તેણે કરી નાખ્યું.

આ પછી બીજાં કામ પતાવી પાછા ફરતી વખતે, જેલરે ખબર આપ્યા કે મનોરમા તમને મળવા માગે છે. મેઘનાદની છાતીમાં ધબધબ થવા માંડ્યું. આ નિમંત્રણનો અસ્વીકાર કરવાનું તેનાથી બન્યું નહિ,—તે કંઇપણ બોલ્યા વગર મનોરમાની કોટડીએ જઈ ઊભો.

આજે પણ મનોરમા એકલી હતી. આજે પણ તેની એવી જ મનોહર મૂર્તિ હતી, તેની આંખોમાં તેવી જ છલકતી ઝલકતી મદિરા હતી! મનોરમાને જોઈ ત્યાર પછીથી એક પળ પણ તે મનોરમાને ભૂલી શક્યો નહતો. એટલે અત્યારે મોઢા-મોઢ તેની સામે આવીને ઊભા રહ્યા પછી તો નશાનું ઘેન ખૂબ જ વધી ગયું.

મહાપ્રયત્ને મન વશ રાખી મેઘનાદે કહ્યું: 'કેમ, મારું શું કામ પડ્યું?'

આજે મનોરમાની વર્તણૂકમાં પહેલાંની તીવ્ર નિર્લજ્જતા નહોતી,–તે કંઇક નરમ બની ગઈ હોય તેમ લાગતું હતું. તેના હાવભાવમાં કંઈક સ્નિગ્ધ સંકોચ આવી ભરાયો હતો. આજે તેને જોઇને તે આજન્મ ગુનાહિત છે એવું મેઘનાદને જરાયે લાગ્યું નહિ.

મનોરમાએ એક પળ મેઘનાદની સામે મોં ઊંચું કરીને જોયું. પછી બીજી જ પળે મોં નીચું ઢાળી દઇ તેણે ધીરે ધીરે કહ્યું: 'તમે મારા બચાવની ગોઠવણ કરવાનું કહેતા હતાને?'

'હા. મેં ગોઠવણ કરી દીધી છે,—પ્રહ્લાદ બાબુ અને રાજચંદ્ર બાબુને તારા વકીલ નીમ્યા છે.'

મનોરમાએ કૃતજ્ઞ દૃષ્ટિએ ફરીથી મેઘનાદની સામે જોયું. એ દૃષ્ટિએ મેઘનાદના હૃદયમાં વંટોળ જમાડયો.

મનોરમા બોલી: 'તમારી દયાનો પાર નથી. મેં બે કડવાં વેણુ સંભળાવ્યાં છે એટલા માટે મારા પર ગુસ્સો ન કરશો, હું બહુ દુ:ખી છું.'

બોલતાં બોધતાં તે રડી પડી.

મેઘનાદ મુંઝવણમાં પડયો.

મનોરમાને રડતી જોઇ તે વ્યાકુળ બની ગયો. તેમ છતાં તેને શાંત કરવા માટે તે એક અક્ષરે બોલી શકયો નહિ. જે શબ્દો તેના હોઠે આવીને અટકતા હતા તે બધા એવા હતા કે તેને જ એમ લાગતું હતું કે આવા શબ્દો બોલવા કદાચ નાટકમાં શોભે તો શોભે, બાકી અહીં નહિ શોભે. એટલે, તે ગુપચુપ બેઠો રહી મનમાં મુંઝાવા લાગ્યો.

થોડીવાર પછી મનોરમા બોલી: 'હું આ કેસમાં સાવ નિર્દોષ છું!'

મેઘનાદે એકદમ એની વાત માની લીધી—માની લેવા માટે તે પૂરેપૂરો તૈયાર જ હતો. તેનો જીવ હરખાઇ ગયો.

તેણે પૂછ્યું: 'તો પછી તને પોલીસે પકડી કેમ? આ કેસ સંબંધમાં તું જે કાંઇ જાણતી હોય તે મને કહીશ?'

'તમને નહિ કહું તો પછી કહીશ કોને? હવે માનવું ન માનવું એ તમારા હાથની વાત છે. આ માણસે મને ઘણી ઘણી લાલચો દેખાડી હતી. મેં લાલચમાં ફસાઇ તેને આવવાનું લખ્યું હતું. તે દારૂમાં ચકચૂર બની લથડિયાં ખાતો ખાતો અડધી રાતે મારા ઓરડામાં આવ્યો. તે વખતે એને દારૂ ખૂબ ચડેલો હતો. મેં એને પકડી પથારીમાં સુવાડી દીધો. તે પથારીમાં પડયો એવો સૂઇ ગયો. થોડીવારમાં મડદાના પેઠે જડ બની ગયો, એ જોઇને મને ખૂબ બીક લાગી—મેં સતીશબાબુને બૂમ મારી. સતીશબાબુ એમના બે નોકરોને બોલાવી, એને ટીંગાટોળી કરી એને ઘેર લઇ ગયા. તે વખતે એ મરી ગયો હતો. એ લોકોએ એનું શું કર્યું તેની મને ખબર નથી. પછી ફોજદાર

સાહેબ તપાસમાં આવ્યા ત્યારે સતીશબાબુએ મને જે શીખવાડી રાખ્યું હતું તે મેં કહ્યું. પરંતુ સતીશબાબુની બૈરીએ મારું નામ વચમાં લાવી, શી ખબર એને શું કહ્યું, કે અમને પકડવામાં આવ્યાં. બાકી હું કશુંયે જાણતી નથી. મારો કંઇ જ દોષ નથી.'

મેઘનાદના મનમાં આ કેફિયતનો અક્ષરે અક્ષર વેદવાકયના જેવો સત્ય લાગ્યો. તે ઉત્સાહમાં આવી બોલી ઊઠયોઃ ' ખરેખર સાચું કહે છે ? '

મનોરમા આંખમાં આંસુ સાથે મેઘનાદની સામે જોઇ, તેનો હાથ પોતાના બે હાથમાં પકડીને બોલીઃ ' તમને હાથ અડકાડીને કહું છું કે હું એક અક્ષરે જૂઠો બોલી નથી. '

એ કોમળ સ્પર્શથી મેઘનાદની નસે નસમાં વીજળીનો પ્રવાહ પ્રસરી ગયો. એનો બધો સંયમ તણાઇ ગયો.

મનોરમાએ વિજય મેળવવાના દૃઢ નિશ્ચય સાથે જ આજે મેઘનાદને મળવા બોલાવ્યો હતો,—તે પૂરેપૂરી વિજયી થઈ. મેઘનાદના સંયમગઢના દરવાજા તૂટું તૂટું થતા હતા,—આ આક્રમણ થતાં જ તે એકદમ તૂટી પડયા.

મેઘનાદનું મન આનંદથી નાચી ઊઠયું,— આખું શરીર કાંપવા લાગ્યું.—હૃદયમાં તેને એક તીવ્ર રાક્ષસી ક્ષુધાનો અનુભવ થયો. તેના મનમાં પ્રબળ આકાંક્ષા સળગી ઊઠી હતી મનોરમાને છાતી સરસી દબાવી લેવાની.

બરાબર એ જ વખતે જેલર બાબુએ અંદર આવી તેને બોલાવ્યો.

બહાર આવતાં ખુલ્લી હવામાં મેઘનાદ હાશ કરી ઊઠયો. ઓચિંતો નશાના ઘેનમાંથી મુકત થયો હોય એમ તેને લાગ્યું. મુક્તિના આનંદની સાથે સાથે જ તેનું દિલ ધિક્કારથી ભરાઇ ગયું. પોતે આટલો બધો દુર્બળ છે એનો વિચાર કરતાં તેને બહુ દુઃખ થયું.

જેલનું કામ પૂરું કરી જ્યારે મેઘનાદ બહાર નીકળ્યો ત્યારે કચેરીનો વખત થઈ ગયો હતો. મેઘનાદ પોતાની સાયકલ પર ચડી સીધો પ્રહ્‌લાદબાબુને ઘેર ગયો.

: ૬ :

પ્રહ્‌લાદબાબુ ઘરડા માણસ હતા. ઉમર પંચાવન વર્ષની થઇ હતી; પરંતુ શરીર ખૂબ ભાગી પડ્યું હતું. કાબેલ અને પક્કા વકીલ તરીકેની તેમની ખ્યાતિ જામેલી હતી. સંસારનો અનુભવ તેમને પૂરેપૂરો થયેલો હતો અને ધનસંપત્તિની પણ કમીના ન હતી.

પ્રહ્‌લાદબાબુ તે વખતે અસીલોને વિદાય કરી ઘરની અંદર જવાની તૈયારી કરતા હતા: મેઘનાદબાબુને આવેલા જોઇ તેઓ પાછા ફર્યા.

મેઘનાદે તેમને એકાંતમાં બોલાવી મનોરમાની પાસેથી જે કંઇ સાંભળ્યું હતું તે બધું કહી સંભળાવ્યું.

પ્રહ્‌લાદબાબુ બધું મૂંગા મૂંગા સાંભળી રહ્યા, તેમની આંખો મેઘનાદના ચહેરા ઉપર ઠરી રહી.

બધી વાત સાંભળ્યા પછી બુઢ્ઢો હસીને બોલ્યો: “મનોરમાને બચાવવાનું હવે તમારા હાથમાં છે, દાક્તર બાબુ! બાકી તમે જે કહી ગયા તે સાબીત કરવું અશક્ય છે; કારણ કે, એનો કોઇ પુરાવા નથી. સામી સાક્ષી પડી છે સનીશની સ્ત્રીની. એણે શું દેખ્યું હશે તે તો ભગવાન જાણે, પરંતુ મનોરમાના ઓરડામાંથી મડદું લઇ ગયા એ એણે જોયું લાગે છે. વળી, મને તો લાગે છે કે એમાંના એક નોકરને ચાડિયો (એપ્રુવર) બનાવી પોલિસ એની પાસેથી બધી વાત પાકી કરાવશે. હવે એની સામે રજૂ કરી શકાય એવો કંઈ પણ પુરાવો આપણી પાસે નથી. આ સંજોગોમાં આરોપીઓ આવું બધું બોલે તો એથી પરિણામે કંઈ વળવાનું તો નથી જ,—ઊલટું, એમાંથી સામા પક્ષનો કેસ મજબૂત થશે, એમને જોઈતા પુરાવા મળી જશે.

એટલે આપણાથી આ વાત કહેવાય એમ નથી. આપણાથી તો માત્ર એક જ વાત થઇ શકે કે આ માણસે આપઘાત કર્યો છે.'

મેઘનાદ બોલ્યોઃ—'આપઘાતની વાત બિલકુલ ખોટી છે,–અને તે જરા પણ ટકી શકે તેમ નથી. મારા રિપોર્ટથી જ તે વાત ઊડી જશે.'

પ્રહલાદબાબુ હસીને બોલ્યા; 'તેથી તો કહું છું કે તમારા હાથમાં ચાવી છે. મેડિકલ જ્યુરિસપ્રુડન્સની મને બરાબર ખબર નથી. પરંતુ મને લાગે છે કે આપે ગમે તેવો રિપોર્ટ કર્યો હોય તો પણ, તમે હવે જુબાની વખતે આપઘાતની દલીલને ટેકો આપી શકો છો. એટલું કરી શકો તો ગંગા નાહ્યા!'

મેઘનાદ જરા ખીજાઈને બોલ્યોઃ 'તમે મને જૂઠી સાક્ષી આપવાનું કહો છો?'

'સાચેસાચા નિર્દોષ માણસોને બચાવવાનો બીજો કોઈ ઉપાય જ ન હોય તો પછી આટલું અમથું જૂઠું બોલવામાં પાપ ક્યાં છે?'

મેઘનાદનું મુખ ગંભીર થઇ ગયું.

થોડી વાર વિચાર કરી તે બોલ્યો: "સાચું બોલીને શું કદી પણ તમે તમારા પક્ષનું સમર્થન કરી શકો નહિ?'

'મારી અક્કલ એમ કહે છે કે તમે કહી ગયા તે પ્રમાણે કોર્ટમાં કહેવામાં તો નરી બેવકૂફી છે. કોઈ જ્યુરી એ વાત નહિ માને.—લાભમાં લાભ એ થશે કે માણસ મનોરમાના ઘરમાં મરી ગયો, પણ એણે આપઘાત કર્યો છે એવું લોકોને દેખાડવા સતીશે એને આઘોપાછો કરાવ્યો એવું સાબીત થઇ જશે. આ બે વાત કબૂલી લઇએ તો પછી પંચોતેર ટકા સરકારનો કેસ સાબીત થઇ જ ગયો છે.'

મેઘનાદ ગંભીર ભાવે વિચારવા લાગ્યો.

છેવટે એ બોલ્યોઃ ‘ આપ જરા ફરીથી વિચાર કરી જોજો. વખતે કંઈ રસ્તો નીકળી આવે. બાકી આપ જે કહો છો તે તો બિલકુલ અશક્ય છે. ’

પ્રહ્લાદ બાબુએ કહ્યુંઃ ‘ તમે પણ જરા વિચાર કરી જોજો. હું આજે સતીશ અને મનોરમાને મળીશ; અને રાજચંદ્રની સાથે પણ મસલત કરી જોઇશ. પરંતુ મને તો મેં કહ્યું તે સિવાય બીજો કોઇ ઉપાય દેખાતો નથી. ’

‘ ઠીક તો, વિચારી જોઇશ. ’

કહી મેઘનાદ ઊઠીને ચાલતો થયો. તેના મનમાં ભયંકર ખળભળાટ મચી ગયો હતો. તેને ચારે દિશાએ અંધકાર દેખાવા લાગ્યો. રહી રહીને તેના મનમાં આ એક વિચાર જાગવા લાગ્યો કે પોતે એક ભીષણ પરીક્ષામાં આવી પડયો છે. આ પરીક્ષામાંથી વિજયી બનીને પસાર થયા વગર એનો છૂટકો નથી. મનોરમાના અને આ ભયંકર કેસના વિચારમાં તે એવો ડૂબી ગયો હતો કે તેમાંથી બહાર નીકળવાનો કંઇ આરો જ દેખાતો નહોતો.

તે વખતે અગિયાર વાગ્યા હતા. તેને ઘેર જવાનું મન થયું નહિ. વિચારમાં તન્મય બની તેણે રસ્તા પર ચાલ્યા કર્યું. કશા પણ હેતુ વગર આમતેમ ફરીને કલાક પછી તે ઘેર પાછો ફર્યો.

આખે રસ્તે તેણે આની જ બધી ઘટનાનો વિચાર કર્યા કર્યો. આજનું પહેલું જ્ઞાન—મનોરમા નિર્દોષ છે—કેવી ભારે આનંદની વાત ! વળી એ જ મનોરમાને પોતે આજન્મ ગુનેગાર ગણી કાઢવા લાગ્યો હતો. આજે તેને ખબર પડી કે એ તેની ભૂલ હતી. પોતાની આ ભૂલ પકડાઈ એ પણ કંઇ ઓછા આનંદની વાત નહોતી. દિલ ચાહે ત્યારે હું મનોરમાને પોતાની કરી શકું છું, તેણે મારા હાથમાં સંપૂર્ણ આત્મસમર્પણ કર્યું છે,—આ વાતની પણ મેઘનાદને આજે જ ખબર પડી હતી.

આ બધી બાબતોનો વિચાર કરતાં તેનું શરીર રોમાંચિત થઇ ગયું. લોહીની ગતિ વધી ગઈ—તે સ્વપ્નમાં ડૂબી ગયો. સ્વપ્નના ઘેનમાં જ તેને લાગ્યું કે નિર્દોષ હોવા છતાં પણ મનોરમાને ફાંસીએ ચઢતી બચાવી શકાય એવો બહુ ઓછો સંભવ છે.

આ કેવું ભયંકર કહેવાય! જૂઠાણાનો કેવો પ્રબળ પ્રતાપ! અને આવું પરિણામ લાવવાની સંપૂર્ણ માગણી મેઘનાદની પોતાની હતી!

વિચાર કરતાં કરતાં હમણાં એની છાતી ફાટી જશે એક લાગતું હતું. ભાવિનું કેવું ભયંકર હાસ્ય! હું પોતે જ મનોરમાના સાર્વનાશનું કારણ બની બેઠો છું. જૂઠનો પરાભવ કરી સત્યની પ્રતિષ્ઠા કરવાની તેણે બડાશ હાંકેલી, એથી જ આજે જૂઠે આવા હૃદયભેદક રૂપે પોતાનું પ્રાબલ્ય બતાવવાનો પ્રયત્ન કર્યો લાગે છે! હવે થાય શું? મનોરમાએ પણ કેવી ભૂલ કરી! તેણે પાપને પંથે પગ દીધો કેમ?–એ દુકાનવાળાને પોતાના ઓરડામાં એણે બોલાવ્યો શું કરવા? પછી—સતીશ પણ કેવો મૂરખનો સરદાર! એણે જ એ બધી ધમાધમ કરી મૂકી!

પરંતુ હવે એનો ઉપાય શું? જુઠાણાના આ નાગપાશ-માંથી સત્યને મુક્ત કરવાનો, સાચેસાચ જ શું કોઇ જ ઉપાય નથી! પ્રહ્લાદબાબુના શબ્દો તેને યાદ આવ્યા: 'તમે જો જુઠી સાક્ષી આપો તો—પરંતુ એ વાત બિલકુલ અસંભવિત છે! અને ધારો કે સાક્ષી આપું તો પણ એ ટકવાની કેવી રીતે? ડંફાસમાં ને ડંફાસમાં મેં સબડિવિઝનલ ઓફિસર અને બીજા એક દાકતરને તે વખતે બોલાવ્યા હતા તેનું શું? મારા એ દંભનો મને યોગ્ય બદલો મળી ગયો છે, હવે મારે મારા જ હાથે ખોદેલા કૂવામાં પડીને ડૂબી મરવાનું થશે!

વારુ, હું શું બોલું—ધારો કે હું બોલું—પરંતુ એ બિલકુલ અસંભવિત છે—કેમિકલ એકઝામિનરના રિપોર્ટ પરથી બધી જ

વાત બહાર પડી જવાની! વળી છરી વડે આપઘાત કરવાની થિયરી તો કોઇ રીતે ટકી શકે તેમ નથી! ઠીક જો—નહિ, મારી જીભે જૂઠું બોલાવું બિલકુલ અસંભવિત છે!

ફરીફરીને મેઘનાદ આ જ નિર્ણય ઉપર આવીને થંભ્યો. પરંતુ સાથેસાથે તે કલ્પના કરવા લાગ્યો કે કેવી જૂઠી સાક્ષી આપી હોય તો ચાલે અને કઇ રીતે આપી હોય તો ચાલે! આ વિષે તેણે અનેક કલ્પનાઓ કરી; પરંતુ દરેક વખતે તેણે જોરપૂર્વક જાહેર કર્યું કે જૂઠું હું કોઇ કાળે બોલવાનો નથી.

ઘેર આવતાં તેણે જોયું તો જોગેન્દ્રબાબુ તેની રાહ જોતા બેઠા હતા.

મેઘનાદે ઘરમાં પગ દેતાં જ જોગેન્દ્રબાબુએ કહ્યું:

'આ આવ્યા મેઘનાદ બાબુ! ભારે ગોટાળો થઇ ગયો છે,—પેલા ખૂનના કેસમાં કેમિકલ એકઝામિનરનો રિપોર્ટ આવી ગયો છે કે Viscera માં કંઇપણ ઝેરનું ચિહ્ન જણાતું નથી. બહુ મુશ્કેલી જણાય છે! જરા મેડિકલ જ્યુરિસપ્રુડન્સ જોઇ જવા માગું છું;—આપનો Taylor જરા આપશો?'

આ સાંભળી મેઘનાદનું આખું શરીર તેની બિલકુલ અનિચ્છા છતાં, કોણ જાણે કેમ, નાચી ઊઠયું. તે તે વખતે કંઈ પણ બોલવાની હિંમત કરી શકયો નહિ.

મૂંગામૂંગા ચોપડી જોગેન્દ્રબાબુના હાથમાં લાવીને મૂકી તેણે કહ્યું: 'એમ છે, તો પછી મોતનું શું કારણ હોઇ શકે?'

'બીજું ગમે તે હોય, પણ આપઘાત તો ન જ હોઇ શકે.'

જોગેન્દ્રબાબુના ગયા પછી, મેઘનાદ ફરી વિચારમાં પડયો. સાક્ષીમાં પોતાનો રીપોર્ટ ઉલટાવી નાખવાનો એક રસ્તો તેને મળી ગયો હતો, એવું ફરીફરીને તેને લાગવા માંડયું. જૂઠી સાક્ષી આપવાનું પ્રલોભન હવે ધીમેધીમે વધારે પ્રબળ થતું ગયું. જેમ જેમ એ પ્રલોભનને મનમાંથી હાંકી કાઢવાનો તે પ્રયત્ન કરવા

લાગ્યો, તેમતેમ ફરીફરીને આની આ જ વાત તેના મનમાં આવવા લાગી. જૂઠી સાક્ષી આપવાનું બિલકુલ અસંભવ છે એવું હવે એને લાગતું નહોતું.

વાળુ પછી તે Lvoa કૃત મેડિકલ જ્યુરિસપ્રુડન્સ લઇને પથારીમાં પડયો. કેવળ યંત્રવત તે પુસ્તક વાંચવા લાગ્યો. તે વાંચ્યા પછી તેને લાગ્યું કે પોતાનો રિપોર્ટ સોળેસોળ આના કાયમ રાખીને પણ મનોરમાના પક્ષમાં તે સાક્ષી આપી શકે તેમ છે! આપી શકે એ ભલે, પણ એ જૂઠી સાક્ષી તો ખરીને! તેની કર્તવ્યબુદ્ધિ હજી પણ જોરશોરથી કહેવા લાગી કે જૂઠી સાક્ષી આપવાનું બિલકુલ અસંભવિત છે,—પરંતુ પ્રલોભન બહુ પ્રબળ બની ગયું હતું.



## : ૭ :

સવારે ઊઠતાં મેઘનાદને મન બહુ ભારે ભારે લાગ્યું. ગઇ રાતની તમામ ચિંતાઓ અત્યારે નવેસરથી તેનો કબજો લઈને બેઠી હતી. તે ઝટપટ કપડાં બદલી ફરવા નીકળી પડયો.

લોહજંગ નદી તે વખતે ખૂબ જ સુકાઇ ગઇ હતી, નદી જ રહી નહોતી કહીએ તો ચાલે. જ્યાં નદી વહેતી હતી, ત્યાં અત્યારે એક પ્રચંડ રેતીનું ભાઠું હતું,–તેની અંદર થઇને વાંકો-ચૂંકો દુબળો પાતળો એક પાણીનો રેલો વહી રહ્યો હતો. ચોમાસામાં તો આ નદી બે ય કાંઠે છલકાઈ ઊઠે છે. ચોમાસામાં નદીનું પાણી સડકને આવી અડકે છે. એ સડક એટલી લાંબી છે કે ટાંગાઇલ શહેરના એક છેડાથી બીજા છેડા લગી પહોંચે છે. આ જ રસ્તો ટાંગાઇલના લોકોને ફરવા જવાનો રસ્તો છે.

મેઘનાદ એ રસ્તે ન ગયો પણ રેતીના ટેકરા પર જઈ પહોંચ્યો, અને ત્યાં ભીની રેતી ઉપર ફરતાં ફરતાં કંઈકંઇ વિચાર કરવા લાગ્યો.

આજ સુધી સત્યનિષ્ઠાનો જાણે તેને વાયુ લાગ્યો હતો. ખૂબ નજીવી બાબતથી માંડીને તે ખૂબ જ મોટી બાબતમાં પણ તે જૂઠું બોલી શકતો નહિ, અને જૂઠું સહન પણ કરી શકતો નહિ. તે માનતો હતો કે સત્યનો માર્ગ સરળ છેઃ તેનું અનુસરણ કરવામાં કોઇ મુશ્કેલી નથી. પરંતુ આજે એ શું જોઇ રહ્યો હતો ? મનોરમા સાચેસાચ નિર્દોષ હતી. તેમ છતાં, પ્રહ્‌લાદ બાબુ કહેતા હતા કે એની નિર્દોષતા સાબીત કરવા માટે જૂઠનો આશ્રય લીધા વિના બીજો ઉપાય નથી. સત્યની સામે સત્યના આ વિરોધમાં મરવા બેઠો છે બિચારો મેઘનાદ. જૂઠી સાક્ષી આપવા સિવાય હવે તેને માટે શું બીજો કોઈ રસ્તો નથી ?

વારુ, સીધે સીધું સત્ય ઉચ્ચારવામાં ખોટું શું છે? પ્રહ્લાદબાબુ કહે છે કે એમ તો સરકાર પક્ષને ટેકો મળી જવાનો અને કોઈપણ જ્યુરી તમારી વાત માનવાની નથી. એ શું ખરું હશે?

મેઘનાદને થયું કે પ્રહ્લાદબાબુની વાત માની લેવાની જરૂર નથી. આ સંબંધમાં બીજા મોટા વકીલની સલાહ લેવી જોઈએ.

ત્યારપછી આ વિષે વિચાર કરતાં કરતાં ક્યારે મેઘનાદ ઓચિંતો મનોરમાની કલ્પના કરી એના મોહમાં પડી ગયો એની એને જ ખબર પડી નહિ. તે સંપૂર્ણ આત્મભાન ભૂલી જઇ, એ કલ્પનામાં આત્મસમર્પણ કરી દઇ એની સાથે પોતાને મિલાવી દઇ કંઇ કંઇ અભૂતપૂર્વ કલ્પનામાં રાચવા લાગ્યો. ફરતો ફરતો, વિચારમાં ને વિચારમાં એ કાગમારીના હોડી-ઘાટ આગળ આવી પહોંચ્યો. હવે અહીં ઘાટ નથી, એની જગાએ છે લોહજંગના છીછરા પાણી પર થઇને નિઃસંકોચ જવા આવવા માટેનો એક નાનો વાંસનો પૂલ. આની પેલી તરફ પાણીનો પટ પહોળો પથરાયેલો હતો. ત્યાં એક તરફ કાદવમાં બે છોકરા રમતા હતા. માછીમારોના છોકરા હતા—પાણી એમનું ઘર કહેવાય, તેથી જળચરની પેઠે ડહોળાં પાણીમાં ખેલ્યા કૂદ્યા કરે. એક છોકરો આખે શરીરે માટી ચોપડી જાણે કોઈ જીવતું માટીનું પૂતળું ઊભું હોય એમ ઊભો હતો, અને બીજો ઠંડા કાદવમાં ખૂબ લહેરથી લાંબો થઇને પડ્યો હતો.

મેઘનાદ એકી નજરે આ બે છોકરાઓ તરફ જોઈ રહ્યો. જોઇ રહ્યો ને તે મનોરમાની કલ્પના કરી રહ્યો. જ્યારે તે પૂરાભાનમાં આવ્યો ત્યારે તેને માલૂમ પડ્યું કે તે મનમાં મનમાં એવી કલ્પના ઘડી રહ્યો હતો કે પોતે મનોરમાને જેલમાંથી ઉપાડી જઇ ગારો પર્વતના એક એકાંત જંગલમાં ભાગી ગયો છે અને ત્યાં એક નાની ઝૂંપડી બનાવી, શિકાર કરી કંઇક ખેતીવાડી કરી પોતાનો જીવનનિર્વાહ કરી રહ્યો છે,—અને તેમ છતાં એક બીજાના સાહચર્યથી જીવન ખૂબ આનંદપૂર્વક પસાર થઇ રહ્યું છે.

આ પાગલ કલ્પનાથી તેને હસવું આવ્યું; પરંતુ તરત જ તેને થયું કે આવું શું ન બની શકે? જીવનને આપણે અનેક રીતે જટિલ બનાવી મૂક્યું છે; નહિ તો જીવનધારણ માટે જોઈએ શું? સુખી થવા માટે એવી કંઇ ભારે સાધન સામગ્રીની જરૂર પડતી નથી! આ બે છોકરાઓ કેવા આનંદથી કાદવમાં આળોટે છે! એમનું એ સુખ રાજમહેલમાં બગલાની પાંખ જેવા પોશાકવાળા ભભકાદાર રાજકુમારના સુખ કરતાં ઓછું છે એમ કોણ કહી શકશે? ખરું જોતાં, આ લોકોનું જ જીવન કુદરતી છે, બાકી આપણું જીવન તો માણસે પેદા કરેલા આડંબરથી ભરેલું છે. આ બધો આડંબરનો ભાર ફગાવી દઈ, આ છોકરાઓની પેઠે જીવન ધારણ કરવું શું એવું અશક્ય છે?

પરંતુ આવા બધા વિચારો કરવા નકામા છે! પહેલું કાર્ય મનોરમાનો બચાવ કરવાનું છે! એનો ઉપાય શો? ખૂબ વિચાર પછી મેઘનાદે મન સાથે નક્કી કર્યું કે આ વિષે કલકત્તા એક આંટો ખાઇ આવી, કોઈ મોટા વકીલ બેરિસ્ટરની સલાહ પૂછીને પગલું ભરવું જોઈએ.

'ઓહો મેઘનાદ બાબુ! અહીં ક્યાંથી?'

બોલતા પ્રહ્લાદ બાબુ વાંસના પૂલ પરથી ઊતરીને મેઘનાદની પાસે આવ્યા. તેઓ કાલે રાતે નદીની સામે પાર કાગમારી ગામે ગયા હતા અને હમણાં જ ત્યાંથી પાછા ફરી રહ્યા હતા એમ તેમણે જણાવ્યું.

'શું નક્કી કર્યું? કંઈ રસ્તો શોધી કાઢયો ખરો?' પ્રહ્લાદ બાબુએ પૂછયું.

મેઘનાદે બીજી બાજુ મોં ફેરવી જવાબ દીધોઃ

'રસ્તો નથી જ એમ નથી; સામાન્ય એક બે વાકયો આડાં અવળાં કરવાથી ગળું ટોપીને આત્મહત્યા કરી છે એમ સાબીત કરી શકાય તેમ છે.'

'તો પછી ફિકર શી છે?'

'પરન્તુ મારા રિપોર્ટમાં મેં જે બધું વર્ણન લખ્યું છે તે—'

જો કે પચાસ વારની અંદર ત્યાં કોઈ માણસ નહોતું તો પણ ખૂબ ધીમેથી પ્રહ્લાદ બાબુએ કહ્યું: 'બધા કાગળો આજે રાતે મારે ઘેર આવવાના છે,—તમે તેમાં જ જરા કાપી છેકીને બરાબર કરી નાખજોને, પત્યું.'

મેઘનાદ ચમકી પડયો!

તે જોરપૂર્વક બોલી ઊઠયો: 'નહિ—એ મારાથી નહિ બને.'

થોડીવાર બંને જણ મૂંગા રહ્યા.

પછી મેઘનાદ બોલ્યો: 'જુઓ, પ્રહ્લાદ બાબુ—તમે ગમે તે કહો, પણ મારી સમજ મુજબ તો મનોરમા સાચી વાત કહી દે તેમાં જ એનું સૌથી મોટું ભલું દેખાય છે અને એમાં ન માન્યામાં આવે એવું કશું જ નથી! મેં ખૂબ વિચાર કરી જોયો છે, પણ ગળું કાપી માણસ આપઘાત કરે એ અસંભવિત લાગે છે,—પરંતુ ઓચિંતાનું હાર્ટફેલ થઈ જતાં માણસ મરી જાય એ સંભવિત છે. ઊલટું, એ જ સત્ય લાગે છે, અને મનોરમાની વાત સાથે પણ એનો બરાબર મેળ મળી જાય છે.'

પ્રહ્લાદ બાબુ હસીને બોલ્યા: 'દાક્તર બાબુ, આ કામ કરી કરીને તો મારા માથાના વાળ ધોળા થઇ ગયા. આવો બચાવ કરીને કોઇ આરોપી કદી પણ છૂટો થઇ શકે એ વાત નજરે ન જોઉં ત્યાં લગી હું માનું નહિ.'

'તો શું તદ્દન સાચેસાચી વાત કહેવાથી, સાચેસાચી હકીકત સાબીત ન કરી શકાય એમ તમારું કહેવું છે?'

'કોણ સાચું બોલે છે, દાકતર બાબુ? મનોરમાએ તમને જે વાત કહી છે તે સાચી નથી! કાલે હું જેલમાં ગયો હતો, અને મનોરમા અને સતીશ બંનેને મળ્યો હતો. બંનેને કયાં ય લગી ઊલટ પ્રશ્નો પૂછીને હું જાણી શકયો છું કે તમને મનોરમાએ કહેલી વાત બિલકુલ જૂઠી છે!'

મેઘનાદ એકદમ હબકી ગયો—તેના મોંમાંથી શબ્દો નીકળ્યા નહિ.

પ્રહ્લાદબાબુએ બોલવા માંડયું, 'મને પણ પહેલાં તો મનોરમાએ આવું જ કહ્યું હતું. પરંતુ મેં ખૂબ હલાવી મલાવીને ડાબા જમણી પૂછવા લાગ્યું. એટલે એ એકદમ ગભરાઈ ગઈ,—કશું જ ચોક્કસ બોલી શકી નહિ. પછી મેં સારી પેઠે ખોળી ખંખોળીને ખરી વાત બહાર કાઢી. પોલિસનાં માણસો આકાશ પાતાળ એક કરવા છતાં યે ખરી વાત કઢાવી શક્યાં નથી.'

શુષ્કમુખે મેઘનાદ બોલ્યો: 'તો ખરી વાત શું છે?'

'ખરી વાત એ છે કે સતીશે પોતે છરાવડે ગળું કાપી એ માણસનું ખૂન કર્યું છે.'

મેઘનાદ હસીને બોલ્યો: 'તે બની જ ન શકે. છરાનો ઘા મરી ગયા પછી થયો છે એ વિષે મને લગીરે શંકા નથી. મનોરમાએ જો આપને એવું કહ્યું હોય તો એણે તમને જૂઠું કહ્યું છે.'

પ્રહ્લાદબાબુ બોલ્યા: 'મેં માની લીધું કે તેણે મને જૂઠું જ કહ્યું છે. પરંતુ તમને તેણે જે કહ્યું છે તે જ સાચું છે એવું પણ તમે કેવી રીતે કહી શકો છો? એક અસત્ય બોલી શકે છે, તે બે અસત્ય પણ બોલી શકે છે. વધારામાં, મનોરમાએ મને એમ પણ કહ્યું કે સતીશે તેને એ પ્રમાણે તમારી આગળ બોલવાનું શીખવાડી રાખ્યું હતું.'

મેઘનાદના માથા પર જાણે તે વખતે આગ વરસી રહી હતી. પ્રહ્લાદબાબુની વાત સાંભળી મનોરમાની ઉપર તેને પુરુષ-સહજ ઘૃણા જન્મી હતી,—ક્રોધથી એનું આખું શરીર બળતું હતું.

વિચારી જોઈએ તો મનોરમાના જેવી છોકરી તેને આવી રીતે છેતરવાની કોશીશ કરે તેમાં કશું યે વિચિત્ર નથી; પરંતુ મેઘનાદને તેનું એ કૃત્ય અન્યાયી અને અસ્વાભાવિક લાગ્યું. તે આગળ કંઈ બોલ્યો નહિ.

'તો પછી ફિકર શી છે?'

'પરન્તુ મારા રિપોર્ટમાં મેં જે બધું વર્ણન લખ્યું છે તે—'

જો કે પચાસ વારની અંદર ત્યાં કોઈ માણસ નહોતું તો પણ ખૂબ ધીમેથી પ્રહ્લાદ બાબુએ કહ્યું: 'બધા કાગળો આજે રાતે મારે ઘેર આવવાના છે,—તમે તેમાં જ જરા કાપી છેકીને બરાબર કરી નાખજોને, પત્યું.'

મેઘનાદ ચમકી પડયો!

તે જોરપૂર્વક બોલી ઊઠયો: 'નહિ—એ મારાથી નહિ બને.'

થોડીવાર બંને જણ મૂંગા રહ્યા.

પછી મેઘનાદ બોલ્યો: 'જુઓ, પ્રહ્લાદ બાબુ—તમે ગમે તે કહો, પણ મારી સમજ મુજબ તો મનોરમા સાચી વાત કહી દે તેમાં જ એનું સૌથી મોટું ભલું દેખાય છે અને એમાં ન માન્યામાં આવે એવું કશું જ નથી! મેં ખૂબ વિચાર કરી જોયો છે, પણ ગળું કાપી માણસ આપઘાત કરે એ અસંભવિત લાગે છે,—પરંતુ ઓચિંતાનું હાર્ટફેલ થઈ જતાં માણસ મરી જાય એ સંભવિત છે. ઊલટું, એ જ સત્ય લાગે છે, અને મનોરમાની વાત સાથે પણ એનો બરાબર મેળ મળી જાય છે.'

પ્રહ્લાદ બાબુ હસીને બોલ્યા: 'દાક્તર બાબુ, આ કામ કરી કરીને તો મારા માથાના વાળ ધોળા થઇ ગયા. આવો બચાવ કરીને કોઇ આરોપી કદી પણ છૂટો થઇ શકે એ વાત નજરે ન જોઉં ત્યાં લગી હું માનું નહિ.'

'તો શું તદ્દન સાચેસાચી વાત કહેવાથી, સાચેસાચી હકીકત સાબીત ન કરી શકાય એમ તમારું કહેવું છે?'

'કોણ સાચું બોલે છે, દાકતર બાબુ? મનોરમાએ તમને જે વાત કહી છે તે સાચી નથી! કાલે હું જેલમાં ગયો હતો, અને મનોરમા અને સતીશ બંનેને મળ્યો હતો. બંનેને કયાંય લગી ઊલટ પ્રશ્નો પૂછીને હું જાણી શકયો છું કે તમને મનો-રમાએ કહેલી વાત બિલકુલ જૂઠી છે!'

મેઘનાદ એકદમ હબકી ગયો—તેના મોંમાંથી શબ્દો નીકળ્યા નહિ.

પ્રહ્લાદબાબુએ બોલવા માંડયું, 'મને પણ પહેલાં તો મનોરમાએ આવું જ કહ્યું હતું. પરંતુ મેં ખૂબ હલાવી મલાવીને ડાબા જમણી પૂછવા લાગ્યું. એટલે એ એકદમ ગભરાઈ ગઇ,—કશું જ ચોક્કસ બોલી શકી નહિ. પછી મેં સારી પેઠે ખોળી ખંખોળીને ખરી વાત બહાર કાઢી. પોલિસનાં માણસો આકાશ પાતાળ એક કરવા છતાં યે ખરી વાત કઢાવી શકયાં નથી.'

શુષ્કમુખે મેઘનાદ બોલ્યો: 'તો ખરી વાત શું છે?'

'ખરી વાત એ છે કે સતીશે પોતે છરાવડે ગળું કાપી એ માણસનું ખૂન કર્યું છે.'

મેઘનાદ હસીને બોલ્યો: 'તે બની જ ન શકે. છરાનો ઘા મરી ગયા પછી થયો છે એ વિષે મને લગીરે શંકા નથી. મનોરમાએ જો આપને એવું કહ્યું હોય તો એણે તમને જૂઠું કહ્યું છે.'

પ્રહ્લાદબાબુ બોલ્યા: 'મેં માની લીધું કે તેણે મને જૂઠું જ કહ્યું છે. પરંતુ તમને તેણે જે કહ્યું છે તે જ સાચું છે એવું પણ તમે કેવી રીતે કહી શકો છો? એક અસત્ય બોલી શકે છે, તે બે અસત્ય પણ બોલી શકે છે. વધારામાં, મનોરમાએ મને એમ પણ કહ્યું કે સતીશે તેને એ પ્રમાણે તમારી આગળ બોલવાનું શીખવાડી રાખ્યું હતું.'

મેઘનાદના માથા પર જાણે તે વખતે આગ વરસી રહી હતી. પ્રહ્લાદબાબુની વાત સાંભળી મનોરમાની ઉપર તેને પુરુષસહજ ઘૃણા જન્મી હતી,—ક્રોધથી એનું આખું શરીર બળતું હતું.

વિચારી જોઇએ તો મનોરમાના જેવી છોકરી તેને આવી રીતે છેતરવાની કોશીશ કરે તેમાં કશું યે વિચિત્ર નથી; પરંતુ મેઘનાદને તેનું એ કૃત્ય અન્યાયી અને અસ્વાભાવિક લાગ્યું. તે આગળ કંઇ બોલ્યો નહિ.

પ્રહ્લાદબાબુએ તને બેચાર સવાલ પૂછયા. મેઘનાદે પોતાના રિપોર્ટમાં ઝેર ખવડાવી મોત નીપજાવાયું છે એવો સિદ્ધાન્ત તારવ્યો હતો. તેની વિરૂદ્ધમાં કયાં કયાં કારણો આપી શકાય તેવું તેમણે તેને પૂછયું. જવાબમાં મેઘનાદે બધાં કારણો કહી બતાવ્યાં.

પ્રહ્લાદબાબુ છેવટે બોલ્યા: 'તો તમે છેવટે શું નક્કી કર્યું?'

મેઘનાદ ખૂબ દઢતાપૂર્વક બોલ્યો: 'હું—હું જે સત્ય છે તે કહીશ.'

'પરન્તુ સત્ય કયું છે?'

મેઘનાદ જરા વિચાર કરીને બોલ્યો: 'ગમે તેમ પણ આપઘાતની વાત ખોટી છે, એટલું નક્કી!'

'છરીના ઘાથી મોત નીપજવું શું છેક અસંભવિત છે?'

'છેક અસંભવિત છે એવું તો ન કહી શકાય; પરંતુ સંપૂર્ણ સંભવિત નથી, તેમ છતાં, એ વાત જવા દઈએ તો પણ જખમ પોતાના હાથે કરેલો નથી એ પણ એક રીતે ચોક્કસ છે!'

'તો તો મુશ્કેલી! પરંતુ મનોરમા નિર્દોષ છે એ પણ ચોક્કસ છે!'

'કેવી રીતે જાણ્યું તમે?'

'આ કામ કરી કરીને તો પળિયાં આવ્યાં, સાચા ખોટાની યે મને ખબર ન પડે, મેઘનાદબાબુ?"

મેઘનાદ કાંઇ બોલ્યો નહિ.

ઘડિયાળ જોઇ મેઘનાદ ઝટપટ પ્રહ્લાદબાબુની રજા લઈ દવાખાને ગયો. ધૂનમાં ને ધૂનમાં તે ખૂબ દૂર લગી ચાલી આવ્યો હતો,—દવાખાને પહોંચતાં બહુ મોડું થઇ ગયું. ત્યાંનું કામ પતાવી તે જેલમાં ગયો.

એક પ્રશ્ન આખો વખત તેના કાનમાં ગૂંજયા કરતો હતો. પ્રહ્લાદબાબુએ પૂછયું હતું: 'સત્ય કયું છે?' તેને થયું કે આજ

સત્ય છે. વળી પ્રહ્લાદબાબુએ કહ્યું હતું કે મનોરમા નિર્દોષ છે એ પણ ચોક્કસ. આ વાત તેણે સહેલાઈથી માની લીધી હતી. એ જો સત્ય હોય તો મેઘનાદની સાચી સાક્ષી ખરું જોતાં અસત્યને સત્ય ઠરાવશે, અને, નિર્દોષને ફાંસીએ ઝૂલાવશે. મેઘનાદ વિચારી વિચારીને થાકયો, પણ કંઈ પાર પામ્યો નહિ.

મનોરમાની ઉપર તેને ખૂબ જ ક્રોધ ચડયો હતો; અને એ ક્રોધમાં જ તેણે ઘણો ઘણો વિચાર કર્યો, તો યે છેવટે તો એવો નિર્ણય કર્યો કે મનોરમાની ખાતર હું માથું ફૂટી મરવાનો નથી. જે છોકરી આવી હતભાગિની હોય તેનું જે થવાનું હોય તે ભલે થાય; એની હું શું કામ ચિંતા કરી મરું?

આવા વિચાર કરતો કરતો તે જેલમાં ગયો. ત્યાં બીજાં કામ ઝટપટ પતાવી દઈ તે મનોરમાની કોટડીએ ગયો;—શા માટે ગયો તેની તેને પોતાને યે સમજ ન પડી. આજે મનોરમાને કોઈ હિસાબે યે મળવું નથી એવું તેણે મનમાં નક્કી કર્યું હતું,—તો યે તે ગયો.

મેઘનાદે મનોરમાને ખૂબ કઠોર સ્વરે કહ્યું: 'મનોરમા, તેં મને જૂઠું કેમ કહ્યું હતું?'

મનોરમાએ ઘડીક તેના મોં સામે જોયું. એક પળ તેની આંખોમાં આગ ઝબકી ઊઠી. બીજી જ પળે તે માથું નીચું ઢાળી ભોંય પર જોઈ રહી, કંઈ જ બોલી નહિ.

મેઘનાદે ફરી પૂછ્યું: 'શા માટે તું મારી આગળ જૂઠું બોલી હતી?'

મનોરમા રડી પડી.

મેઘનાદ બોલ્યો: 'હું જાઉં છું. હું તારું ભલું કરવા આવ્યો, ત્યારે તેં મને છેતર્યો. હવે તારી સાથે મને કશો સંબંધ નથી.'

મનોરમા એકદમ મેઘનાદના પગે બાઝી પડી, એના પગમાં મોં છૂપાવી રડવા લાગી.

તે માત્ર આટલું બોલી: 'તમે મને છોડશો નહિ.'

એક પળ મેઘનાદ નિશ્ચલ બની ઊભો રહ્યો. પછી તેણે મનોરમાને હાથ પકડી ઊભી કરી. મનોરમા તેના ખભા પર માથું રાખી રડવા લાગી. તેના અંગસ્પર્શથી મેઘનાદની નસેનસમાં વીજળી ફરી વળી.

ફરી તે ભાન ભૂલી ગયો. મોહથી મૂઢ બની તેણે મનોરમાને બાહુમાં વીંટી છાતી સરસી ખેંચી લીધી. પોતે શું કરી રહ્યો છે તેનું તેને ભાન રહ્યું નહિ.

મનોરમા બોલી: 'હું બહુ અભાગણી છું. મને તમે મારી નાખો, બે દિવસ પછી તો મરવાની જ છું ને! પરંતુ અત્યારે તમે મને છોડી જશો નહિ.'

મેઘનાદ બોલ્યો: 'મારી શી તાકાત છે કે હું તને છોડીને જતો રહું, મનોરમા! દુ:ખને લીધે મારા મોંમાંથી એ શબ્દો નીકળી પડ્યા હતા, નહિ તો—'

તેને છાતી સરસી દબાવી રાખી મેઘનાદ આગળ કંઇ બોલવા જતો હતો—એકાએક તેને ભાન આવ્યું—તેણે એકદમ મનોરમાને ખસેડી દીધી.

થોડીવાર પછી મનોરમા બોલી:

'મેં તમને જાણીબૂઝીને જૂઠું કહ્યું નથી. એ રાતે જે બધું બની ગયું તે મને પૂરું યાદ પણ નથી. મને માત્ર એટલું યાદ છે કે એ માણસ મારા ઓરડામાં આવીને સૂઇ ગયો; અને બીજું એ યાદ છે કે સતીશબાબુ અને એમના નોકરો એને ટાંગાટોળી કરીને ઉપાડી ગયા. સતીશબાબુની પાસેથી, પાછળથી સાંભળીને, મને જેવું લાગ્યું તે સત્ય સમજી મેં તમને કહ્યું હતું. તે પછી પ્રહ્લાદબાબુ આવ્યા, ને મને ઉપરા ઉપરી સવાલો પૂછીને સમજાવી ગયા કે મેં તમને જે કહ્યું હતું તે ખોટું હતું. એમની બધી વાત સાંભળ્યા પછી મારે કબૂલ કરવું પડ્યું કે મારા ઓરડામાં જ સતીશબાબુએ એના ગળામાં

છરો ભોંકી દીધો હતો; તે પહેલાં એ મરી ગયેલો હતો કે જીવતો હતો તે હું ચોક્કસપણે કહી શકતી નથી,–એ પણ હવે હું સમજી. આટલું છતાં, હજીયે હું સાચું શું ને ખોટું શું તે જાણતી નથી. મને હવે, દયા કરી તમે કશું પૂછશો નહિ!'

મેઘનાદની છાતી પરથી એક ભારે બોજો ઊતરી ગયો. આવો ભ્રમ થવો ખૂબ સ્વાભાવિક છે એની તેને ખબર હતી, આવા સંજોગોમાં એક છોકરી બિલકુલ સાનભાન ગુમાવી બેસે એમાં જરાયે અસંભવિત નથી. તે પછી વાતોચીતોમાં, તેનામાં પરિસ્થિતિનું ભાન એવી રીતે ભરાવા માંડયું હતું કે તેને એમ લાગવા માંડયું હતું કે આ બધું તેણે નજરોનજર જોયું છે. આ આરોપિત સ્મૃતિની ઉપર આધાર રાખીને તેણે મેઘનાદને જે કહ્યું હતું તે સત્ય ભલે ન હોય, પણ અસત્ય નથી અને પ્રહ્લાદબાબુ સવાલોની ઝડી વરસાવીને મનોરમાને મોંએથી જે બધી હકીકત કઢાવી ગયા હતા તે પણ સોળેસોળ આની સત્ય હોવાનો સંભવ નથી. પરંતુ એક વાત પૂરેપૂરી સત્ય છે કે મનોરમા નિર્દોષ છે! તેણે નક્કી કરી નાખ્યું કે મનોરમાને બચાવવા માટે જે કંઈ કરવું પડશે તે હું કરીશ જ.

મનોરમા પાલવમાં મોં છૂપાવી રડતી હતી. મેઘનાદ તેને દિલાસો આપવા તેની પાસે આવ્યો.

તેણે તેની હડપચી ઝાલીને ઊંચી કરી કહ્યું: 'રડ મા, મારી લક્ષ્મી!'

મનોરમા દાક્તરના ખોળામાં મોં છૂપાવી એને બાઝી પડી રડવા લાગી. ખોળામાંજ મોં રાખી તે બોલી: 'મને માત્ર એ જ વિચાર આવ્યા કરે છે કે ફરી તમને હું આવી રીતે મળવા નહિ પામું. તમે જરા અહીં રહો.'

મેઘનાદે ફરી તેનું મોં ઊંચું કર્યું. તે વખતે મનોરમા તેની છાતી સમીપ વીંટળાઇ રહી હતી. મેઘનાદે તેનું મોં ઊંચું કર્યું કે મનોરમાએ એકદમ તેને ચુંબન ચોડી દીધું.

માણસનાં સાનભાન ક્યાં લગી ટકે છે? મેઘનાદ એકદમ ભાન ભૂલી ગયો. તેણે પણ મનોરમાને ચુંબન કર્યું.

પછી મનોરમા તેનાથી છૂટી પડી બોલી: 'હવે તમે જાઓ,—હવે કદાચ ફરી મેળાપ નહિ થાય, તોયે મને દુઃખ થવાનું નથી.'

મેઘનાદનું લોહી તે વખતે ગરમ ગરમ થઇ જઇ તેના આખા શરીરમાં નાચાનાચ કરવા લાગી ગયું હતું,—તે સાનભાન સાવ ગુમાવી બેઠો હતો,—તેણે મનોરમાને ફરી છાતી સરસી દબાવી દીધી.

ઓચિંતાનો ઓરડાના ખૂણામાંથી કંઇક અવાજ સંભળાયો.

મેઘનાદે ધારીને જોયું તો કોઈ ડોસી ઓરડાના ખૂણામાં ટોકડું વળીને બેઠી હતી. ડોશી કાલે સાંજે આ કોટડીમાં આવી હતી. આવી ત્યારની તે ખૂણામાં જ ફાટેલા ગાભાની નિર્જીવ પોટલીની પેઠે પડી હતી. મેઘનાદે અત્યાર સુધી એને જોઈ જ નહોતી.

ડોશીને જોઇ મેઘનાદનું આખું શરીર જાણે ઠરીને હિમ થઇ ગયું. શરમથી, ધરતી માગ આપે તો સમાઇ જાઉં એવું તેને લાગ્યું!

: ૮ :

મનોરમાનો કેસ ચાલવાનો હતો, તે દિવસે મેઘનાદ વહેલો વહેલો અદાલતમાં ગયો. સેકંડ ડેપ્યુટિ સાહેબની આગળ કેસ ચાલવાનો હતો. પહેલાં તો કચેરીનાં કેટલાંક સાધારણ કામો પતાવ્યાં, તે પછી ડેપ્યુટિ બાબુએ આ કેસ કાઢયો. કોર્ટ ઈન્સ્પેકટર સુકુમાર બાબુ સરકાર તરફથી કેસ ચલાવતા હતા;—તેમણે સૌથી પહેલાં જ મેઘનાદ ડાક્તરને પાંજરામાં ખડો કરાવી દીધો.

આજે સવારનો મેઘનાદ, સાક્ષીમાં પોતે શું કહેવું તેનો જ વિચાર કરી રહ્યો હતો. પાંજરામાં ઊભો ઊભો પણ તે તેનો જ વિચાર કરવા લાગ્યો. ગઇ કાલે પ્રહ્લાદ બાબુની સાથે કેટલીયે વાર સુધી તેણે આ બાબત ચર્ચા કરી હતી; આજે પણ તે તેનો જ ઊલટાવી સૂલટાવીને વિચાર કરી રહ્યો હતો. જરાક—સાધારણ મરડ આપીએ તો મનોરમા બચી જાય છે; એથી જૂઠું બોલ્યા તો કહેવાશે,—પરંતુ—મનોરમા તો સાચે જ નિર્દોષ છે! પછી આમાં દોષ ક્યાં રહ્યો?

પરંતુ આ વિચારની સાથે સાથે, આજ લગી તેણે વીતાવેલું જીવન, તેના હૃદયમાં જાગૃત થઈ, સજીવ થઇ, આ વિચારણાની સામે પ્રતિકાર કરતું ઊભું. આજે આટલાં વરસે શું તું જૂઠી સાક્ષી આપવા બેસીશ?—બીજા સાધારણ અમથા લોકોની પેઠે તારે શું જૂઠા બનવું છે? કાયદાને થાપ આપવી છે?

જુબાની આપતી વખતે આવા વિચાર કરતો કરતો તે જવાબ દેવા લાગ્યો,—તે શું બોલી રહ્યો હતો તેની એને પોતાને પણ પૂરી સમજ પડતી નહોતી. પરંતુ એની જુબાની સાંભળી કોર્ટ ઈન્સ્પેકટર અને જોગેન્દ્ર બાબુ બંને આંખો ફાડી તેની સામું જોઇ રહ્યા.

કોર્ટ ઇન્સ્પેક્ટરે કહ્યું: 'મેઘનાદ બાબુ! તમે શું આ ઢંગધડા વિનાનું બોલી રહ્યા છો! તમે પહેલાં કહ્યું કે ગળું કપાયા પહેલાં એ માણસ મરી ગયો હતો. અને હમણાં કહો છો કે ગળાનો જખમ મરનારે પોતે પોતાને હાથે પણ કર્યો હોય એ બનવા જોગ છે.' આ બેમાંથી કયું સાચું ને કયું ખોટું સમજવું?'

મેઘનાદને પરસેવો વળી ગયો, તેનું શરીર થર થર કાંપવા લાગ્યું. તે કંઈ જ બોલી શકયો નહિ.

પ્રહ્લાદબાબુ કુદકો મારી બોલ્યો: 'હજૂર, કોર્ટ ઇન્સ્પેકટર બાબુ સાક્ષીની ઊલટ તપાસ કરે છે—એમ કરવાનો એમને અધિકાર નથી–હું આ સવાલ સામે વિરોધ ઊઠાવું છું!'

મેજીસ્ટ્રેટે કહ્યું: "ખરું છે, કોર્ટબાબુ આવો સવાલ પૂછી શકતા નથી.'

કોર્ટબાબુ બોલ્યા: 'હજૂર, તો આપ પોતે એ સવાલ પૂછો.'

પ્રહ્લાદબાબુએ આ બાબતમાં પણ ભારે વિરોધ પ્રદર્શિત કર્યો. કોર્ટની સાથે તેમને ભારે બોલાચાલી થઇ ગઈ. પાંચ સાત વકીલોએ દલીલ કરી.

છેવટે અદાલતે જ એ પ્રશ્ન પૂછયો—પ્રહ્લાદ બાબુ જોર શોરથી વિરોધ કરતા જ રહ્યા.

એટલીવારમાં મેઘનાદ ઠીક ઠીક સ્વસ્થ બની ગયો હતો. તે સમજી ગયો કે પોતે ખૂબ જ આગળ વધી ગયો છે, હવે પાછું પગલું ભરવાનો રસ્તો રહ્યો નથી. તેનું મોં સુકાવા આવ્યું. પણ માથું ખૂબ ઠંડુ થઈ ગયું હતું.

કોર્ટના સવાલના જવાબમાં મેઘનાદે કહ્યું: 'પહેલાં સવાલ પૂછાયો ત્યારે મેં રિપોર્ટ જોઇ, તે વિષે વિચાર કર્યા વગર જ, જવાબ આપ્યો હતો, પરંતુ એ રિપોર્ટ લખી મોકલ્યા પછી મારી ખાતરી થઇ છે કે મરનારે પોતે જ પોતાને હાથે ગળે છરી હોય એ બનવા જોગ છે!'

મેજીસ્ટ્રેટે જરા હસીને કહ્યું: 'તમારો એ અભિપ્રાય શાથી બદલાયો?'

મેઘનાદે કહ્યુ: 'કેમિકલ એકઝામિનરનો રિપોર્ટ મળ્યા પછી ડેપ્યુટિ સુપરિન્ટેન્ડન્ટ સાહેબ જોગેન્દ્રબાબુએ મને કહ્યું કે Viscera માં ઝેરની કંઇ નિશાનીઓ મળી આવી નથી. તે પછી મેં મેડિકલ જ્યુરિસપ્રુડન્સની કેટલીક ચોપડીઓ વાંચી ખાતરી કરી કે મારો અભિપ્રાય ખોટો હોવાનો સંભવ છે.'

કોર્ટ ઇન્સ્પેકટર, જોગેન્દ્રબાબુ અને ઇન્સ્પેકટર સદય બાબુ વગેરેએ આ સાંભળી બહુવાર સુધી અંદરઅંદર મસલત ચલાવી. જોગેન્દ્રબાબુએ માથું ધૂણાવ્યું. સદયબાબુએ ખૂબ કૂદાકૂદ કરી.

છેવટે કોર્ટ ઇન્સ્પેકટરે ઠેકડો મારી ઊભા થઇ ખૂબ તપી જઇને પૂછ્યું:

"તમે જેલમાં આરોપી મનોરમાને મળ્યા હતા?'

મેઘનાદને માથાથી તે પગ સુધી થરથરાટ વ્યાપી ગયો.

પ્રહ્લાદબાબુ ઊભા થઇને બોલ્યા: "કોર્ટબાબુ આ પ્રશ્નો પૂછી શકે નહિ. આ પ્રશ્નો અપ્રાસંગિક છે અને એનો હેતુ જો સાક્ષીની પ્રમાણિકતા વિષે શંકા પેદા કરવાનો હોય તો તેઓ તેમના પોતાના સાક્ષીની ઊલટતપાસ કરી શકતા નથી.'

કોર્ટબાબુ ખૂબ ચઢી જઇને બોલ્યા: 'હજૂર, આ સાક્ષી સામા પક્ષનો (hostile) છે. હું એને ક્રોસ કરવાની રજા માગું છું.'

પ્રહ્લાદબાબુએ ખૂબ જ વિરોધ કર્યો.

તેમણે કહ્યું:

"મેઘનાદ બાબુએ એવું કંઇ જ કહ્યું નથી, જેથી એમને વિરોધ પક્ષના સાક્ષી ગણી કાઢવામાં આવે. જે શબ્દોનો કોર્ટ બાબુ વાંધો લે છે તે શબ્દો તેમણે પોતે જ બોલાવડાવ્યા છે.

સાક્ષીના કોઈ એક બે શબ્દો સરકાર પક્ષને અનુકૂળ નથી એટલા જ પરથી તેને વિરૂદ્ધ પક્ષનો સાબીત કરી દેવાય નહિ. મેઘનાદ બાબુએ એવું કંઈ જ કહ્યું નથી જેથી તેઓ ફરિયાદી પક્ષની વિરૂદ્ધ થઇ ગયાનું કોર્ટને લાગે."

કેટલીયે વાર સુધી સામસામી દલીલો ચાલી. પ્રહ્લાદબાબુએ ઢગલાબંધ કાયદાના આધારો ટાંકી બતાવ્યા.

મેજીસ્ટ્રેટે પ્રહ્લાદબાબુની વાત માની નહિ ત્યારે પ્રહ્લાદબાબુ બોલ્યા:

"હજૂર, કૃપા કરી એ પરવાનગી હમણાં મુલતવી રાખો. મેઘનાદબાબુને ક્રોસ કરવાનું જો કાયદેસર હશે, તો સેશનમાં સરકાર પક્ષને જોઇએ તેટલો વખત મળશે. માટે આ બાબત સેશન કોર્ટ પર રહેવા દો: આપ, અત્યારે જ આવી પરવાનગી આપી આરોપીઓ તરફ prejudice (પૂર્વગ્રહ) પેદા થાય એવું ન કરશો!'

આ સંબંધી વળી ફરીને સવાલજવાબ ચાલ્યા.

છેવટે મેજીસ્ટ્રેટે કહ્યું: "આ દલીલ બરાબર છે. તમે સેશન કોર્ટમાં આ સાક્ષીની ઉલટ તપાસ કરી શકશો—અહીં હું તેની રજા આપી શકતો નથી.'

ઊલટ તપાસ મુલતવી રહી—મેઘનાદ પાંજરામાંથી બહાર નીકળ્યો.

: ૯ :

આ તરફ સતીશબાબુના ઘરમાં ખૂબ ધમાચકડી મચી ગઈ હતી. પોલિસ જ્યારે તપાસ કરવા આવી ત્યારે સતીશબાબુની સ્ત્રી સુનીતિની પાસેથી તેમને જે સાંભળવા મળ્યું, તે પરથી જ તેમને બધી બાતમી મળી હતી.

એટલે સુનીતિની જુબાની સૌથી વધારે કીમતી હતી. એની જ બધી આ ધમાચકડી હતી.

સુનીતિ પૈસાદારની દીકરી હતી. તેના બાપ ઢાકાના ખૂબ મોટા વકીલ હતા. રૂપિયા પણ ખૂબ કમાયા હતા, પરંતુ ૭ છોકરીઓને પરણાવવામાં અને બે બેવકૂફ છોકરાઓને ભણાવવાની વ્યર્થ કોશીશ કરવામાં તેમણે એટલો પૈસો ખરચી કાઢ્યો હતો કે, જ્યારે ઓચિંતાનું તેમનું મરણ થયું ત્યારે તેમની પાછળ રહ્યું હતું માત્ર તેમનું નામ, ઢાકામાં થોડી જમીન, બે ચાર ભાડે આપેલાં મકાનો, અને માત્ર એકાદ બે હજાર રૂપિયા. રોકડા રૂપિયા એક શ્વાસે ખતમ કરી, ઘરજમીન વગેરે ગીરો મૂકી, છેવટે છોકરાઓ મહામહેનતે શોધીને કોઈ સાધારણ નોકરી પર લાગી ગયા. તેમાંનો એક છોકરો સતીશબાબુને જ ઘેર રહેતો અને ત્યાં દવાખાનામાં કમ્પાઉન્ડરી કરતો.

સતીશના ઘરની સ્થિતિ બહુ સારી નહોતી, પરંતુ સસરાજી જીવતા હતા ત્યાં લગી તો તેને કંઈ દુઃખ વેઠવું પડયું નહોતું, તેથી જેમ તેમ કરી તેણે બી. એલ. (વકીલાત)ની પરીક્ષા પાસ કરી, ટાંગાઈલમાં વકીલાત કરવા માંડી. ધંધો પણ ઠીક ચાલવા માંડ્યો.

તવંગરની દીકરી તરીકે સુનીતિની શરૂઆતમાં તો ખૂબ જ બરદાસ્ત થતી, પરંતુ પછી જ્યારે તવંગરના ઘેરથી આવતી

આવક ધીમે ધીમે ઓછી થઈને છેવટે ઓચિંતાની બંધ થઇ ગઇ, ત્યારે તેના બાપની સાથેનો સંબંધ સાવ તૂટી ગયો—પિયરનું નામ દેવું એ પણ તિરસ્કારનો વિષય થઇ પડયો. હવે એની સાસુ અને પતિની સાથે જીભાજોડી કરવામાં જ એનો ઘણો વખત પસાર થવા માંડયો.

સતીશ ખરાબ માણુસ નહોતો, પરંતુ એની સ્ત્રી એને આંખના કણા જેમ ખૂંચતી હતી. એક અકારણ ખટરાગથી જ બન્નેના સંબંધની શરૂઆત થઈ હતી. સુનીતિના પિતાની દયા ખાઇ હું મોટો થયો છું, એથી સુનીતિને મારા તરફ માનબુદ્ધિ નથી એવો વહેમ સતીશના મનમાં ઘર કરી બેઠો હતો. નાની મોટી વાતોચીતોમાં, હમેશ લાડકોડમાં ઉછરેલી સુનીતિની સ્વાભાવિક ઉદ્ધતાઇ અને તોછડાઇનાં નાનાં મોટાં અનેક દૃષ્ટાન્તો જોઇ, તેનો આ વહેમ પાકો થઇ ગયો હતો—અને તેથી તેનું મન ખાટું થઇ ગયું હતું.

સતીશ પણ ડંખીલો માણુસ હતો; તે આ કલ્પિત અપમાન અને ઉપેક્ષા સહી લેતો નહિ. ધણી તરીકેના પોતાના અધિકારની સુનીતિને રૂવેરૂવે ખબર પાડી દેવાનો તે હમેશ પ્રયત્ન કરતો જ રહેતો. અને સુનીતિમાં તો આવી બધી વર્તણૂકને ઘોળી પી જવાની ઉદારતા કદી હતી જ નહિ. તે પણ ગુસ્સે ભરાઇને, સતીશના ધણીપદાની વિરૂદ્ધ રોજ બળવો પોકારતી.

આવી રીતે જેમ દિવસો જવા લાગ્યા તેમ બંને વચ્ચેનો અણુરાગ વધતોજ ચાલ્યો. પત્ની જે કંઇ કરે કે કહે તે દરેક બાબતમાં સતીશને ગુસ્સે થવાનું કંઇ નવું કારણ મળી રહેતું. અને સતીશ જે કંઈ કરે કે કહે તે દરેક બાબતમાં સુનીતિને વધારે ને વધારે ગુસ્સો ચડતો,—અને તે પતિને વધારે ને વધારે સતાવતી. આથી તેના તરફનો તિરસ્કાર વધતો જ જતો એ કહેવાની જરૂર નથી,—દશ વરસના છોકરાના દેખતાં પણ એને ઘણીવાર માર ખાવો પડતો.

આવે વખતે મનોરમા આવીને એમની વચમાં ઊભી. મનોરમાએ ઘરમાં પગ મૂકયો એ જોતાં જ સુનીતિની આગમાં તેલ રેડાયું. હવે તે પતિને મનોરમાનું નામ લઇ કંઇ કંઈ સંભળાવવા લાગી. સતીશને, પહેલાં તો, મનોરમાની તરફ કંઇ પણ ખાસ આકર્ષણ નહોતું. સત્યની ખાતર મારે અહીં કહેવું જોઇએ કે, મનોરમાની સાથે સતીશને કંઇ પાપ સંબંધ હોઈ શકે એવી કલ્પના સતીશના મનમાં પહેલી પેદા કરી સુનીતિએ પોતે.

પછી તો, ઢાળવાળી જમીન પર જેમ ગોળો ગબડે તેમ સતીશનું મન મનોરમાની તરફ ગબડતું ચાલ્યું. સતીશને પોતાને ખાતરી હતી કે, એક માત્ર પત્નીના ત્રાસથી બળીઝળીને, અને કેવળ એને સજા કરવાના જ હેતુથી, તે મનોરમાની સાથે ચાળા કરતો હતો. આ બધાનો સાર એટલો, કે સુનીતિ જો નમ્ર રહીને દૃઢ રહી હોત, તો કદાચ છેવટ સુધી સતીશ પોતાની વૃત્તિઓને મનમાં જ દબાવી રાખી શકયો હોત.

સુનીતિ ક્રોધથી સળગી ઊઠી હતી. સતીશ પણ મરણિયો બની ગયો હતો. મનોરમાની સાથેની સતીશની વર્તણૂક જોઈ સુનીતિનો જીવ સળગી ઊઠતો; પરંતુ તેમ છતાંયે તેમના તરફ સતત જાગૃત દૃષ્ટિ રાખ્યા વગર તેનાથી રહેવાતું જ નહિ. અને પોતે જે જોતી તે છૂપાવવાનો કંઇ પણ પ્રયત્ન તે કરતી નહિ.

× × ×

જે દિવસે પોલિસ ખૂનની તલાશ કરવા આવી, તે દિવસે સતીશે સ્ત્રીને ખૂબ દાટી આપી રાખી હતી, એટલું જ નહિ પણ ‘ જાનથી જઇશ ’ એવી બીક પણ દેખાડી હતી. સુનીતિ ખૂબ વિચાર કરીને, છોકરાંનાં મોં સામે જોઇ, જીવ જવાની ધાસ્તીએ કંઇ બોલી નહિ: પરંતુ આ બાબતમાં આગલે દિવસે પતિ–પત્નીને જે ઝઘડો થયો હતો તે એક દાસીએ ચોરીછૂપીથી સાંભળી લીધું હતું, અને તેણે પોલિસને બધી વાત કહી દીધી હતી.

તેથી ઇન્સ્પેકટર સદયબાબુએ સુનીતિને ખૂબ ભીડાવી. એક વખત બે શબ્દો તેના પેટમાંથી નીકળી પડયા કે પછી તો

તેના મનની આગ ભક કરતી બહાર ભભૂકી ઊઠી અને ચપચપ કરતી જે કંઇ જાણતી હતી તે બધુંયે એણે બોલી નાખ્યું.

સતીશને તે જ વખતે પોલિસ પકડી ગઇ.

સતીશની માએ એકદમ ભૈરવરૂપ ધારણ કરી દોડી આવી સુનીતિનું ગળું પકડયું. પછી ગળું છોડી દઇ, રસોડામાં જઇ એક સળગતું લાકડું લઈ આવી એ તેને મારવા ધસી. બરાબર એ જ વખતે સુનીતિનો ભાઇ જતીન આવી પહોંચ્યો. તેણે ડોસીના હાથમાંથી હથિયાર પડાવી લીધું, ને બહેનને બચાવી લીધી. સાસુએ કોઈ મરી ગયું હોય એવી પોક મૂકી અને વહુને ફાવે તેમ ભાંડવા માંડયું.

ગુસ્સાના આવેશમાં બોલી નાખ્યા પછી પોતે શું કરી બેઠી તેનું સુનીતિને ભાન થયું. પછી તે ઘરમાં આવી ધાવણા છોકરાને બાઝી પડી રોવા લાગી.

તે પછી સતીશના મિત્રો, સંબંધીઓ, વકીલો, વગેરેએ આવીને સતીશની માને શાંત પાડી. તે બધાએ અંદર અંદર મસલત કરી નક્કી કર્યું કે તિરસ્કાર બતાવવાથી કામ પાર પડવાનું નથી, ગમે તેમ કરીને સુનીતિને સમજાવી પટાવી સતીશની તરફેણમાં જુબાની આપે તેવું કરવું જોઇશે. તેણે કેવી જુબાની આપવી તેનો પણ મુસદ્દો ઘડાઇ ગયો.

સુનીતિની મા આવી, તેની મોટી બહેન પણ આવી, ઘરમાં રાત ને દિવસ આ જ ભાંજગડ ચાલવા માંડી.

સુનીતિ ઘડીએ ઘડીએ આ વાત પર ગુસ્સે થઇ જતી, તે વખતે તે સતીશની આગલી ચૌદે પેઢીઓને નરકમાં મોકલ્યા વગર શાંત પડતી નહિ.

એક દિવસ તો એણે પોતાની માને પણ સંભળાવી દીધું: 'કેમ, હું શું કદી મરવાની નથી કે એમના વાસ્તે જૂઠું બોલું? મને રંડાપો આવશે, એમને?—ઓય મા! પછી રોઇ રોઇને

મારી છાતી ફાટી જશે, ગાળો ખાવા નહિ મળે, ગડદા પાટુ ખાવા નહિ મળે, બળતું લાકડું ખાવા નહિ મળે—હું પછી કેવી રીતે જીવતી રહેવાની, હં ? સાત જન્મ રંડાપો આવે તો ભલે, પણ આવા ધણીના મોંમાં આગ પડે !'

તેમ છતાં, એ જ્યારે એકલી પોતાનાં છોકરાંને લઈને બેસતી, ત્યારે તેનો જીવ રડી ઊઠતો. આ દશ વરસની વકીલાતમાં સતીશ ગમે તેટલું કમાયો હોય, પણ એ એવો કોઈ સંગ્રહ કરી શક્યો નહોતો કે જેથી સુનીતિ તેમાંથી આ ચાર પાંચ છોકરાંને મોટાં કરી શકે. આ છોકરાંને લઈને હું ક્યાં જઈશ ? શું કરીશ ? ચોરે ચૌટે ભીખ માંગતી ફરું તોયે કોઈ મારા પર દયા કરી મને ટુકડો રોટલો નહિ આપે. પોતાના પતિની વિરૂદ્ધ સાક્ષી આપીને લોકોની નજરે એ કેવી મોટી ડાકણ બની ગઈ હતી, એ સમજતાં એને વાર લાગી નહિ.

આવા વિચારમાં ને વિચારમાં તે છોકરાંને છાતી સરસાં દાબી ખૂબ રોયા કરતી. તે વખતે તેને થતું કે પતિની તરફેણમાં જુબાની આપી છોકરાંઓની જિંદગી સુધારી લઉં.

પરંતુ બીજી જ ક્ષણે તેનું આખું શરીર ધૃણાથી થરથરી ઊઠતું. પોતાનો પતિ કેવો ભયંકર છે તે તો તેણે નજરે જોયું હતું. એક જીવતા જાગતા માણસનું ખૂન કરતાં તેને લગીરે અરેરાટી થઈ નહોતી. તે રાતની વાત યાદ કરતાં તેનું આખું શરીર આજે પણ કાંપી ઊઠતું હતું. સતીશ જો કોઈ રીતે છૂટીને પાછો આવે તો એ એની આ પ્રિય પત્નીનું, સીધો ઘરમાં પેસતાં જ ખૂન કરી નાખવાનો, એ વિષે સુનીતિને લેશમાત્ર પણ શંકા નહોતી.

આ બધો વિચાર કરતાં તે ભયથી ખૂબ ફફડતી. તેથી તે કોઈ રીતે જૂઠી જૂબાની આપવા કબૂલ થઈ નહિ.

જ્યારે એને આ આગ્રહ, દબાણ, ધમકી, તિરસ્કાર વગેરેનો ભાર બહુ અસહ્ય થઈ પડયો ત્યારે તેણે એક દિવસ કહી નાંખ્યું:

'તમે લોકો જો મને આવી રીતે હેરાન કર્યા કરશો તો હું સદયબાબુને બધી વાત કરી દઈશ.'

આમ બોલવાથી તેને કંઈક રાહત મળી, કારણ કે ઇન્સ્પેકટર બાબુ લગભગ દરરોજ આ કેસની બાબતમાં એને ઘેર આવતા હતા. મનોરમાના ઓરડાને તેમણે તાળું લગાવી દીધું હતું અને એક કોન્સ્ટેબલ ત્યાં બેસાડયો હતો.

આ સંજોગોમાં સુનીતિની આ ધમકીથી સૌ ભડકી ગયાં. માત્ર ગભરાઈ નહિ એક સુનીતિની મા. તે રાત દિવસ સતત રૂદન કરતી જ રહી અને દીકરીને છાતીએ દાબી દિનરાત સમજાવતી જ રહી. સુનીતિ તેને કોઈ વાર કડવાં વેણ સંભળાવતી, તો કોઈ વાર એની સાથે તે ય ચોધાર આંસુ વહાવતી.

પરંતુ જૂઠી સાક્ષી આપવાનું તેણે કોઇ રીતે કબૂલ કર્યું નહિ.

: ૧૦ :

મેઘનાદ જ્યારે પાંજરામાંથી નીચે ઊતર્યો, ત્યારે તરત થનારા અપમાન અને લાંછનાના પંજામાંથી છૂટા થતાં તેણે હાશ કરીને એક નિઃશ્વાસ નાખ્યો. ફાંસીના માંચડા પર ખડા કરાયેલા માણસને ઓચિંતાનો છૂટકારાનો હુકમ મળતાં જે આનંદ થાય તેવો મેઘનાદને થયો.

ગજવામાંથી રૂમાલ કાઢી કપાળનો પરસેવો લૂછી તેણે એકવાર ચારે તરફ નજર નાખી.

તે વખતે તેને થયું જાણે ખરી વાત સમજી જવાથી મનમાં મનમાં સૌ તેના તરફ ધિક્કાર વરસાવી રહ્યા છે. સાથે સાથે પોતાના મનમાં તેણે એક તીવ્ર વેદનાનો અનુભવ કર્યો. જાણે કોઇ તેના હૃદયમાં ભરાઇને તેને ચાબૂક ફટકાવી રહ્યું હોય એવું તેને લાગતું હતું. એક જુગુપ્સાજનક છાયાએ તેના સમસ્ત ચિત્તને ઢાંકી દીધું હતું. તેને પોતાને જ મનમાં લાજી મરવા જેવું લાગ્યું.

છિ! છિ! છિ! હું આટલો બધો દુર્બળ છું, હીન છું? છેવટે એક તુચ્છ વૈરીના મોહમાં ફસી સત્યને અને ધર્મને આવી રીતે તીલાંજલિ દઇ બેઠો! અત્યાર સુધી તે પોતાના સારા મનને સમજાવવા મથી રહ્યો હતો કે સત્યને સાબીત કરવા માટે જૂઠી સાક્ષી આપવાની જ જરૂર છે;—પરંતુ આજે તે કાર્ય કરી બેઠા પછી તે પોતાના મનમાં તેનો કશો જ બચાવ શોધી શકયો નહિ. પોતાનાં મનઃચક્ષુ સમક્ષ આજે તેને પાણી જેવું સાફ સ્પષ્ટ દેખાવા માંડયું કે એ બધાં માત્ર ખોટાં બહાનાં હતાં. ખરી વાત એ હતી કે તે મનોરમાના મોહમાં પડી, એક આંધળા નીચ કરતુકથી દોરાઇ, સોગન ઉપર જૂઠું બોલ્યો હતો. પોતાનું આ કૃત્ય તેને ખૂબ હીન, નીચ, તુચ્છ અને ધૃણાભર્યું લાગ્યું;—માથું

ઊંચું રાખી ઊભા રહેવાની પણ તેનામાં શક્તિ રહી નહિ; જાણે ધરતીમાં સમાઇ ગયો હોય એવું એને પોતાને લાગવા માંડયું.

એનું અંતઃકરણ એને અંદરથી ડંખી રહ્યું હતું, અને બહાર પણ તેને અંદરના જ એ ડંખનો ભયાનક પડછાયો દેખાવા લાગ્યો. અપમાનિત થયેલું સત્ય જાણે સેંકડો આંખો દ્વારા એના ઉપર ઘૃણા વરસાવી રહ્યું હોય એવું એને લાગવા માંડયું. તેને લાગ્યું કે એકેએક માણસ તેના ઉપર ધિક્કાર વરસાવી રહ્યો છે.

એક પળ પણ હવે ત્યાં ઊભા રહેવાની એની હિંમત ચાલી નહિ. જેમ તેમ કરી માથું નીચું ઘાલી, મોં છુપાવી, તે કોર્ટમાંથી બહાર નીકળી ગયો. અદાલતની બહાર પણ તે વખતે લોકો ગુસપુસ કરતા હતા. મેઘનાદને થયું કે એ બધાયે લોકો નવાઈ અને ઘૃણાની ભરેલી દૃષ્ટિએ એની સામે જોઇ રહ્યા છે. શરમથી ખૂબ જ સંકુચિત બની જઇ, ઝટપટ કચેરીનું ચોગાન વટાવી તે છેક નિર્જન રસ્તા પર આવી ઊભો ત્યારે તેનો શ્વાસ હેઠો બેઠો.

રસ્તામાં બે છોકરા જતા હતા. બંને બહાર ગામથી આવ્યા હતા;—મનોરમાનો કેસ ચાલતો હતો ત્યારે તે સાંભળવા બંને થોડીવાર રોકાયા હતા.

મેઘનાદ હવે ખૂબ સ્વસ્થ થયો હતો, નિશ્ચિંત પણ થયો હતો. ત્યાં તેને કાને સ્પષ્ટ શબ્દો સંભળાયા. એક છોકરો બીજા છોકરાને ધીમેથી કહેતો હતો: ' પેલા જાય એ મનોરમાના કેસના સાક્ષી છે. '

આ શબ્દો સાંભળતાં જ મેઘનાદને આખે શરીરે કંપારી છૂટી. તે એકદમ પોતાના ઘરમાં ભરાઇ જઇ, અંદરથી બારણું બંધ કરી, ગાલે હાથ દઇ વિચાર કરવા બેસી ગયો.

તેને થયું કે આજે હું મારું સર્વસ્વ ગુમાવી બેઠો છું. આજલગી તેના જીવનની મુખ્ય સંપત્તિ હતી નિષ્કલંક ચારિત્ર્ય, દૃઢ સત્યનિષ્ઠા, અને તેજસ્વી ધર્મપરાયણતા. એના જોરે

આજલગી તે માથું ઊંચું રાખી ગર્વથી ફરતો હતો, અને કોઇની પણ સાડાબારી રાખતો નહોતો. એના જ જોરે તો એણે પોતાના ઉપરી સિવિલ સર્જન સાહેબને પણ દમ ભરાવ્યો હતો, ઇન્સ્પેકટર જનરલને પણ મોંતોડ જવાબ આપ્યો હતો, સબ-ડિવિઝનલ ઓફિસરને—આ જ કેસની બાબતમાં—સાફ સાફ શબ્દોમાં પોતાની સત્યનિષ્ઠાની હિંમત બતાવી હતી.

પરંતુ આજે તેને લાગવા માંડયું કે મારા જેવો કંગાળ, મારા જેવો મુફલીસ દુનિયામાં બીજો કોઇ નથી.

એક તુચ્છ, ભ્રષ્ટ અને નીચ નારી—એની ખાતર મેઘનાદે આટલી બધી ખોટ ખમી! આજે પોતાને જ હાથે જે ધન તેણે ઉડાવી દીધું, લોકોની પાસેથી જે સન્માનનો અધિકાર તે ખોઇ બેઠો, તે સન્માન—તે ધન અનેક જન્મોની તપસ્યા પછી પણ તે ફરી પામવાનો નથી! આટલું બધું તેણે કરી નાંખ્યું, એક પેલી મનોરમાને બચાવવા માટે! મનોરમા જો પુરુષ હોત, અથવા હું જો એને કદી મળ્યો જ નહોત, અથવા તેનો શરીર-સ્પર્શ ન કર્યો હોત—એટલું જ નહિ,—પણ હું જો પેલે દિવસ સાનભાન ભૂલી એને આલિંગન કરી બેઠો ન હોત, તો હું કદી પણ આવું હીન કર્મ કરવાની કલ્પના પણ કરી શકયો ન હોત એ વાત હવે તેને બરાબર સમજાઇ ગઇ હતી. તેના આ પાપાચારનું મૂળ કયાં છે, શામાં છે તે વાત હવે તેનાથી છૂપી રહી નહિ.

પોતાના ઉપર ભીષણ રોષથી તે હાથપગ પછાડવા લાગ્યો. બેય હાથે જોરથી માથાના વાળ ખેંચવા લાગ્યો. પોતાને ચાબૂકથી ફટકારવાનું તેને મન થયું,—પાગલની પેઠે તે ફરી ફરીને પોતાના ગાલ ઉપર તમાચા મારવા લાગ્યો.

× × ×

સાંજે મેઘનાદ એકલો બેઠો બેઠો ઉદાસ મોંએ આજે બનેલા બનાવ વિષે ચિંતા કરી રહ્યો હતો. એવામાં બહારથી કોઇએ નોકરને પૂછ્યું:

"ડાકટર સાહેબ ઘરમાં છે?"

આ શબ્દો કાને જતાં જ મેઘનાદ એકદમ ચમકી પડયો.

તેના મનમાં કેવોય જાણે ભય જાગૃત થઇ ગયો કે આ માણસ એની અપકીર્તિની વાત સાંભળીને મોઢામોઢ એનો તિરસ્કાર કરવાને માટે આવ્યો છે. આખી દુનિયાનાં માણસો આજે બધું કામકાજ પડતું મેલી કેવળ એને સજા કરવાને માટે જ તત્પર બની ગયા હોય એવું એને લાગતું હતું.

પરંતુ જયારે દવાખાનાના હેડ કમ્પાઉન્ડર બાણુ આવીને તેની સામે ઊભા, ત્યારે તેણે જરા નિરાંત અનુભવી.

કમ્પાઉન્ડર બાણુની ઉમર પચાસની આસપાસ હશે. અતિશય દીનવેશ, ધોળા વાળ, અને વધેલાં દાઢીમૂછને લીધે તેનું સ્વરૂપ કંગાલ અને કદરૂપું લાગતું હતું. એને જોઇ મેઘનાદને કંઈક ઘૃણા અને કંઈક અણગમો પેદા થયો.

કમ્પાઉન્ડર બાણુ બોલ્યા: ‘ સાહેબ, કાલે સવારે દવાખાનાની કમિટીની મિટિંગ થવાની છે. ’

મેઘનાદ બને તેટલી દઢતો ધારણ કરી બોલ્યો: ‘ હા, હું જાણું છુ. એનું શું છે ? ’

‘ આપ માબાપ છો, આપ દયા નહિ કરો તો આ ઘરડે ઘડપણ કચ્ચાંપચ્ચાંને લઇને હું મરી જઇશ. ’

ડોસો ગંદી ચાદરના છેડા વડે આંખો દાબતો રડતો રડતો બોલ્યો; ‘ ગુનો કર્યો છે, તે બદલ આપ મને પાંચ જૂતાં મારો; પણ મારાં છોકરાંને રસ્તાનાં ભિખારી બનાવશો નહિ. ખાધા વગર અમે મરી જશું, બાણુ ! ’

ડોસાનો શ્વાસ ભરાઇ આવ્યો. તે આગળ બોલી શકયો નહિ.

મેઘનાદનું મન ડોસાના રડવાથી ખૂબ જ નરમ થઇ ગયું: જે કઠોર કર્તવ્યપરાયણતાના અહંકારમાં દવાખાનાના તમામ નોકરોને સજા કરવા તે તૈયાર થઇ ગયો હતો, તે જ કર્તવ્યનિષ્ઠા આજે જાણે તેને હસી રહી હતી.

તેનું મન તેને કહી રહ્યું હતું: 'તું તો ખૂબ દયાળુ છે, મનોરમાને બચાવવા માટે જૂઠી સાક્ષી સુદ્ધાં આપી આવ્યો છે; હવે આ કદરૂપા ડોસા પર દયા કર જોઉં!—આમાં કંઇ જૂઠું બોલવાનું નથી, માત્ર જરા ક્ષમા આપવાની છે. એટલી દયા પણ નહિ થાય શું તારાથી?'

વિવેકબુદ્ધિ તરફથી મળેલા આ તિરસ્કારની સામે તે નરમ થઇ ગયો. ગુનેગારની પેઠે તે ઊભો રહ્યો.

કમ્પાઉન્ડર છેવટે તેના પગે વળગી પડયો.

તે રડતો રડતો બોલ્યો: 'આપના પગે હાથ મૂકી સોગન ખાઉં છું, સાહેબ, કે હવે પછી જો દવાખાનાના એક ફદિયાનેયે હાથ અડકાડું તો એ ગા' માટી બરાબર છે—આ વખતે દયા કરી મારી રક્ષા કરો, મને જાનથી ન મારો!'

મેઘનાદ આઘો ખસી ગયો.

જુદા જુદા તાલમાં ને રાગમાં વિનતિઓ, કાકલૂદીઓ ચાલવા લાગી. મેઘનાદે તેનો એક અક્ષરે સાંભળ્યો નહિ. તે માત્ર પોતાના મનમાં દલીલો કરવા લાગ્યો,—તેના મનમાંથી તેને તિરસ્કાર સંભળાવા લાગ્યો.

બહુવાર પછી તે બોલ્યો: 'વારુ, તમે જાઓ, હું મારાથી બનતું કરીશ.'

જે ક્ષમાવિહીન ન્યાયપરાયણતા અને અન્યાય પ્રત્યેની તીવ્ર અસહિષ્ણુતા લઇને તેણે સંસ્કાર કાર્ય કરવાનું વ્રત લીધું હતું, તે કઠોર ન્યાયપરાયણતા અને અન્યાય-અસહિષ્ણુતા, આજના પોતાના ગુનાના પ્રવાહમાં કયાંય તણાઇ ગયાં. હું પોતે જ સૌથી મોટો ગુનેગાર છું, હું બીજાનો ન્યાય કેવી રીતે કરી શકું? હું પોતે જ આજે ભગવાનની આગળ ક્ષમાનો ભિખારી છું, તો પછી હું બીજાને આજે ક્ષમાની ના કેવી રીતે કહી શકું?

જે બાબતોનો તેણે પહેલાં વિચાર કર્યો હતો તે બધી તે અત્યારે ભૂલી નહોતો ગયો; આખા દેશમાં આવાં અન્યાય અને છેતરપીંડી વ્યાપી ગયાં છે. જ્યાં લોકોના ભલા માટે કોઇ સંસ્થા છે ત્યાં છેતરપીંડી છે, ત્યાં લાંચરૂશ્વતનું જોર છે. ઉપરી અધિકારીઓ પોતે લાંચરૂશ્વત નથી લેતા, પોતે થઇને ખોટું કામ નથી કરતા; પરંતુ તેઓ જાણે તો છે કે ચારે બાજુ છેતરપીંડીનું કેવું પ્રચંડ જોર છે! ઉપરી અધિકારીઓ આ બધી બાબતો પર ખૂબ કડક નજર નથી રાખતા, એથી જ આખા દેશમાં જનસાધારણ ઉપર લાંચરૂશ્વત અને ચોરીનો જુલમ સતત ચાલી રહ્યો છે.

મેઘનાદને ખાતરી થઇ ગઈ હતી કે આખા દેશમાં વ્યાપેલો આ વ્યભિચાર જો દૂર કરવો હોય તો ઉપરી અધિકારીઓ પોતે જ એકલા સાચા હોય એટલું બસ નથી; સૌએ ખૂબ કઠોર બનીને પણ નીચલામાં નીચલા થરના નોકરોમાંથી પણ આ વ્યભિચારનો નાશ કરવો જોઇશે. આ બધી બાબતો એવી છે કે એમાં ગુનાના પૂરતા પૂરાવા મળવા ખૂબ જ મુશ્કેલ છે. તેથી જ્યાં પૂરાવા મળી આવે ત્યાં લેશ પણ માયામમતા બતાવ્યા વગર કઠોરતાપૂર્વક સજા ન કરવામાં આવે તો નીચલા થરના અધિકારીઓનાં ચારિત્ર્ય સુધારવાનો બીજો કોઇ જ ઉપાય નથી. તેવે વખતે ક્ષમા કરવાનો અર્થ એ થાય કે તમે દુર્બળતા બતાવી જનસાધારણ ઉપર થતા જુલમને ટેકો આપો છો. જે માણસ દયા ખાઇને, ગુનેગારને એના ગુના બદલ ભારેમાં ભારે સજા કરતાં ખચકાય છે, તે લોકો પર થતા જુલમમાં પોતે પણ ભાગીદાર બને છે.

વાત ખરી; પરંતુ એ પોતે જ ગુનેગાર થઇને બીજાને સજા કરે કઇ રીતે? એનું જૂઠાણું આજે અદાલતના દફતરમાં સત્ય તરીકેની પ્રતિષ્ઠા પામીને બેઠું હતું; એ ગુનાની સજા ભોગવવા શું એ તૈયાર હતો? પારકાની બાબતમાં એ જે કઠોર કાયદો ચલાવવા તૈયાર થઇ જતો હતો, તે જ કાયદો જો એને પોતાની

બાબતમાં લાગુ પાડવામાં આવે તો એણે શું શું કરવું પડે તે એ ખૂબ સ્પષ્ટ જોઈ શકતો હતો. હમણાં ને હમણાં જ, પોતાનો તમામ ગુનો કબૂલ કરી, આ જૂઠાણાની સજા માથે ચડાવી લેવાનું એનું કર્તવ્ય હતું એની એને ખબર હતી. એવું એ કરે તો ?—કલ્પના કરતાં એનો જીવ ગભરાઈ ઊઠયો.

ગુનો કબૂલ કરવા જવામાં એની તમામ પ્રતિષ્ઠા સાફ થઈ જાય; એની સામાજિક પ્રતિષ્ઠા તો જાય જ, પણ નોકરી સુદ્ધાં જતી રહે; અને પછી પેટ ભરવા માટે એને લોકોનાં ઘરોના ઊંબરા ઘસવા પડે.

—અને મનોરમાને ફાંસીની સજા થાય !

ના, આ કલ્પના કરવી તે કેવળ વાયડાઈ છે.

પરંતુ છેલ્લી ઘડીએ સેશન કોર્ટમાં ઉલટતપાસમાં જો એ પકડાઈ ગયો તો ? તો તો એનો મસાલો જ વટાઈ જવાનો ! પરંતુ વિચાર કરતાં લાગ્યું કે એમ પકડાઈ જવાનો કોઈ સંભવ નથી. એણે જે સાક્ષી આપી છે તે છેક અસંભવિત નથી. એણે જૂઠી સાક્ષી આપી છે તેવું જાણનાર માત્ર એક જ માણસ છે—પ્રહ્લાદબાબુ ! અને પ્રહ્લાદબાબુ જ્યાં લગી એમના ખોળિયામાં જીવ છે ત્યાં લગી તો મેઘનાદના ગુના સંબંધી સાક્ષી આપી શકવાના નથી.

× × ×

બરાબર આ જ વખતે ખુદ પ્રહ્લાદબાબુ સશરીરે આવી ઉપસ્થિત થઈ ગયા. એમને જોતાં મેઘનાદ ચમકી પડયો.

પ્રહ્લાદબાબુ તરફથી જ પોતાને હવે બીવાનું છે એ યાદ આવતાં તે તેમને જોતાં જ કંપી ઊઠયો.

પ્રહલાદબાબુ આવીને ઘરમાં જમાવીને બેઠા. તેઓ સીધા કોર્ટમાંથી આવ્યા હતા. ખૂબ અધીરા હતા—કોઈક ભારે મહત્ત્વની વાત કહેવા માટે અધીરા હતા.

તેમનો આ મનોભાવ જોઈ મેઘનાદ વધારે બી ગયો.

મેઘનાદને હવે થયું કે આ કૂટિલ બુદ્ધિના માણસની કોઈ પણ વાત ન માનવાની હવે તેનામાં તાકાત નથી. આજની સાક્ષીમાં જાણે તેણે પોતાના હાથપગ બાંધીને પોતાને એમના હાથમાં સમર્પણ કરી દીધો હતો. એટલે હવે પ્રહ્લાદબાબુ કહે ત્યારે તેણે ઊભા થવાનું અને કહે ત્યારે બેસી જવાનું—બીજો રસ્તો જ રહ્યો નથી. બીજું તેને એવું લાગ્યું કે પ્રહ્લાદબાબુ આજે તેની પાસે વળી કોઈ બીજું નવું પાપકર્મ કરાવવા આવ્યા છે.

પ્રહ્લાદબાબુના મનમાં પણ હવે કશો સંદેહ નહોતો કે હવે તેમણે મેઘનાદને પૂરેપૂરો પોતાના કબજામાં લીધો છે. તેઓ મેઘનાદના પાપકર્મના મુખ્ય સાક્ષી હતા. લોકમાનસના અનુભવી પ્રહ્લાદબાબુને ખબર હતી કે આ સ્થિતિએ તેઓ ધાર્યું કરી શકે તેમ છે. પ્રહ્લાદબાબુ જો ખરાબ માણસ હોત અને તેમણે ધાર્યું હોત તો તેઓ આ તકનો લાભ થઈ મેઘનાદને નરકની ઊંડી ખીણમાં ડુબાડી શકત. પરંતુ પ્રહ્લાદબાબુ લોકદૃષ્ટિએ ખરાબ તો હતા જ નહિ, ઊલટા બહુ સારા માણસ હતા. તેઓ લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટીના સભ્ય હતા, અને એ બંને સંસ્થાના ઉત્સાહી કર્તવ્યનિષ્ઠ કાર્યકર્તા હતા. દેશના હિતની તમામ પ્રવૃત્તિઓમાં તેઓ આગેવાન હતા. વળી તેઓ શ્રદ્ધાળુ આચારવિચારમાં ચુસ્ત હિંદુ હતા. પૂજા અર્ચના કરવામાં તેઓ રોજ ઘણો વખત ગાળતા. અતિથિ અભ્યાગત તેમના ઘર આગળથી કદી પાછો ફરતો નહિ. વળી, પાંચ સાત છોકરાઓ તેમને ઘેર રહીને અભ્યાસ કરતા. લૌકિક આદર્શ પ્રમાણે જે કંઈ સત્કાર્ય ગણાય તે બધું તેઓ સરળ શ્રદ્ધા અને એકાન્તિકભાવે કરતા.

પરંતુ કોઈ કેસમાં પોતાના અસીલને જીતાડવા માટે તેઓ કંઈ કરવું બાકી રાખતા નહિ; પોતાના કામમાં તેઓ કદી પણ જૂઠું બોલતા નહિ; પરંતુ સાક્ષીઓને, કેસને બંધ બેસતું જૂઠાણું શીખવતાં તેઓ કદી પણ ખચકાતા નહિ. કોર્ટના કારકૂનો અને

પટાવાળાઓને લાંચરૂશ્વત આપી પોતાનું કામ કઢાવવામાં તેઓ અદ્વિતીય હતા. તેઓ જેટલા ઓછા પૈસાથી જેટલું વધારે કામ કરાવી શકતા તેટલું બીજું કોઇ કરાવી શકતું નહિ, અને કાયદાની ચુંગાલમાં આવ્યા વગર અદાલતની આંખોમાં ધૂળ નાખવા માટે જેટલાં પાપ થઈ શકે તેટલાં તેઓ કરતા. આ સંબંધમાં તેમનો મત એવો હતો કે અસીલ તેમને પૈસા આપે છે તે પોતાનું કામ પાર ઊતરે એટલા માટે. આથી કાયદાની પકડમાં આવ્યા વગર જે કંઈ રસ્તો લઇ શકાય તે લેવાને તેઓ બંધાયેલા છે. આખી દુનિયા જ્યારે શઠ અને જૂઠા લોકોથી ભરેલી છે, અને તક મળતાં બધાયે જ્યારે પોતાનું કામ સાધવા ગમે તે ઉપાય લે છે, ત્યારે પોતાના અસીલને જો તેઓ તે રસ્તો ન દેખાડે તો તેના પૈસા લીધા તેનો યોગ્ય બદલો કેવી રીતે આપી શકે ?

પ્રહ્લાદબાબુ પોતાનો સ્વાર્થ સાધવા આવ્યા નહોતા, પરંતુ અસીલનો સ્વાર્થ સાધવા આવ્યા હતા. મેઘનાદની પાસે બીજું પણ એક પાપકર્મ કરાવ્યા વગર એમને ચાલે તેમ ન હોતું, એટલે તેઓ આવ્યા હતા.

મેઘનાદ એમને જોઇ કંપી ઊઠ્યો હતો તે ખોટું નહોતું.



: ૧૧ :

'માફ કરજો, પ્રહ્લાદબાબુ! આ કામ મારાથી નહિ બને!'

પ્રહ્લાદબાબુ ખૂબ દુઃખી થઈ, બેય હાથ પહોળા કરી બોલ્યાઃ 'તો હવે એ છોકરીને હું બચાવી રહ્યો! તમે આટલું કર્યું, અને હવે આટલું અમથું ન કરી શકો એવું તો મારી કલ્પનામાં પણ આવ્યું નહોતું. ભલે, નિર્દોષ બિચારી છોકરી છેવટે ફાંસીએ લટકી મરવાની!'

આમ કહી, દીર્ઘ નિઃશ્વાસ નાંખી પ્રહ્લાદબાબુ થોડીવાર મૂંગા રહ્યા.

એટલામાં મેઘનાદના હૃદયમાં ભીષણ વંટોળિયો વહેવા માંડયો હતો. તેધર્મ અને સત્યની ખૂબ પાતળી ભીંત ઉપર ઊભો હતો, અને એક તરફથી મનોરમાનો મોહ અને બીજી તરફથી ધર્મનો ઝભ્ભો પહેરીને આવેલો અધર્મ, બંને તેને ઉપરાઉપરી ભયંકર ધક્કા મારી રહ્યા હતા. પડું પડું કરતો તે આ વખતે તો ટકી ગયો.

ઊલટું તે કંઈક હિંમત ભેગી કરી પ્રહ્લાદબાબુની સામે કટાક્ષ કરીને બોલ્યો પણ ખરોઃ 'કેમ મશાય? આપ કહેતા હતા ને કે હું તેની તરફેણમાં સાક્ષી આપું કે તરત તે બચી જશે—અને આજે પાછા આવી વાત કેમ કરો છો?'

પ્રહ્લાદબાબુ અવિચળ ભાવે બોલ્યાઃ 'તમારી સાક્ષી ખૂબ મજબૂત પડી છે એમાં તો બિલકુલ શંકા નથી, પણ આ તો કાયદા કોરટોની વાત રહી, તેમાંયે જ્યારે માણસના જીવવા મરવાની વાત હોય ત્યારે એમ નચિંત બની બેસાય ખરું? આ સતીશની સ્ત્રીને અને પેલા ચાડિયા નોકરને પોલિસે પ્રથમ દાર્શનિક પૂરાવામાં હાજર કર્યાં છે. તમે જો ભારપૂર્વક કહ્યું હોત

કે એ માણસે પોતાના હાથે જ પોતાનું ગળું કાપી આપઘાત કર્યો છે તો હું એમની જરાયે પરવા ન કરત. પરંતુ એવું તો તમે બોલ્યા નથી—એવું કશુંયે તમે બોલ્યા નથી, જેથી આ બધા નજરે જોનારા સાક્ષીઓની વાત તમારી જુબાનીના જોરે જૂઠી સાબીત કરી ઊડાવી દઇ શકાય. એટલે એ વાતની ચિંતા તો રાખવી જ પડે ને? જો સતીશની સ્ત્રીને હાથ કરી શકાય તો એપ્રુવરની સાક્ષીની મને તલભારે ફિકર નથી!'

મેઘનાદે આ વિષયની ચર્ચા ફરી શરૂ કરીને ભૂલ કરી હતી. તેના દુર્બળ ચિત્તે આ ચર્ચામાં તક જોઇ. ફરી એણે મનોરમા-નું જ ચિંતન કરવા માંડ્યું એ સારું લક્ષણ નહોતું.

મેઘનાદ બોલ્યો: 'બાકી મને તો તમારી આ આશા અસંભવિત લાગે છે. જે સ્ત્રી પોતાના ભવિષ્યનો વિચાર કરતી નથી, પતિના જીવનમરણની યે પરવા કરતી નથી, છોકરાં ભૂખે મરી જશે તે જાણવા છતાં પતિની વિરૂદ્ધ સાક્ષી આપવા તૈયાર થઇ છે તે ભાઇની નોકરીની ખાતર જૂઠી સાક્ષી આપવા તૈયાર થઇ જાય એવું મને લાગતું નથી.'

'એ ખરું, પણ તમે જરા એને મળી એની સાથે ખુલ્લં-ખુલ્લા વાતચીત તો કરી લો ને. ચાલો, અત્યારે જ ચાલો. એની પાસે—'

"ના, ના, એવી કંઈ જરૂર નથી.—તેઓ હા પાડે કે ના પાડે, મારે મન બધું સરખું છે. હું તો એમ કહેતો હતો કે મને એ સંભવિત લાગતું નથી. એવું પણ બને કે આવી રીતે ભાઇને નોકરીએ ચડાવી દઇ, પછી એ પોલિસની પાસે બોલી હતી, તેવું જ કોર્ટમાં પણ બોલી આવે!'

'ના, એવું નથી લાગતું. અને કદી ધારો કે એવું થયું, તોયે શું? આમાં તો તમે કંઇ એવું મોટું પાપ કરી નાખતા નથી તો. શ્રીમંતનો દીકરો છે, દુ:ખમાં આવી પડયો છે, આપે એને જરા પ્રમોશન આપ્યું એટલું જ ને?'

'હં, પણ હેડ કમ્પાઉન્ડરને ડિસમિસ કરવો પડે ને?'

'તે એ તો ડિસમિસ થયેલો જ છે ને! તમે તેની સામે એવો રિપોર્ટ કર્યો છે કે એની નોકરી જવાથી કોઇ કશું બોલી શકવાનું નથી.'

મેઘનાદ હસીને બોલ્યો; 'રીપોર્ટ તો જતીનની સામે પણ થયો છે, પ્રહ્લાદબાબુ!'

'તેથી શું થઇ ગયું? ખરો ગુનો હેડ કમ્પાઉન્ડરનો ગણાય. જતીને જો કંઇ કર્યું હોય તો એ માત્ર એના હુકમથી જ. આ સંજોગોમાં તેને જતો કરવો એ કંઇ અઘરી વાત નથી.'

'પણ તમે એને જતો કરવાનું જ કયાં કહો છો? તમે તો એને હેડ કમ્પાઉન્ડર બનાવવાનું કહો છો.'

'એ બધું એકનું એક! હેડ કમ્પાઉન્ડર ડિસમિસ થયો, પછી જતીન હેડ કમ્પાઉન્ડર થઇ શકે છે!'

મેઘનાદ હસીને બોલ્યો; 'એ ના બને પ્રહ્લાદબાબુ! જતીનને જો છોડી દઇએ તો હેડ કમ્પાઉન્ડરને પણ છોડી દેવો પડે. વળી એ ઘરડો માણસ છે.—અત્યારે નોકરી જાય તો એનાં છોકરાંને શું ખવડાવે પીવડાવે? બિચારો ભૂખે મરી જાય.'

'તો એમ કરો, એને પેન્સન પર છૂટો કરો. અત્યારે એને પચીસ રૂપિયા મળે છે—એનું પેનશન થશે સાડા બાર રૂપિયા. વળી હું એને અમારા લોકલબોર્ડની ડિસ્પેન્સરીમાં માસિક દશ બાર રૂપિયાની નોકરી કાઢી આપું છું. એક બે નોકરીઓ આજે ખાલી પણ છે.'

મેઘનાદનો આધાર હવે પડું પડું થવા માંડયો. અત્યારે તે પડી જવાની અણી પર આવી ગયો હતો.

તો પણ તેણે હિંમતથી કહ્યું; 'એ ન બને, પ્રહ્લાદબાબુ! આ તો ભયંકર Jobbery કહેવાય, એ કોઇથી છાનું નહિ રહે. એના કરતાં તો તમે સતીશની સ્ત્રીને સમજાવીને કહો—'

'ભલે, તો તમે જ સમજાવીને કહો—આથી સસ્તામાં જો તમે એને સમજાવી શકો તો ખોટું યે શું છે?'

'ના–ના–એમ નહિ—'

'એમ નહિ કેમ? તમે ચાલો મારી સાથે આજે સાંજે; તેની સાથે વાતચીત કરી શું કરવું ન કરવું તે તમે પોતે જ નક્કી કરો.'

મેઘનાદે કહ્યું: 'એ તે કંઇ બને? વળી હું જાઉં એટલે લોકો શું કહેશે?'

'લોકો વળી શું કહેવાના? તમે દાક્તર છો,—સતીશનો છોકરો માંદો છે,—એને જોવા જવાનું છે. એમાં વળી બીવાનું શું છે?'

મેઘનાદનો મંદ વિરોધ ધીમે ધીમે ઓગળી ગયો.

× × ×

તે દિવસે સાંજે જતીન આવીને મેઘનાદને બોલાવી લઇ ગયો.

સતીશનો છોકરો ખરેખર માંદો હતો. આખો દિવસ તાવ હાડમાં રહેતો હતો—ખાવા પીવા પર રુચિ થતી નહોતી,—છોકરો દિવસે દિવસે સુકાઇને હાડપિંજર થતો જતો હતો.

મેઘનાદે તેનું તણાયેલું પેટ આંગળીઓથી ઠોકીને જોયું. તેણે પૂછ્યું, 'શી દવા ચાલે છે?'

સુનીતિ લાજ કાઢી પાસે બેઠી હતી. તે બોલી:

'દવા શું ચાલે ધૂળ! સાસુએ એની ડોકે આખા ગામના શંખલા કોડા બાંધ્યા છે. કેડે યે શી ખબર શું બાંધ્યું છે: અને પાંદડાં બાંદડાં ધૂળ ઢેખાળા બાળીને ખવડાવે છે. હમણાં વળી જતીન દવાખાનામાંથી ક્વીનાઇન લાવે છે.—મહિનાથી તે પીએ છે.'

આમતેમ નજર કરતાં મેઘનાદે જોયું તો ગોખલામાં ક્વીનાઇનની બે શીશીઓ, એક વેસેલિનનો ડબો વગેરે પડયું હતું—બધો ઇસ્પિતાલમાંથી ચોરેલો માલ.

તેણે નજર ફેરવી લઈ કાગળ કલમ કાઢી પ્રિસ્ક્રિપ્શન લખવા માંડયું.

પ્રિસ્ક્રિપ્શન લઈને જતીન બહાર જતો રહ્યો.

હવે ઘરમાં રહ્યાં માત્ર, મેઘનાદ અને સુનીતિ—અને દશ વરસનો આ છોકરો.

સુનીતિ લાજ કાઢી બેઠી હતી. તેણે માત્ર એક મેલો દેશી સાલ્લો પહેરેલો હતો; એનાથી તેણે પોતાનું આખું શરીર ઢાંક્યું હતું, પણ પૂરું ઢાંકી શકી નહોતી.

મેઘનાદે જોયું કે સુનીતિ ગોરી છે, પરંતુ ખૂબ દુર્બળ છે. એના શરીરનાં હાડકાં ઉપસી આવેલાં દેખાતાં હતાં. મોંનો જે ભાગ મેઘનાદને દેખાતો હતો તેમાં સૌથી વધારે સ્પષ્ટ એના ગાલનાં હાડકાં દેખાતાં હતાં. એની ઉપર એક રૂઝાયેલા જખમનો ડાઘ હતો. એ એની સાસુનું પરાક્રમ હતું.

મેઘનાદે પછી જોયું તો એની આંખની નીચેનો ભાગ કાળો પડી ગયો છે; અને આંખો ખૂબ ઊંડી ઊતરી પડેલી છે. પરંતુ આંખો પહોળી, ચોખ્ખી ને તેજસ્વી છે. એમાંથી એક પ્રકારનું કૃત્રિમ તેજ જાણે બહાર ફૂટી નીકળતું હતું.

સુનીતિને જોઈ મેઘનાદનો આત્મા કકળાટ કરી ઊઠયો. કોઈના કહ્યા કીધા વગર જ તેને સમજાઈ ગયું કે આ સત્તા વીશ વરસની અકાલ—પ્રૌઢા યુવતીને માથે જુલમની ઝડી વરસી ચૂકી છે.

શું બોલવું તેની તેના મનમાં બહુવાર લગી ઘડભાંગ ચાલી. સ્ત્રીઓની સાથે વાત કરવાનો મેઘનાદને અનુભવ નહોતો, એ બાબતમાં તે અકુશળ હતો. એટલે આજે આ એક બિલકુલ અપરિચિત નારીની આગળ વાત કરતાં તે ખૂબ સંકોચ અનુભવે તેમાં નવાઈ નથી. તેમાં વળી આજે તો તેણે એની આગળ એવી વાત કાઢવાની હતી કે જે વાત કરવાનો નિકટનાં સંબંધી ન

હોય તેને બિલકુલ હક નથી. તેમાંય પણ જ્યારે પોતાના દુઃખની છાબ માથે લઈને આ સ્ત્રી તેની આગળ આવીને બેઠી, ત્યારે એનું મન એવું તો ગભરાઈ ગયું કે મનમાં ગોઠવી રાખેલા શબ્દો યે આડાઅવળા થઇ ગયા!

કેટલીયે વાર પછી તે કંઈક સંકોચ હટાવી બોલ્યો: 'તમે શું તમારા પતિની વિરૂદ્ધ સાક્ષી આપવાનાં છો, મા!'

મા કહીને આ નારીને બોલાવતાં મેઘનાદનું હૃદય સ્નિગ્ધ બની ગયું. તેણે પોતાના હૃદયની તમામ સહાનુભૂતિ આ સ્નેહ સંબોધનમાં ઢાળી દીધી હતી.

સુનીતિનું મન પણ સ્નિગ્ધ બની ગયું. આ દેખાવડા યુવકની આગળ વાત કરતાં તેને પહેલાં જરા સંકોચ થતો હતો, તે એક પળમાં અદશ્ય થઇ ગયો.

તેણે ઊંચુ જોયું, માથા પરથી છેડો જરા ઉપર ખેંચી લઇ મોં ખુલ્લું કરી તે બોલી: 'મોતની બીક, ભાઈ; નહિ તો વિધવા થવાના તે શોખ થતા હશે, ભાઈ? ભગવાન સાક્ષી છે, હું એક અક્ષરે જૂઠો બોલી નથી. મેં જે જોયું—એ......'

એ ઘટના યાદ કરતાં સુનીતિ આજે પણ ધ્રૂજી ઊઠી.

મેઘનાદ બહુવાર સુધી મૂંગો બેસી રહ્યો, પછી મોં નીચું ઘાલી દાંતે નખ કાપતો કાપતો બોલ્યો: 'પરંતુ તમારાં બાળ બચ્ચાંનો યે તમે વિચાર નથી કરતાં, મા?'

બોલતાં બોલતાં મેઘનાદનું હૃદય કંપી ઊઠ્યું. તેને થયું કે સુનીતિને જૂઠી સાક્ષી આપવાનું સમજાવી તે પોતાના પાપનો ભાર વધારી રહ્યો છે.

'વિચાર કરું છું, ભાઇ, તેથી તો રાત ને દિવસ રડીરડીને ભગવાનને કહું છું કે મને પણ ઉપાડી લો. મારાં છોકરાછૈયાં કંઈ રાજકુમારની પેઠે તો ઉછર્યાં નથી,—તોયે એમના બાપા હોય તો કંઇ નહિ તો બે ટંક મૂઠી ભાત તો ખાવા મળે! હું

એમના મોંનો એ કોળિયો ખૂંચવી લઉં છું એની મને ખબર છે, બાબા! પરંતુ શું કરું, કહો! હું જો આજે જઇને જૂઠું બોલી આવું કે મેં કશુંયે જોયું નથી, તો બધા કહે છે કે તેઓ છૂટી જાય. પરંતુ એ પછી હું જીવતી રહેવાની નથી. તે હું ભલેને મરી જાઉં! પરંતુ આ ડાકણ ડોશી ઘરમાં બેઠી બેઠી મારાં છોકરાંનો જીવ લેવાની છે, બાબા! એનો વિચાર કરતાં મારી છાતીનું લોહી સુકાઇ જાય છે!'

મેઘનાદ મૂંગો મૂંગો વિચાર કરવા લાગ્યો.

સુનીતિએ બોલવા માંડ્યું: 'આજકાલ કરતાં મને પરણે સોળ વરસ થયાં—ચૌદ વરસથી સાસરે રહું છું. એટલા વખતમાં માથે એટલું વીત્યું છે, બાબા, કે તમને શું કહું? ભૂલથી પણ કદી કોઇએ મને એક મીઠું વેણ કહ્યું નથી;—બાપનું ઘર છોડીને આવ્યા પછી વહાલ કોને કહેવાય તે તો મેં આંખે જોયું જ નથી, બે ટંક નિરાંતે પેટ ભરીને ખાઉં—તે યે કોઇ દિવસ મળ્યું છે, ને કોઇ દિવસ નથી મળ્યું, અને ઉપરથી ગાળાગાળી, મારપીટ, ગડદાપાટુ—એ તો ઊઠતાં બેસતાં મળ્યા જ કરે. આટલું વેઠીને યે આ કઠોર જીવ ટકી રહ્યો છે. આટલું છતાંયે છોકરાંનાં મોં સામે જોઈ આ ઘરનો ઉંબરો પકડી પડી રહી છું. પરંતુ હવે એમની પાસે જવાની હિંમત ચાલતી નથી. એનો વિચાર કરતાં યે શરીર ફફડી ઊઠે છે. મેં એ બે જણને ખૂન કરતાં જોયાં છે, પછી એમના ભેગા રહેવાની મારી હિંમત ચાલે ખરી?'

સુનીતિની આંખોમાંથી દડ દડ આંસુ પડવા લાગ્યાં. તેની આંખો ભયથી ફાટી ગઇ.

મેઘનાદની પણ છાતી ભરાઇ આવી—આ દુ:ખી સ્ત્રીની જીવનભરની મર્મવેદનાએ આજે તેના હૃદયને ખૂણે ખૂણેથી ભરી દીધું. એની પણ આંખો છલકાઈ આવી.

બહુવાર સુધી મૂંગો રહ્યા પછી મેઘનાદે કહ્યું: 'તો તમે બીજે ક્યાંય કેમ જતાં નથી?'

'બાબા, એ તો કહ્યું હતું મેં પ્રહ્લાદબાબુને. તમે લોકો મને એક પગ મૂકવાની જગા કરી આપો—હું ત્યાં જઈને ઊભી રહું, તો પછી કદીયે એમને ફાંસીએ ચડાવવાની નથી. એવા આશ્રયમાં એક તો છે દાદા—એ રહે છે ચાના બગીચામાં. પોતાના જ કુટુંબને ત્યાં તેડી જવાની યે એમની શક્તિ નથી. ભાભી પિયેરમાં રહે છે. મા આ ઘર તે ઘર કરી મહેનત મજૂરી કરી પેટ ભરે છે એમ કહીએ તો ચાલે. રહ્યો એક જતીન— તે મહિને પંદર રૂપિયાની નોકરી કરે છે—તે યે હવે જવામાં છે. પ્રહ્લાદબાબુ પણ કહેતા હતા કે જતીનને મહિને પચીસ રૂપિયાની નોકરી શોધી આપીશ. એવું જો થાય તો તો હું તેઓ કહે તે કરવાને તૈયાર છું! એ જો કંઈ ઠેકાણે પડી મને લઇ જાય, તો હું છોકરાંને લઇને નિરાંતે રહી શકું.'

મેઘનાદ કંઇ જ બોલ્યો નહિ.

સુનીતિએ આગળ કહ્યું: 'આખી જિંદગી એમણે મારો જીવ બાળ્યા કર્યો છે.—પરંતુ બાપા જીવતા હતા ત્યાં લગી, કદી પણ મેં બાપને ઘેર મોં ખોલી આ જુલમની વાત કરી નથી; માત્ર ગુપચૂપ બધું સહન કર્યું છે. અને આજે લોકો મને ડાકણ કહેવા લાગ્યા છે. કહે છેઃ હું મારા ધણીને ખાવા બેઠી છું! આ પણ મારા નસીબમાં લખ્યું હશે!'

આમ બોલી પાલવમાં મુખ છુપાવી તે ધ્રૂસકેધ્રૂસકે રડવા લાગી.

મેઘનાદ દીર્ઘ નિઃશ્વાસ નાખી ઊઠીને ઊભો થયો. તેણે સુનીતિને કહ્યું: 'રડશો નહિ મા, હું તમારા ભાઈનું ગોઠવી દઇશ. મારું વચન છે.'

મેઘનાદ જ્યારે સતીશબાબુના ઘરમાંથી બહાર નીકળ્યો ત્યારે રૂદનથી તેનું હૈયું ભેદાઇ જતું હતું. તેને થતું હતું કે સુનીતિના નાનકડા દુબળા દેહમાં જેટલું દુઃખ હતું, એટલું દુઃખ એકી સાથે ભાગ્યે જ કોઇએ કદી પણ આ જગતમાં વેઠયું હશે. વળી જે વાત બીજાને સમજાતી નહોતી, તે મેઘનાદને સમજાઈ ગઈ.

આ જુલમી પતિની વિરૂદ્ધ સાક્ષી આપી તેનું મોત નીપજાવતાં સુનીતિના જીવને કેટલું દુઃખ થતું હતું તેનો મેઘનાદને પૂરેપૂરો અનુભવ થયો હતો. સુનીતિ આજે કેવી ભીષણ સમશ્યામાં સપડાઈ છે તેનો તેણે પોતાના હૃદયમાં અનુભવ કર્યો હતો.

બેચાર સાધારણ વાક્યોની આપલે કરી તેણે સુનીતિના આખા જીવનને ભરી બેઠેલી વેદનાને પોતાના હૃદયમાં ખેંચી લીધી હતી. પોતાનો જીવ આપીને પણ આ વેદનાનો પ્રતિકાર કરવાનું તેને મન થયું.

મનોરમાની વાત સાંભળીને પણ તેને આવું જ લાગ્યું હતું—પરંતુ બરાબર આવું નહિ. મનોરમાને માટે થયેલી સહાનુભૂતિમાં મલીનતા હતી, પરંતુ આજે તો મલીનતાની છાયા સુદ્ધાં આમાં નહોતી. તલભારે અપવિત્રતા, જરા સરખી પણ શંકાની છાયા આ વખતે તેના મનમાં જાગી નહોતી. કેવલ માત્ર એક હૃદય-ભર સેવાની આકાંક્ષા, એક પવિત્ર ભક્તિભાવભરી સમવેદના તેને આવરી બેઠી હતી. તેને સમજાઇ ગયું કે આનો ઉપાય તેણે કરવો જ જોઈશે—જીવ આપીને પણ કરવો જોઇશે.

: ૧૨ :

બીજે દિવસે હોસ્પિટલ કમિટીની મિટિંગ હતી. એ બેઠકમાં જતાં મેઘનાદની છાતી ધડકધડક થતી હતી. મનોરમાના કેસમાં સાક્ષી આપ્યા પછીથી સમાજમાં મોં દેખાડવું તેને ભારે પડી ગયું હતું. તેને હરપળે એવું જ થયા કરતું હતું કે હું જૂઠી સાક્ષી આપીને આવ્યો છું તેની લોકોને ખબર છે. વળી મનોરમાની સાથેના મારા સંબંધની અંદર પણ કલંકની કથા છે તેની પણ સૌને ચોક્કસ ખબર પડી ગઇ છે. તેથી તે લોકોની સાથે ભળતાં, અને તેમની સામે જોઇ વાત કરતાં ખૂબ જ શરમાતો હતો. ફરવા જતાં પણ જાણે સૌ તેને જોઈ મશ્કરીમાં હસતું હોય એવું તેને લાગતું હતું—કંઇ પણ શબ્દ સાંભળતાં તે ચમકી પડતો હતો.

વળી, એ મિટિંગમાં જઇને પોતે શું બોલવાનો છે, ને શું કરવાનો છે એ વિષે કશો જ નિર્ણય તે કરી શક્યો નહોતો. પહેલું તો, જે ન્યાયપરાયણતાનો ભારે દંભ કરી તેણે આ રીપોર્ટ લખ્યો હતો તે ન્યાયપરાયણતા અત્યારે તેનો જ તિરસ્કાર અને ઉપહાસ કરી રહી હતી કે એક તુચ્છ સ્રીની ખાતર બેશરમ બની જે માણસ અદાલતમાં જઇને ખોટી સાક્ષી આપી આવ્યો છે તેના મોંમાં આવી વાણી શોભતી નથી. હેડ કમ્પાઉન્ડર અને બીજા બે નોકરોએ ચોરી કરી છે એની ના નહિ, પરંતુ એ પ્રમાણે ઘણા વખતથી ચાલતું આવ્યું હતું તેથી જ તેમણે ચોરી કરી હતી. મેઘનાદના પહેલાંના વખતમાં જે પ્રમાણે લાંચ રૂશ્વત અને ચોરી ચાલતી હતી તે પ્રમાણે આ વખતે પણ ચાલુ રહી હતી એટલું જ. મેઘનાદે પોતે કે બીજા કોઇએ પણ, કદી પણ આની ના પાડી નહોતી તેથી જ એ લોકોએ ચોરી કરી હતી. તેથી એ લોકોનો અપરાધ, મેઘનાદે પોતે કરેલા અપરાધના કરતાં ખૂબ જ

ઊતરતો હતો એવું મેઘનાદને લાગ્યું. તેને એમ પણ થયું કે પોતાના જેવા પાપી માણસના મુખે આ પાપનો તિરસ્કાર થવો શોભતો નથી. સાથે સાથે તેને એમ પણ લાગ્યું કે કમિટીનો કોઇ સભ્ય જો આ ભયંકર સત્ય તેના મોં ઉપર જ તેને સંભળાવશે તો તેને મોં છુપાવવું પણ ભારે થઇ પડશે. શરમાવું પડવાની આ કલ્પના જ એને, એની વિવેકબુદ્ધિની પીડા કરતાં વધારે પીડવા લાગી.

પછી રહી હેડ કમ્પાઉન્ડરની વાત, અને જતીનની વાત. હેડ કમ્પાઉન્ડરને તેણે વચન આપ્યું હતું કે તારી સજા ઘટાડી તારી નોકરી કાયમ રહે તેવું કરીશ. પણ કરશે કેવી રીતે? એણે તો રીપોર્ટમાં ખૂબ કડક ભાષામાં હેડ કમ્પાઉન્ડરને નોકરીમાંથી ડિસમિસ કરી એના પર ફોજદારી માંડવાનું લખ્યું હતું; આજે હવે કયે મોંએ એથી ઊલટું ગાણું ગાવું?

અને જતીન? સુનીતિને તેણે દિલાસો આપ્યો છે કે જતીનનો હું કંઇ રસ્તો કરીશ. રસ્તો કરવામાં જો પ્રહ્લાદબાબુએ કહ્યું છે તે પ્રમાણે કરે છે તો ભયંકર અધર્મ કરવા જેવું થાય છે. વળી, જતીનનો ગુનો હેડ કમ્પાઉન્ડરના કરતાં જરીકે ઓછો નથી. તેને પણ નોકરીમાંથી ડિસમિસ કરવાની એણે ભલામણ કરી છે. આજે જઇને કયે મોંએ એને પ્રમોશન આપવાની સિફારસ કરવી? અને જો સિફારસ નથી કરતો તો સુનીતિની આગળ જૂઠો ઠરે છે.

આ એક હકીકત છે; અને બીજી એના કરતાંયે મોટી હકીકત એ છે કે પ્રહ્લાદબાબુ એને છોડે એવા નથી. પ્રહ્લાદબાબુને નારાજ કરવાની એની હિંમત ચાલતી નહોતી.

વળી, આ બધાનાયે ઊંડાણમાં એક વાત તેના મનમાં ડોકિયાં કરી રહી હતી કે જો હું આવું નહિ કરું તો મનોરમા બચવાની નથી.

મનોરમાની ઉપર તેને અત્યારે ખૂબ જ ક્રોધ ચડતો હતો કે એ શું કરવા એવા પ્રલોભનમાં પડી આવો નીચ ગુનો કરી બેઠી? પરંતુ જે કારણસર એ એના પર ક્રોધ કરતો હતો, તે જ કારણને લીધે એનું સમસ્ત ચિત્ત મનોરમાની તરફ ખેંચાઈ પડતું હતું. મનમાં એટલું પ્રબળ ખેંચાણ ન હોત, તો આટલો ગુસ્સો પણ થાત ખરો? ખેંચાણ એટલું પ્રબળ હતું તેથી જ તેનો ગુસ્સો વધતો જતો હતો.

હૉસ્પિટલ કમિટીની મિટિંગ સબ ડિવિઝનલ ઑફિસરના બંગલે હતી. ઉપર કહ્યા તેવા કંઇ કંઇ વિચારો કરતો કરતો મેઘનાદ ત્યાં જઇને ઊભો. ઓસરીમાં હુસેનમિયાં બેઠા હતા. તે સબ ડિવિઝનલ ઑફિસરને મળવા આવ્યો હતો.

હુસેનને જોઇ મેઘનાદને એક વિચાર સૂઝ્યો. તેણે તેને એક ખૂણે બોલાવીને કહ્યું:

'મારું એક કામ કરી શકશો?'

હુસેન ખૂબ જ વિનયપૂર્વક બોલ્યો: 'કેમ નહિ કરું? તમારે માટે મારી ખાલના જોડા કરાવું તોયે ઓછું છે.'

મેઘનાદે તેને આગ્રહ કરીને કહ્યું: 'જતીનને તમે તમારે ત્યાં કંઈક કામ આપો તો સારું. પહેલાં એ લોકો જમીનદાર હતા, જોકે આજે હવે જમીનદારી રહી નથી. પણ એને જમીનદારીનું કામકાજ આવડે છે. તમે જો ધારો તો પચીસ ત્રીસ રૂપિયાની નોકરી સહેજે આપી શકો. આટલું કરો તો હું એક ભારે જવાબદારીમાંથી છૂટું.'

હુસેનમિયાં જરા મુંઝવણમાં પડી ગયા. તો પણ તેમણે કહ્યું: 'તમે હુકમ કર્યો છે એટલે મારાથી કર્યા વગર કાંઇ ચાલવાનું છે? તો એને જરા મને ભેગો થઇ જવા મોકલજોને. એ તમારો કોઇ સગો છે શું?'

'ના, સગો નથી. એ ઢાકાના વકીલ રામકુમારબાબુનો નાનો છોકરો છે. બહુ ખરાબ હાલતમાં આવી પડયો છે—'

'રામકુમારબાબુનો છોકરો !—તો પછી હવે કંઇ કહેવું નહિ પડે. રામકુમારબાબુ મારા મોટા દોસ્ત હતા, એમણે મારા પર ખૂબ અહેશાન કર્યો છે. એમના છોકરાને જરૂર નોકરી આપીશ, એમાં તમારે કાંઇ કહેવું નહિ પડે. એને મારે ત્યાં મોકલી દેજો.'

મેઘનાદના માથા પરથી જાણે એક મોટો ભાર ઊતરી ગયો. તેણે નજર કરી તો હેડ કમ્પાઉન્ડર અને જતીન થોડે દૂર રસ્તા પર એક પીપળાના ઝાડ નીચે બેઠેલા હતા. એ લોકો કમિટી શું કહે છે તે સાંભળવાની આતુરતામાં અહીં આંટાફેરા મારી રહ્યા હતા.

મેઘનાદે ઈશારો કરી જતીનને બોલાવી હુસેનને સોંપી દીધો.

કમિટીનું કામ પતાવી મેઘનાદ હાશ કરી બેઠો! મેઘનાદને પળે પળે ભય રહ્યા કરતો હતો કે કમિટીના સભ્યો, એની અપકીર્તિની વાત કાઢી મેઘનાદને એકદમ શરમથી નીચું જોવું પડે એવા બે શબ્દોયે સંભળાવ્યા વગર નહિ છોડે. પરંતુ એવું કંઇ ચિહ્ન જણાયું નહિ.

કમિટીએ મેઘનાદના રીપોર્ટ ઉપરથી એવો ઠરાવ કર્યો કે આ રિપોર્ટ ઉપરથી દવાખાનામાં ઘણો ગોટાળો ચાલ્યો છે એવું જણાઈ આવે છે તેમ છતાં, સીધી રીતે કોઇને પણ ચોરી કરવાને કે લાંચ લેવાને માટે ગુનેગાર ઠરાવી શકાય તેમ નથી. એટલે, કોઇના પર પણ ફોજદારી કામ ચલાવવાની જરૂર નથી, કે નોકરીમાંથી ડિસમિસ કરવાનીયે જરૂર નથી, માત્ર તેમને ભવિષ્યમાં આવું ન કરવાની સખત ચેતવણી આપવી. મેઘનાદે પોતાની જે કર્તવ્યપરાયણતા બતાવી હતી તે બદલ કમિટીએ તેમને ધન્યવાદ આપ્યા.

પહેલાં જો આવો કોઇ ઠરાવ થયો હોત તો મેઘનાદ ગુસ્સે થઇ જાત. કારણ કે, પહેલું તો હોસ્પિટલ કમિટીએ મેઘનાદનો નિર્ણય ખોટો છે એવું ઠરાવ્યું. 'તમારો અભિપ્રાય ભ્રમમૂલક છે.'

એવું મેઘનાદને કહ્યા પછી કોઇ એનો ઠપકો ખાધા વગર ગયું હોય એવું આજલગી બન્યું નથી. છેવટે એટલું તો ખરું જ, કે કયાંય સુધી સામી દલીલો કર્યા વગર, મેઘનાદ કદી પણ કોઇને પણ આવા સંજોગોમાં છોડતો નહિ, તેમાં વળી કમિટીએ જે ઠરાવ કર્યો એ તો મેઘનાદના અભિપ્રાય મુજબ, હડહડતા અન્યાયને ટેકો આપવા જેવું હતું. મેઘનાદને ખબર હતી કે આખા દેશમાં જ્યાં જુઓ ત્યાં બધે જ આવું લાંચરૂશ્વત અને ચોરીનું ખૂબ જોર છે. રેલમાં, સ્ટીમરમાં, પોલિસ કચેરીમાં, અદાલતમાં, વાટે ને ઘાટે, જ્યાં લોકોના હાથમાં સત્તા છે, ત્યાં દરેક જગ્યાએ લાંચરૂશ્વત છે; જ્યાં લોકોના હાથમાં વગર મહેનતે પૈસોટકો કે માલમત્તા આવી પડે છે ત્યાં ચોરી છે જ.

આ દેશવ્યાપી અનીતિની સામે લડવા એ ઘણા વખતથી કમર કસીને લાગી ગયો હતો. એક દિવસ એક ટ્રામનો કંડકટર એને ટિકીટ આપ્યા વગર, એ પૈસા તેના હાથમાં દબાવવા આવ્યો હતો,—એના મનથી એમ કે બાકીના થોડા પૈસા તે મેઘનાદની સંમતિથી કંપનીને છેતરી પોતે હોઇયાં કરી જાય; પરંતુ મેઘનાદ કેવળ તેની પાસેથી ટિકીટ કપાવીને જ ચૂપ બેઠો નહિ, તેણે તેના નામે રિપોર્ટ કર્યો અને તેને નોકરીમાંથી ડિસમિસ કરાવ્યો ત્યારે છોડયો. રેલ્વેની ઓફિસમાં એક વખતે એના એક નોકરે ચાર આના લાંચ આપી લગેજના માલનું વજન ઓછું લખાવ્યું હતું. મેઘનાદે ફરી માલનું વજન કરાવ્યું, બાકીની રકમ ચૂકવી આપી, તે નોકરને નોકરીમાંથી કાઢી મૂકયો, અને લગેજકારકૂનની નોકરી આજ જાય, કાલ જાય એવું કરી દીધું.

મેઘનાદને ખાતરી હતી કે આખા દેશમાં ચારે ખૂણે ઘર કરી બેઠેલી આ અનીતિનું એક કારણ દેશના લોકોનું અજ્ઞાન અને નૈતિક શકિતનો અભાવ છે. બીજું એક કારણ એ છે કે ઉપરી અધિકારીઓ આ સંબંધમાં બરાબર નજર રાખતા નથી, —ઘણું જોવા જાણવા છતાંયે આંખ આડા કાન કરે છે. આથી

ઘણી જગાએ તો આવા બધા ગુના પકડાતા જ નથી, પરિણામે દેશનું ભારે અહિત થઇ રહ્યું છે. જે નોકરને જે કંઇ કામ સોંપવામાં આવે તે કામમાં તેણે એમ માની જ લીધું છે કે એ કામ કરવાથી એને એના પગાર ઉપરાંત કંઇક રૂશ્વત મળવી જોઇએ. લોકો પણ જાણે છે કે લાંચ આપ્યા વગર કામ થતું નથી. એથી કામ કરનારાઓ પોતાના કર્તવ્યપાલનમાં લાંચ-રૂશ્વતના પ્રમાણમાં ઉત્સાહ દેખાડે છે, કોઈના પણ હાથમાં કોઇ પોચી ચીજ આવી પડી કે એ માણસ એની ઉપર કંઇક 'દાંત બેસાડવાનો' જ,—જાણે એ એની ફરજ થઇ પડી છે. દેશના લોકો એને પગાર આપે છે, પણ એ પગારના પ્રમાણમાં એમને સેવા મળતી નથી. લોકોના હિતને માટે જે કંઇ વાનાં કરવામાં આવ્યાં છે, તેનાથી લોકોનું હિત તો દૂર રહ્યું, પણ ઘણી જગાએ તો ઊલટાનો અપકાર કે હેરાનગતી થાય છે. આ બધું પકડવાનું મુશ્કેલ છે, એથી તો એ જ્યારે પકડાય ત્યારે એની સજા ખૂબ કડક થવી જ જોઈએ—એવો મેઘનાદનો હમેશાંનો દૃઢ વિશ્વાસ હતો. તેથી કરીને, જ્યારે ઉપરી અધિકારીઓ આવા બધા ગુનાની કઠોર સજા કરતાં પાછા પડયા છે, ત્યારે દરેક વખતે મેઘનાદ તેમને ખૂબાખૂબ સંભળાવી આવ્યો છે.

આજે કમિટીએ જે નિર્ણય કર્યો તે નિર્ણયથી ગુનેગારો ઉપર ગેરકાયદે દયા પ્રદર્શિત થતી હતી એવું મેઘનાદને અંતરમાં લાગ્યું તો ખરું જ. હેડ કમ્પાઉન્ડરનો એક મહિનાનો પગાર કાપવામાં આવ્યો, તે કંઇ એને બહુ લાગવાનો નથી. કારણ કે, મેઘનાદે હિસાબ કરી જોયો હતો કે એક વરસમાં હેડ કમ્પાઉન્ડર બાબુ જુદી જુદી રીતે ઓછામાં ઓછા પાંચસો રૂપિયા કાયદા વિરૂદ્ધ કમાતા હતા. એટલે આ સજાથી તેમને બહુ મોટું નુક-સાન થઈ જશે, અથવા તો તેઓ આ સજાથી ડરીને ભવિષ્યમાં વધારે સાવચેત રહેશે એવી મેઘનાદને ખાતરી થઈ નહિ. કોઇનો પણ ગુનો બરાબર સાબીત થતો નથી એવું જે નિદાન લખવામાં આવ્યું તે બિલકુલ ખોટું જ હતું એ વિષે મેઘનાદને

લવલેશ પણ શંકા નહોતી. કારણકે મેઘનાદે જે બધી જુબાનીઓ અને કાગળિયાં રજૂ કર્યાં હતાં, તે પરથી ગુના સંબંધમાં કંઈપણ શંકાને કારણ રહેતું નહોતું, તે ઉપરાંત હેડ કમ્પાઉન્ડરે પોતાના જવાબમાં એક રીતે પોતાનો ગુનો કબૂલ પણ કરી લીધો હતો.

તેથી જ્યારે કમિટીમાં સબડિવિઝનલ ઓફિસરે આ દરખાસ્ત પહેલી રજૂ કરી ત્યારે મેઘનાદ ગુસ્સે થઇ ગયો હતો,—ને બોલી પણ ઊઠયો હતો કે 'આપ શું કહો છો આ ?—આ કંઇ સજા કહેવાય !' પણ પછી તે ગમ ખાઇ ગયો હતો.

બધી વાત યાદ આવતાં આજે તેની અન્યાયની સામે જોરશોરથી પોકાર કરવાની હિંમત ચાલી નહિ. પરંતુ ઠરાવ લખાઇ ગયા પછી તેણે ખૂબ નરમ અવાજે કહ્યું: 'આ ઠરાવમાં મારો મત નથી, એટલું નોંધવા મહેરબાની કરશો.'

સબ ડિવિઝનલ ઓફિસરના હાથમાં કલમ ઊંચી રહી ગઈ. તે બોલ્યાઃ 'શું કહો છો ?'

મેઘનાદ હસીને બોલ્યોઃ 'આપ તો જાણો છો. મેં પોતે જ જે રીપોર્ટ કર્યો છે તેની વિરૂદ્ધનો આ ઠરાવ છે. હવે એવા ઠરાવમાં હું સંમત કેવી રીતે થઈ શકું, કહો ! આપને તો આ બાબતમાં કોઈ ઉપરી પૂછનારું નથી, પરંતુ સિવિલ સર્જન મારી ગરદન પકડશે ત્યારે હું શો જવાબ આપીશ ? એટલે મારો વિરોધ નોંધી રાખવાની જરૂર છે."

આ વિષે હજી સુધી કોઇને ખ્યાલ આવ્યો નહોતો. સિવિલ સર્જન હોસ્પિટલ કમિટીના આ ઠરાવનો વિરોધ કરી શકે છે, અને ધારે તો આ બધા કાર્યકર્તાઓને એ યોગ્ય સજા કરાવી શકે છે એનો ખ્યાલ આવતાં સૌ જરા થંભી ગયા. ઠરાવ ફરી વાંચવામાં આવ્યો. મેઘનાદનો રીપોર્ટ પણ સૌએ ફરીથી વાંચ્યો. છેવટે ઠરાવમાં જરા કાપકૂપ કરી પસાર કરવામાં આવ્યો.

## : ૧૩ :

તે દિવસે સવારે જોગેન્દ્રબાબુને ઘેર ઈન્સ્પેકટર સદયબાબુ અને કોર્ટ ઇન્સ્પેકટર સુકુમારબાબુ તેમની સાથે મનોરમાના કેસ સંબંધી મસલત કરતા હતા.

સુકુમારબાબુ કહેતા હતા; "જેલની કોટડીમાં જે ડોશીએ મનોરમા અને મેઘનાદની પ્રેમગોષ્ઠિ નજરે નિહાળી છે તેની આજે સાક્ષી લેવડાવો. મેઘનાદની જુબાનીને તોડયા વગર ચાલવાનું નથી!'

જોગેન્દ્રબાબુ હસીને બોલ્યા; 'ખાલી શું કરવા કાદવ ડહોળો છો? એ ડોશીનું માનવાનું છે કોણ? તમે એની પાસેથી આ સાક્ષી કઢાવવા માટે જ કાવત્રું કરી તેને કોટડીમાં પૂરી હતી. એ વાત જો બહાર પડી ગઈ, તો તમારી સાક્ષી કેટલી ઘડી ટકશે?'

સુકુમારબાબુ બોલ્યા; 'તે બહાર પડી જવાનો બિલકુલ સંભવ નથી, અને એવો ભય હોય તો પણ આવું એક Suggestion (ઇશારો) આપણે કરવાની જરૂર છે, નહિ તો મેઘનાદબાબુની જુબાની પૂરેપૂરી આપણા વિરોધમાં જશે.'

જોગેન્દ્રબાબુ બોલ્યા; 'વારુ, મેઘનાદ, સમજો કે ગયો, પણ બીજો જે એક દાકતર આવી જુબાની આપી ગયો છે તેનું શું કરશો?'

'તે ખાનગી દાકતર છે. સરકારી દાકતરની જુબાની જેટલી વજનદાર ગણાય તેટલી એની નહિ ગણાય. બાકી આ પુરાવાની સામે આપણે લડવાનું તો છે જ;—તો પણ આને આટલો જખમી કર્યો હોય તો સારું.'

જોગેન્દ્રબાબુ હુક્કો પીતા હતા. હુકાની નળી મોંમાંથી કાઢી, પોતાના મેજના ખાનામાંથી તેમણે એક કાગળ કાઢી સુકુમારબાબુને આપ્યો.

કાગળ કલકત્તાની મેડિકલ કોલેજના પ્રોફેસર ગ્રાન્ટ સાહેબે લખેલો હતો. ગ્રાન્ટ સાહેબ સિવિલ સર્જન હતા તે વારે જોગેન્દ્રબાબુની સાથે તેમને પરિચય થયો હતો. તેઓ જોગેન્દ્રબાબુની બુદ્ધિ, શક્તિ અને કાર્યકુશળતા જોઇ તેમના તરફ ખૂબ ખેંચાયા હતા. જોગેન્દ્રબાબુ તેમની પાસેથી મેડિકલ જ્યુરિસપ્રુડન્સને લગતી ઘણી બાબતો શીખ્યા હતા. અત્યારે પણ કોઇ ગુંચવણ ભરેલો પ્રશ્ન ઊભો થાય તો જોગેન્દ્રબાબુ તે ગ્રાન્ટને જણાવતા.

આ કેસમાં કેમીકલ એકઝામિનરનો રીપોર્ટ આવ્યા પછી જોગેન્દ્રબાબુએ ગ્રાન્ટ સાહેબને બધી બિના વીગતવાર લખી જણાવી હતી. એ પત્રના જવાબમાં ગ્રાન્ટ સાહેબે બધી વાતનો પૂરો વિચાર કરી લખ્યું હતું કે,

"વિષપ્રયોગથી મરણ નીપજાવાયું હોય એ બનવાજોગ છે; પરંતુ મરનારે પોતાને હાથે ગળું કાપી આપઘાત કર્યો છે એ થિયરી પણ બિલકુલ અસંભવિત કહીને ઊડાવી દેવાય એમ નથી! ટૂંકમાં, આ પોસ્ટ મોર્ટમ રીપોર્ટ ઉપર દાકતરીશાસ્ત્ર આધારે, કોઇ એક ચોક્કસ અભિપ્રાય આપવો અશક્ય છે."

સુકુમારબાબુ કાગળ વાંચીને તેની આગળ પાછળ જોવા લાગ્યા.

જોગેન્દ્રબાબુએ કહ્યું: 'જોયું ને, આ સંજોગોમાં દાકતરોની જુબાનીઓ સંબંધમાં ચોળાચોળ કરવાથી કાંઇ ફાયદો નથી. આરોપીના બચાવ માટે તો એ લોકો સિવિલ સર્જનને, અરે, ખુદ ગ્રાન્ટ સાહેબને સાક્ષી તરીકે લઈ આવે તોપણ તમારો કેસ તો છે એ જ રહેવાનો, અને આપણા સિવિલ સર્જન બહાદુર કેવા માણસ છે એ તો તમે જાણો છો. હાથમાં રૂપિયા પડયા કે તેઓ મેઘનાદને કયાંય ટપ્પી જાય તેવી જુબાની આપી દેશે. બાકી કરી કરીને તમે વગર કારણે એક સારા ઘરના છોકરાને ઘેર બેસાડશો એટલું કરી શકશો! મેઘનાદ મનોરમાને ચાહતો હોય કે ન ચાહતો હોય; પણ એટલા ખાતર એ પોતાની પ્રામાણિક

માન્યતાની વિરૂદ્ધ જૂઠું બોલે એવું મને લાગતું નથી. જ્યૂરીમાં પણ કેટલા આ વાત માનશે એ કોણ કહી શકે છે!'

સુકુમારબાબુ અને સદયબાબુએ સામી દલીલો કરી પણ છેવટે તેમણે પોતાનો આગ્રહ છોડી દીધો.

પછી સદયબાબુ બોલ્યા. 'કાલે સાંજે મેઘનાદ દાકતર સતીશબાબુને ઘેર ગયા હતા; સુનીતિની સાથે કેટલીયે વાર સુધી તેમણે વાતો કરી હતી.'

જોગેન્દ્રબાબુ સારી પેઠે ગુસ્સે થઇ જઇને બોલ્યા: 'તે શું સુનીતિની સાક્ષી તોડવા ગયો હતો, એમ તમારું કહેવું છે?'

'મને તો એવો વહેમ પડે છે.'

જોગેન્દ્રબાબુએ કહ્યું: 'માની લો કે એટલા જ માટે એ ત્યાં ગયો હતો. તો તમે શું કરવા માગો છો?'

'આજે આ વાત કઢાવી લીધી હોય તો સારું થાય.'

જોગેન્દ્રબાબુએ કહ્યું: 'એની પહેલાં એ જાણવાની જરૂર છે કે સુનીતિ સાક્ષીમાં જૂઠું બોલે છે કે નહિ?'

' સદયબાબુએ કહ્યું: 'બેશક. જો સુનીતિ અવળી સાક્ષી આપે તો સમજવું કે દાળમાં કાળું છે.'

જોગેન્દ્રબાબુએ કહ્યું: 'કદાચ એ જૂઠી સાક્ષી આપે, તોપણ જૂઠું બોલવાનાં તેને હજાર કારણ હોઇ શકે છે. સૌથી જબ્બર કારણ તો એ છે કે તેની મા અને સાસુ એને રાતદિવસ ઘોંચ પરોણો કરી રહ્યાં છે. પ્રહ્લાદબાબુ પણ એના મૂળમાં નથી એમ નહિ,—પણ તમે કોઇ એમનો પડછાયો યે પકડી શક્યા નથી. તે ઉપરાંત, હિંદુ-સ્ત્રી પતિની ખાતર જૂઠી સાક્ષી આપે એમાં એવું વિચિત્ર પણ શું છે કે, એનું કારણ શોધી કાઢવા માટે તમારે મેઘનાદને અંદર ખેંચી આણવો પડે?'

સુકુમારબાબુએ કહ્યું: 'જુઓ, આ રહી જ્યૂરીની હકીકતની વાત.—એટલે બને તેટલા પુરાવા આપી રાખવા સારા. આપને લાગે છે તે પ્રમાણે જ્યૂરીને કદાચ ન પણ લાગે.'

જોગેન્દ્રબાબુ બોલ્યા: 'એટલા માટે ગમે તેવી અસંભવિત કલ્પનાઓ પણ કરવી પડે—પછી એનું ગમે તે પરિણામ આવે—એવું કંઇ થોડું છે? તમે સૌ અત્યારે એક ભદ્ર પુરુષના સન્માનની સાથે રમત રમી રહ્યા છો એનો તમને ખ્યાલ હોય એમ લાગતું નથી. તમે ગમે તેમ કહોને, મેઘનાદને હું એવો એક પહેલા નંબરનો પાપી માની શકતો નથી અને જ્યૂરી પણ જો મારી પેઠે વિચારતી હશે, તો સરકારના એક વફાદાર અમલદાર અને પ્રતિષ્ઠિત ગૃહસ્થની સામે આવી સાક્ષી આપવાથી, જુરીનું મન તમારી સામે ફેરવાઇ નહિ જાય શું? અને, વળી, જો આ કથન તમારે પૂરવાર કરવું હશે તો તમારે પહેલું તો એ સાબિત કરવું પડશે કે મેઘનાદ મનોરમાની પાછળ એટલો બધો પાગલ બની ગયો છે કે બચાવવા માટે તેણે આટલું કર્યું છે. આ બાબતમાં તમારો પુરાવો માત્ર પેલી બુઢ્ઢી છે—જેની પાસે તમે બસો વખત પોલિસની તરફેણમાં સાક્ષી અપાવી છે! એને તમે જ કોઇ ખોટા બહાને જેલમાં પૂરાવી હતી એવું લોકો તરત જ માની લેશે, અને આમે પોલિસ ખાતાની આબરુ તો જાણીતી છે, એમાં થોડો વધારો થશે.'

જોગેન્દ્રબાબુ એવા તપી જઇને બોલતા હતા કે સદયબાબુ અને સુકુમારબાબુને તરત સમજાઈ ગયું કે તેઓ ગુસ્સે થયા છે. જોગેન્દ્રબાબુને મેઘનાદની ઉપર આટલો બધો વિશ્વાસ હતો, એની તેમને આ પહેલાં કદી ખબર પડી નહોતી. તેથી અજાણે તેઓ આજે તેમના અસંતોષનું કારણ બન્યા હતા.

સદયબાબુ અને સુકુમારબાબુના ગયા પછી, જોગેન્દ્રબાબુ આરામખુરશીમાં પડીને આંખો મીંચી વિચાર કરવા લાગ્યા. તેમનાં ભવાં ખેંચાયેલાં હતાં, અને તેમની મૂઠીઓ જોરથી વાળેલી હતી.

× × ×

જોગેન્દ્રબાબુ આવી સ્થિતિમાં હતા, તેવામાં ખૂબ સાવચેતીથી પગલાં ભરતો મેઘનાદ એ ઓરડીમાં દાખલ થયો.

જોગેન્દ્રબાબુ આંખો ઉઘાડતાં જ મેઘનાદને જોઇ કૂદકો મારી ઊભા થઈ ગયા. ઘણા દિવસથી ખોવાઇ ગયેલો મિત્ર જડી આવતાં જેવો આનંદ થાય, કોઇ હઠીલા રોગમાંથી સાજા થઇને આવેલા સંગાને જોઇ જેવો આનંદ થાય તેવો આનંદ પ્રહ્લાદબાબુને થયો.

તેમણે મેઘનાદને કહ્યું: 'મેઘનાદબાબુ, તમે વિલ પાવર (દઢ ઇચ્છાશક્તિ)માં માનો છો?'

મેઘનાદે કહ્યું: 'નથી કેમ માનતો? ઇચ્છાની અમુક શક્તિ હોય છે એ માન્યા વગર છુટકો ક્યાં છે? આ જુઓ, મેં અહીં આવવાની ઇચ્છા કરી કે તરત જ ઇચ્છાએ સ્નાયુ, માંસપેશી વગેરે પર પોતાની શક્તિ ચલાવી મને અહીં હાજર કરી દીધો.'

'એ વાત હું નથી કરતો. હું એમ પૂછું છું કે મારી ઇચ્છા તમારા ઉપર અસર કરે છે એવું માનો છો?'

'તે પણ શક્ય છે. દાખલા તરીકે આ જુઓને, મિસિસ ચેટર્જીની ઇચ્છા તમારા ઉપર અસર કરી આ પ્રદેશનો પોલિસ કારભાર ચલાવે છે.'

જોગેન્દ્રબાબુ હસીને બોલ્યા: 'એમ નહિ! આ હું બેઠો બેઠો એકાગ્રચિત્તે તમારો જ વિચાર કરતો હતો, અને એટલામાં જ તમે અહીં આવી પહોંચ્યા—આ શું વિલ-પાવરનું દૃષ્ટાન્ત નથી?'

'આ જાતની વિલપાવર અંગ્રેજી શાસ્ત્રના કહેવા મુજબ તો એક જણની બાબતમાં સાચી પડે છે—આ પેલી કહેવત Think of the Devil–'

આ શબ્દો સાંભળી જોગેન્દ્રબાબુના મનમાં કંઇ કેવું યે થઈ ગયું. 'તો શું ખરેખર મેઘનાદ શેતાન છે?'

મેઘનાદે કહ્યું: 'તે તમે આટલા ધ્યાનપૂર્વક મારો શા માટે વિચાર કરતા હતા? આજે ઘરમાં ફરસાણ બરસાણ થયું છે કે શું?'

જોગેન્દ્રબાબુનાં ગૃહિણીની રાંધણકળામાં સારી ખ્યાતિ હતી.

જોગેન્દ્રબાબુએ કહ્યું; ' ના રે, એવું તો કંઇ નથી. બંગાળી દાળભાતનો વાંધો ન હોય તો એ મળશે. '

મેઘનાદે કહ્યું: ' Rot ! એવા બધા અસભ્ય પદાર્થો આ વીસમી સદીમાં છે એટલું જ ઘણું છે. માણસને નોતરી તે ખવડાવવાનો પ્રયત્ન કરવો તે બિલકુલ અસહ્ય છે !'

જોગેન્દ્રબાબુ થોડીવાર ચૂપ રહ્યા.

પછી તે બોલ્યા: ' મેઘનાદબાબુ, તમને જો ખોટું ન લાગે તો એક બે વાત કહેવી છે. '

મેઘનાદનું હૃદય જોરથી ધડાધડ થવા લાગ્યું—એનું મોં એકદમ ફિક્કું પડી ગયું.

બન્યું તેટલું મન કાબૂમાં રાખી તેણે કહ્યું: ' શું છે, કહો.'

જોગેન્દ્રબાબુ જરા વિચાર કરીને બોલ્યા: ' આ કેસ ચાલી જવા દો, પછી કહીશ. '

મેઘનાદે છૂટકારાનો દમ ખેંચ્યો. આ કેસ સંબંધી કંઇપણ વાત જોગેન્દ્રબાબુની સાથે કરવાની તેનામાં મુદ્દલે હિંમત નહોતી.

બીજી જ ક્ષણે જોગેન્દ્રબાબુ બોલ્યા: ' પરંતુ તે વખતે મારા કહેવાનું કંઇ સાર્થક ન પણ હોય. એટલે હું અત્યારે જ કહી નાખું છું, પરંતુ તમારે માત્ર મૂંગા મૂંગા સાંભળી રહેવાનું છે. તમારે મારા એક પણ શબ્દનો જવાબ આપવાનો નથી. આ કેસ પૂરો થતા પહેલાં, આ બાબતમાં હું તમારી પાસેથી કંઇ પણ જાણવા માગતો નથી. '

મેઘનાદે માત્ર માથું હલાવ્યું.

જોગેન્દ્રબાબુએ બોલવા માંડયું: ' તમારા સંબંધમાં કોઇએ મને કેટલીક ખૂબ ગંભીર વાતો કહી છે. તે વાતો સાચી છે કે ખોટી તેની તપાસ કરવાનું પણ મને મન નથી, પરંતુ જો એ સાચી હોય તો તમને સાવધાન કરવાની મારી ફરજ છે.

કહે છે કે તમે મનોરમા ઉપર ખૂબ મોહ પામી ગયા છો—તમે જેલમાં જાઓ છો ત્યારે રોજ એને મળો છો, અને—મને માફ કરશો—તમે એને ચુંબન કર્યું છે અને આલિંગન પણ આપ્યું છે. આ વાત માનવાનું મને જરાયે મન થતું નથી. પરંતુ જો તમારી મતિ એમ બગડી હોય તો તમને પહેલાં પણ કહી ગયો છું ને ફરી પણ કહું છું કે સાવધાન! મનોરમા ભયંકર સ્ત્રી છે–એનો પડછાયો પણ તમે જોશો નહિ. અને,—મારે બીજું એ કહેવાનું છે કે તમે ઝટપટ પરણી લો.'

મેઘનાદ માથું નીચું કરી બધું સાંભળી ગયો. છેવટે તેણે કહ્યું: 'આપના છેલ્લા શબ્દોનો જવાબ દેવામાં, મને લાગે છે કે વાંધો નથી. હું જરૂર લગ્ન કરવાનો છું, જોગેન્દ્રબાબુ!—પણ સ્ત્રીનું સારી રીતે પાલન પોષણ કરવાની હજી મારામાં શક્તિ નથી.'

'નથી કેમ, જોઇએ એટલી છે. 'સારી રીતે'ના અર્થમાં કોઇ અશક્ય ઊંચો આદર્શ બાંધી બેસવાની જરૂર નથી. બાકી તો જે આવશે તે સાથે પોતાનો ખોરાક લઇને જ આવશે. ભગવાનના રાજ્યનો એ નિયમ છે!'

'એવું હોત તો દુનિયામાં આટલાં દુ:ખ ને કષ્ટ ન હોત. આ જુઓને આપણા બંગાળી ભદ્રલોકોનાં ઘરેઘરમાં કેવી દુર્દશા છે!' કાલે સતીશ બાબુને ઘેર ગયો હતો એમના છોકરાને જોવા. આવા દુ:ખી સંસારની મને પહેલાં કદી કલ્પનાયે આવી નથી! સ્ત્રી તો નરી હાડપિંજર બની ગઇ છે! છોકરાં પણ જરૂરી ખોરાક નહિ મળવાથી સુકાઇને એવાં થઇ ગયાં છે કે એકેએક રોગી લાગે છે. ઘરમાં ચારેકોર ઘોર દૈન્યનો કાળો પડછાયો દેખાય છે. સતીશબાબુ જ્યારે પરણ્યા ત્યારે તેમનામાં સ્ત્રીનું પોષણ કરવાની તાકાત નહોતી. ધંધો શરૂ કરે તે પહેલાં જ તેમને ચાર છોકરાં તો થઇ ગયેલાં. આ તરફ સસરા ગુજરી ગયા. બિચારો પાણીમાં ડૂબકાં ખાવા લાગ્યો. એ પછી ધંધો ચાલ્યો એની ના નહિ, પરંતુ કોટે ભાર બાંધીને જીવનનો આરંભ કર્યો, તે ભાર ઊતારી શકાયો

નહિ. એમનો સ્વભાવ ચીડિયો ને ક્રોધી બની ગયો,—સ્ત્રીની ઉપર અને છોકરાં ઉપર એણે જુલમ કરવા માંડયો,—ઘરનું નરક બની ગયું. તે વખતે પરણવાને બદલે સતીશબાબુ જો આજે પરણ્યા હોત, તો એમનો ઘરસંસાર કંઇ જુદો જ હોત,—આજે તેઓ આ કેસમાં સપડાયા છે તે ન હોત. બંગાળીઓનાં મોટા ભાગનાં ઘરોનો આ ઇતિહાસ છે.'

જોગેન્દ્રબાબુ બોલ્યા: 'એટલે સતીશે એ ભાર ઉપર મનોરમાની ભારી ચડાવી હશે.'

'એનું પણ એ જ કારણ છે. ઘરમાં સુખ ન મળે તો માણસ બહાર સુખ ખોળે છે. વળી સતીશબાબુ હજી જુવાન છે. નાની ઊંમરે પરણેલી તેમની સ્ત્રી અનેક બોજ હેઠળ ચંપાઇ ને આવડી ઊંમરે જ બુઢ્ઢી થઇ ગઈ છે. એટલે સતીશબાબુનું ઘર તરફ એટલું આકર્ષણ ન હોય એ સ્વાભાવિક છે, એમાં અન્યાય છે એની ના નહિ.'

'મેઘનાદબાબુ, તમે આ બધા હિસાબમાં એક ચીજ ભૂલી જાઓ છો. એનું નામ ચારિત્ર્યબળ. માણસ કંઈ યંત્ર નથી કે કેવળ જુદી જુદી અવસ્થાઓની ખેંચાખેંચમાં આમથી તેમ ખેંચાયા કરે. તેને એક આત્મકર્તવ્ય હોય છે—Will હોય છે. જેનામાં એ ઇચ્છાશકિતનું જોર છે—ચારિત્ર્ય છે, તે તમામ બહારનાં બળોને મારી હઠાવીને પોતાના કર્તવ્યનું પાલન કરશે. જેનામાં એ નથી, તે તક મળતાં પતિત થવાનો. સતીશબાબુ કેવળ માત્ર સંજોગોને જ લીધે પતિત થયા છે એવું કેમ માનો છો? એમ પણ કહી શકો કે એમનામાં ચારિત્ર્ય નથી તેથી નષ્ટભ્રષ્ટ થયા છે. એક જ જાતના સંજોગોમાં જુદા જુદા લોકો જુદો જુદો રાહ લે છે તેના Criminology [ગુનાશાસ્ત્ર]માં ઢગલાબંધ દાખલાઓ નોંધાયા છે. ગેરોફેલોનો અભિપ્રાય તો તમે જોયો છે. સ્વભાવથી જ ગુનેગાર ન હોય તો કદી પણ કોઈ સંજોગોને વશ થઇ ગુનો કરતું નથી. જે સંજોગોમાં પડવાથી આવો સ્વભાવથી જ ગુનેગાર માણસ ગુનો કરવા પ્રેરાય છે, તે

જ સંજોગોમાં પડતાં બીજો માણસ કદી પણ એવી પ્રવૃત્તિ કરતો નથી. કારણ? માણસમાં ચારિત્ર્યબળ નામની એક ચીજ હોય છે. ગુનેગારમાં તે ચીજ નથી, અથવા છે તો સંપૂર્ણ નથી. તેઓ મુખ્યત્વે માત્ર પ્રવૃત્તિના દાસ હોય છે. જે વખતે જે પ્રવૃત્તિ કરવાનું તેમને સૂઝે, તે વખતે તેઓ તે કામ કરે છે. સ્વભાવથી જ ગુનેગારનામાં ચારિત્ર્યબળ બિલકુલ હોતું નથી, જે બીજા માણસમાં હોય છે અને તે પણ કોઇમાં ઓછું હોય છે, કોઇમાં વધારે હોય છે. દાખલા તરીકે, કેટલાયે માણસો મોટી ઉંમર સુધી લગ્ન ન થાય તો વંઠી જાય છે. પણ તમે ક્યાં વંઠી ગયા? એટલે લગ્ન ન કરવું એ વંઠી જવાનું કારણ છે એમ કહી શકાય નહિ. બહુ તો એટલું કહી શકાય કે એ સંજોગોએ વંઠી જવાની પ્રવૃત્તિને જન્મ આપ્યો; પરંતુ એ પ્રવૃત્તિના વેગને રોકનારું ચારિત્ર્યબળ જેનામાં છે તે એવી રીતે વંઠી નહિ જાય. જેનામાં એ બળ નથી એ વંઠી જવાનો.'

મેઘનાદના મનમાં આ શબ્દો જરા ખટક્યા.

એની આ સુખ્યાતિ પર હવે એનો સોળે આની અધિકાર રહ્યો નથી એ યાદ આવતાં તે સંકોચ પામી ગયો.

તે બોલ્યો: 'પરંતુ આ ચારિત્ર્યબળ સંજોગો પર કેટલું આધાર રાખે છે તેની ગણતરી કરવામાં તમે સૌ ભૂલ કરો છો. માણસની અંદર પશુબળ એટલું પ્રબળ છે કે અનુકૂળ તક મળતાં ખૂબ પ્રબળ ચારિત્ર્યને યે ધીરે ધીરે ક્ષીણ કરી નાખે છે, એનો પાયો હચમચાવી નાખે છે. જેના જીવનમાં કંઇ પ્રબળ પ્રલોભન આવ્યું નથી એ બહુ સહેલાઇથી ચારિત્ર્યબળની બડાઇ હાંકી શકે છે. એવા સંજોગોના દબાણમાં એક માણસ પ્રબળ આવેગની સામે ટકી ન શકે, એટલા જ માટે એને એકદમ ચારિત્ર્યહિન કહીને તિરસ્કાર કરવાનો અધિકાર કોઇને નથી.'

જોગેન્દ્રબાબુએ જવાબ દીધો:

'ચારિત્ર્ય એવી ક્ષણભંગૂર ચીજ નથી, મેઘનાદબાબુ! એ તો એક પ્રચંડ જીવનશકિત છે! ચારિત્ર્યબળ હોવા છતાંયે માણસો એકાદવાર એકાદ પ્રવૃત્તિના આવેગમાં કર્તવ્યભ્રષ્ટ ન થઇ જાય એમ હું નથી કહેતો. પરંતુ જેનામાં ચારિત્ર્યબળ છે તે માણસ આવા એકાદ આઘાતથી પરવશ બની શકતો નથી. ઊલટું એથી એના ચારિત્ર્યની ગાંઠ વધારે મજબૂત બની જાય છે. તમે કોઇ કાચના વાસણ ઉપર ઘા કરો. એ ભાંગીને ભૂકો થઇ જશે; ફરી તે સાંધી નહિ શકાય; પરંતુ એક ઝાડના થડ ઉપર ઘા કરો; એને એ લાગવાનો તો ખરો જ પરંતુ એ તરત જ ઘાને પૂરી દેવાનું શરૂ કરી દેશે. એની જીવનશક્તિ એ ઘાની અસરને નાબૂદ કરી દેવાને માટે ઊલટી વધી જશે. ઘાની નિશાની છેવટે રહી જવાની એની ના નહિ, પરંતુ એના જીવનમાં કંઇ વ્યતિક્રમ થવાનો નહિ. એવા સંજોગોમાં આઘાતને લીધે ચારિત્ર્યમાં જખમ લાગી જાય એ બને,—આખી જિંદગી એ જખમની નિશાની રહે પણ ખરી—પરંતુ એથી તો એ વધારે શક્તિશાળી બને છે અને એવા આઘાતો સહેવાની એનામાં વધારે તાકાત આવે છે, એના જીવનમાં વ્યતિક્રમ થતો નથી.'

'મારા જ જીવનની એક વાત તમને કહું.—હું ઇન્સ્પેક્ટર તરીકે નોકરીમાં દાખલ થયો હતો. એવામાં એક જબરદસ્ત કેસમાં, પૈસાની ખૂબ જ તંગીને લીધે મેં લાંચ લીધી હતી. પરંતુ એથી ખૂબ જ ક્લેશ પામ્યો હતો—મુદ્દામાલ સાથે પકડાઇ જાઉં એવું લાગતું હતું. રૂપિયા તો મેં તે જ વખતે પાછા આપી દીધા. તે જ વખતે મને બદલીને બીજે ગામ મૂકવામાં આવ્યો. પછી નોકરી રહેશે કે જશે એવું થઇ ગયું. નસીબ જોગે એવામાં એક ખૂબ વિચિત્ર લૂંટફાટનો કેસ આવ્યો. તેમાં મેં ખૂબ બહાદુરી બતાવી, જેમ તેમ કરી નોકરી ટકાવી રાખી. પરંતુ મારૂં ઇનામ મને મળ્યું નહિ, અને પ્રમોશન બંધ થઇ ગયું. એ બીજા કેસમાં પણ મને પાંચ હજાર રૂપિયા લાંચની લાલચ મળી હતી, પરંતુ મેં એને ઠોકરે મારી હતી. તે પછી હું કદી

પણ કર્તવ્યભ્રષ્ટ થયો નથી. જીવનની શરૂઆતમાં જે ઘા મેં ખાધો, તે ખાઈને હું ભાંગી ન પડયો; ઊલટું, એ ઘાથી મારા દિલની ધર્મશક્તિ વધી ગઇ હતી.'

મેઘનાદ સમજી ગયો કે આ શબ્દોનો કોઈ ગૂઢ અર્થ છે. જોગેન્દ્રબાબુએ આમ કહીને એને ઇશારે જણાવી દીધું કે મેઘનાદના પાપકર્મની વાત બધે જાણીતી થઇ ગઈ છે, અને કોર્ટમાં એની ઊલટ તપાસ કરી સમાજમાં એને હલકો પાડવાનો પોલિસ પ્રયત્ન કરે એ ખૂબ સંભવિત છે. જોગેન્દ્રબાબુના આ શબ્દોનું તાત્પર્ય તે એવું જ સમજ્યો કે આ સંબંધમાં પોલિસે પોતાનું કર્તવ્ય નક્કી કરી નાખ્યું છે. અને જોગેન્દ્રબાબુએ એ સજાને મંગલમય સમજી માથે ચડાવવા માટે તૈયાર થવાનું એને કહ્યું છે.



: ૧૪ :

ઘેર પાછા આવતી વખતે રસ્તામાં મેઘનાદ વિચાર કરવા લાગ્યો. આ થોડાક દિવસમાં તો એના જીવનના તાંતણાઓમાં એવી ભયંકર ગાંઠ પડી ગઇ છે કે એની બધી ગુંચો ઊકેલી તે ફરીને કદીપણ સ્વાભાવિક રસ્તે જીવન પસાર કરી શકશે કે કેમ તે વિષે તેને ખાતરી થતી નહોતી.

કઈ અશુભ ક્ષણે મનોરમા તેની આગળ તપાસ અર્થે આવી હતી ! તે ક્ષણથી એક પછી એક ગુંચવણે આવીને એને એવો તો ભૂલભૂલામણીમાં ફેંકી દીધો હતો કે એને માટે સહજ સરળ જીવનનાં ખુલ્લી હવા અને પ્રકાશ જાણે છેક અસંભવિત થઇ પડયાં હતાં. જે દિવસે તેણે કર્તવ્યના કઠોર આદર્શથી સ્ખલિત થઈ એના લાગણીવશ હૃદયની વાતમાં હોંકારો ભણ્યો, તે જ દિવસથી તેના દુ:ખની શરૂઆત થઈ ચૂકી હતી.

તે પછીથી તો એ એવી એક માયાજાળમાં ફસાઇ પડયો હતો કે પોતાનું કર્તવ્ય બિલકુલ ભૂલી બેઠો હતો. આ કેસનું પરિણામ શું આવશે, એની કલ્પના કરતાં એનું માથું ભમી જતું હતું. સેશનમાં ગયા પછી સરકારી વકીલ ઉલટતપાસ કર્યા વગર નથી રહેવાનો; અને ઊલટતપાસમાં તેને મોઢેથી બધી વાત કઢાવશે એ પણ નક્કી. ઉપરાઉપરી જૂઠાણાં બોલી તે કોઈ રીતે ખરી વાત દબાવી રાખશે, તોપણ પેલી ડોશી આવીને તેની વિરૂદ્ધ સાક્ષી આપવાની એમાં જરાયે શક નહિ. એ વખતે મારું કેવું અપમાન થશે, લોકોની નજરે હું કેવો હીન અને નીચ ઠરવાનો એનો વિચાર આવતાં તેને રડવું આવી ગયું.

પરંતુ આટલેથી જ તેની દુર્દશાનો અંત નહોતો આવતો: 'મારા નામે એક મિથ્યા કલંક ચડાવી, પહેલાંના કેસ વખતે

અધિકારીઓએ મારા ઉપર લાલ આંખ તો કરેલી જ હતી; એટલે હવે આ સાચી વાત બહાર પડી જતાં મારી નોકરી ટકવાની નથી. નોકરી ગયા પછી હું કયાં જવાનો, અને આ કલંકનો બોજો માથા પર ઉપાડીને કયાં રહેવાનો?'

એને કંઇ જ સમજાયું નહિ. સરકારી દાકતર થઇનેયે તે પોતાનો ધંધો જમાવી શકયો નહોતો; નોકરી ગયા પછી તે કેવો ચાલશે તે વિષે તેને બહુ આશા બંધાઈ નહિ.

'પછી' તે વિચારવા લાગ્યો, 'મારા આ પાપકર્મના ફળરૂપે જો મનોરમા અને સતીશ છૂટી જાય તો તાલ બરાબર ઠોકાવાનો. મનોરમાની સાથે લગ્ન કર્યા વગર મારો છૂટકો નહિ થવાનો, મનોરમા અડીને બેસશે તો મારાથી ના પાડી શકાવાની નથી.' હાલના સંજોગોમાં આ કલ્પના એને બહુ સંતોષપ્રદ લાગી નહિ.

'વળી સુનીતિ કહે છે કે મેં મારી સગી આંખે મનોરમાને ખૂન કરતી જોઇ છે. એની વાત જૂઠી છે એમ માનવાને કોઇ જ કારણ નથી.'

એક સાચેસાચી ખૂની બાઈની સાથે ઘર કરીને રહેવાની કલ્પનાથી એના આખા શરીરે રોમાંચ ખડા થઇ ગયા.

'અને મનોરમા માત્ર ખૂની જ નથી—આવો ભારે ગુનો કરવા છતાં પણ તેણે સહેલાઇથી પોતાને નિર્દોષ સાબિત કરી છે! કેવી ભયંકર સ્ત્રી!'

વળી સતીશ છૂટયા પછી સુનીતિનું શું થશે એની કલ્પના કરતાં મેઘનાદ આખે શરીરે કંપી ઊઠયો. સુનીતિના સુખદુઃખ સંબંધમાં મેઘનાદ કોઇ રીતે સંપૂર્ણ ઉદાસિન રહી શકયો નહિ. ટૂંકમાં, સતીશ છૂટીને આવતાં સુનીતિના નસીબમાં સુખના કરતાં દુઃખ જ વધારે આવવાનું—એનો જીવ પણ જોખમમાં મૂકાય તો ના નહિ—એવું હવે એને ખૂબ ખાતરીપૂર્વક લાગવા માંડયું.

આજે સવારે જ મેઘનાદે જતીનનું કામ કરી ખરો સંતોષ મેળવ્યો હતો, તે અત્યારે આ વિચાર આવતાં ક્યાંય ગૂમ થઈ ગયો. હવે તેને લાગવા માંડયું કે સુનીતિને જૂઠી સાક્ષી આપવાની સગવડ કરી આપીને તેણે ભૂલ કરી છે; પોતાના એ કાર્ય માટે તેને ખૂબ જ પસ્તાવો થયો.

એક વખત તો મેઘનાદને એવું પણ થઇ ગયું કે હમણાં જ દોડતો જઇને સુનીતિને જૂઠી સાક્ષી આપવાની ના કહી આવું, તેણે સતીશબાબુના ઘર તરફનો રસ્તો લીધો પણ ખરો, તે દિશાએ થોડાંક ડગલાં આગળ વધ્યો પણ ખરો; પછી તેને થયું કે અત્યારે તો સુનીતિ કોર્ટમાં જઇ પહોંચી હશે. નહિ ગઈ હોય તો પણ આ સમયે તેને મળીને વાત કરવાની તક મળવાની નથી.

આ વિચાર આવતાં તે પાછો ફર્યો.

મેઘનાદે માની લીધું કે સુનીતિ જૂઠી સાક્ષી આપશે અને સતીશ છૂટી જશે. પછી સુનીતિને કોણ બચાવશે? પચીસ રૂપિયાના માસિક પગારમાં જતીન પોતાની બહેનને સતીશના હાથમાંથી બચાવી શકે, એ વિષે અત્યારે મેઘનાદને ખૂબ શંકા ઉત્પન્ન થઇ. હુસેનમીયાં પણ કેટલું અને શું કરશે તે કોણ જાણતું હતું? તેમ છતાં સુનીતિની ઉપર જો જુલમ થાય અને તેનો જો જીવ જાય તો એની સંપૂર્ણ જવાબદારી મારી છે, હું ધર્મથી સુનીતિનું રક્ષણ કરવાને બંધાયેલો છું, એવું મેઘનાદને લાગતું હતું. પરંતુ એ રક્ષણ કરવું કઇ રીતે?

વિચારમાં ને વિચારમાં મેઘનાદનું માથું ભમવા માંડયું. તેને લાગ્યું કે મેં મારી બુદ્ધિના દોષે મારી ચારે તરફ એવું એક બંધન ઊભું કરી દીધું છે કે તેમાંથી હું જીવનભર છૂટો થઇ શકવાનો નથી. કોશેટો જેમ તાર પર તાર કાઢી પોતાનું કારાગૃહ તૈયાર કરે છે તેવી રીતે મેઘનાદે પણ પોતાને પોતે

રચેલા કારાગૃહમાં બાંધી લીધો હતો. હવે કેવી રીતે તેમાંથી બહાર નીકળવું તેની તેને ખબર પડતી નહોતી.

આ બંધનની વેદના, અને અનંત દુર્ગતિપરંપરાનો ભાર જ તેને અત્યારે ખૂબ પીડવા લાગ્યો. જેમ જેમ તે વિચાર કરવા લાગ્યો તેમ તેમ તે થાકી પડવા લાગ્યો; બંધનમાંથી છૂટવાને માટે તે તરફડિયાં મારવા લાગ્યો; તે વખતે જો પૃથ્વીના ગર્ભમાં છુપાઈને તે આ બધી ઝંઝટમાંથી છૂટી શકતો હોત, તો કદાચ તે તે પ્રમાણે કરત. બધું પડતું મેલી એકદમ બેપત્તા બની જઈ ક્યાંક નાસી જવાનું તેને મન થતું હતું.

જે વખતે તે છૂટવાને માટે તરફડિયાં મારી રહ્યો હતો, કોઈ પણ ઉપાયે તેના વર્તમાન અને ભૂત જીવનને બિલકુલ ભૂંસી નાખી નવેસરથી જીવનનો આરંભ કરવાને માટે જ્યારે તે અધીરો થઈ ગયો હતો, બરાબર તે જ વખતે તેના હાથમાં એક સરકારી કાગળ આવી પડ્યો.

કાગળ વાંચી એક પળ ભર તો તે સ્તબ્ધ જ બની ગયો. તેનાં ભવાં ચડી ગયાં—એની આંખોમાંથી તણખા ઝર્યા.

બીજી જ પળે તે એમદમ ઊભો થઈ ગયો—તેનું મુખ ઝળકી ઊઠ્યું, તે મનથી મનથી બોલી ઊઠ્યો—' બસ, હવે હું છૂટ્યો છું ! હવે ધર્યું રહ્યું આ જટિલ જીવન—to fresh fields and pastures new ! '

કાગળમાં સમાચાર હતા કે ' સરકારે મેઘનાદનું રાજીનામું મંજૂર કર્યું છે. મેઘનાદની અગાઉની સેવાઓનો વિચાર કરી ઇન્સ્પેક્ટર જનરલ એને બીજી કોઈ સજા કરવાની જરૂર જોતા નથી. મયમનસિંહથી એક એસિસ્ટંટ સર્જન આવીને તાબડતોબ એને છૂટો કરશે,—એને ચાર્જ સોંપી મેઘનાદે એકદમ છૂટા થઈ જવાનું છે.'—સરકારનો આ હુકમ હતો.

આવો ભયંકર અન્યાય મેઘનાદે કદી પણ માથું નમાવી સહન કર્યો નહોતો. પહેલાં આવું થયું હોત તો એ ગુસ્સાથી અગ્નિ વરસાવત; અને કદાચ એનો સામનો કરવા વાસ્તે ભયંકર ધમાધમ કરી મૂકત.

પરંતુ અત્યારે તે પોતાની જ વિવેકબુદ્ધિની આગળ ગુનેગાર બની પડ્યો હતો, તેથી તેણે મૂંગે મોઢે આ અન્યાયી સજા માથે ચડાવી અને તેને અત્યારે એ સજા જેવી લાગી પણ નહિ. એને તો લાગ્યું, જાણે આ તેને અસહ્ય વર્તમાનમાંથી મુક્ત કરી કોઈ આશાભર્યા ભવિષ્યના રાજ્યમાં માનપૂર્વક લઈ જઈ રહ્યું છે! તેથી એ સજાથી એ ખુશ ખુશ બની ગયો.

## : ૧૫ :

કલકત્તા આવતાં જ મેઘનાદને સદ્ભાગ્યે એક નોકરી મળી ગઈ.

બૉટએલ કંપનીએ પોતાની વિશાળ દવાઓની દુકાનની સાથે સાથે એક દવાઓ અને વિટામીન તૈયાર કરવાનું કારખાનું હમણાં ખોલ્યું હતું. એ કારખાનામાં કેટલાક કેમિસ્ટો અને બેક્ટરિયોલોજિસ્ટો નીમ્યા હતા. મેઘનાદ એમાંનો એક હતો.

નોકરીનો પગાર બહુ નહોતો. પરંતુ પગાર ઉપરાંત બહારના કોઈ પદાર્થનું પૃથક્કરણ કે તપાસ કરવાની હોય તો મેઘનાદને તેની ફી મળતી. સવારે દવાખાનામાં દરદીઓને તપાસી તે દવા આપતો; દવાની કિંમત ઉપર તેને કમિશન પણ મળતું. વળી બહાર દરદીઓને જોવા જવાની [illegible] તેને હતી. અને રાતે આખા કારખાનાનો અને દવાખા[illegible]. એને માથે રહેતો.

ધીમે ધીમે બહારની બેચાર વિઝિટ રોજ આવતી થઈ ગઈ—મેઘનાદની સ્થિતિ આર્થિક રીતે સારી થઈ ગઈ.

મેઘનાદના જૂના મિત્રોમાં જતીશ ઘોષ અત્યારે મોટા માણસ હતા. બાપદાદાની મિલકતને લીધે તે મોટા હતા. ઘેર ગાડીઘોડા હતા; એક બે મોટા ધંધા હતા. એને આગળ આવી જવામાં બહુ મુશ્કેલી પડી નહોતી. આજે તે કલકત્તાનો પ્રખ્યાત દાક્તર હતો. મોટી મોટી સમિતિઓનો આગેવાન સભ્ય હતો. મેઘનાદની ઉપર તેની કૃપાનો પાર નહોતો. તે ઘણી વખત મેઘનાદને પોતાની સાથે મોટી મોટી જગાઓએ લઈ જતો; અને ત્યાં ખૂબ મોટા મોટા માણસોની સાથે વાર્તાલાપ કરી, મેઘનાદને પોતાની પ્રતિષ્ઠા દેખાડી ગર્વ અનુભવતો. કોઈ કોઈવાર તે કોઈ રોગીને રક્ત વગેરેની તપાસ માટે મેઘનાદની પાસે મોકલતો અને તેને કંઈક કમાણી કરાવતો.

આટલો બધો મેઘનાદ એનો ઋણી હોવા છતાંયે તેનો જતીશ તરફ પ્રેમ ઉભરાઇ જતો નહોતો. તે જતીશને માન આપતો—તેની સાથે મળતો ભળતો રહેતો; પરંતુ તેનાથી દૂર રહીને એ જેટલી નિરાંત અનુભવતો, તેટલી તેની સાથે રહીને અનુભવતો નહિ.

મેઘનાદનો ખૂબ નિકટનો દોસ્ત હતો હરિચરણ. હરિચરણે ખૂબ માન સાથે એમ. એ. ની પરીક્ષામાં પાસ થઈ કેટલાક મિત્રોની સાથે મળીને એક 'ઉન્નતિ સમિતિ'ની સ્થાપના કરી હતી. એ લોકો મહોલ્લે મહોલ્લે નાઈટ સ્કૂલ ઉઘાડીને ગરીબોનાં બાળકોને લખવા વાંચવાનું શીખવતા,—મેજીક લેન્ટર્ન દ્વારા ચિત્રો બતાવી અનેક ઉપયોગી વિષયો પર ભાષણો આપતા.

હરિચરણ સચ્ચરિત્ર અને નિષ્ઠાવાન યુવક હતો. એની સેવાભાવના અને શ્રમને લીધે એની સ્થાપેલી સમિતિ ધીમે ધીમે જામતી જતી હતી. તેમણે સમિતિનાં ચાર સ્વતંત્ર કેન્દ્રો સ્થાપ્યાં હતાં. લગભગ બસો છોકરાઓ તેમની નિશાળોમાં ભણતા હતા અને મહિને ત્રણસો ચારસો રૂપિયા તેઓ જુદે જુદે રૂપે ગરીબોની સેવામાં વાપરતા હતા.

હરિચરણ ચૂસ્ત હિંદુ હતો—એટલું જ નહિ, તે બ્રહ્મચારી હતો. ભગવાં કપડાં પહેરતો હતો, માથે ગુંછળિયા વાળ હતા, દાઢી વધારેલી હતી અને મહોલ્લે મહોલ્લે ભાગવત પાઠ અને એની આધ્યાત્મિક વ્યાખ્યા કરતો ફરતો હતો.

મેઘનાદ હરિચરણની સાથે ઘણી વખત તેની રાત્રિશાળામાં જતો; હરિચરણના આગ્રહથી તેણે કેટલીક વખત ત્યાં શરીર સુખાકારી વિષે ભાષણો પણ આપ્યાં હતાં. મેઘનાદના દિલમાં દેશસેવાની પ્રબળ આકાંક્ષા હતી. એ આકાંક્ષા પરિતૃપ્ત કરવા માટે, તે માત્ર હરિચરણની જ શાળામાં નહોતો જોડાયો, પણ જતીશના કહેવાથી ભારતસભા, પ્રજાહિતૈષી સભા વગેરે બેચાર દેશના માન-

વંતા આગેવાનોએ સ્વીકારેલી સભાસમિતિઓનો પણ તે સભ્ય બન્યો હતો.

× × ×

એક દિવસ રાતે હરિચરણની શાળામાં તે ભાષણ આપવા ગયો હતો. ત્યાંથી ઘેર આવીને જુએ છે તો તેના જૂના દોસ્ત શ્રીયુત અસિતકુમાર બસુ તેની પથારી કબજે કરી ખૂબ લહેરથી નસકોરાં બોલાવતા પડયા હતા.

અસિતને તેણે ધક્કો મારી ઉઠાડયો. ઉઠતાં જ તે બોલ્યો: ' તું લગન કર. '

' કેમ, ઓચિંતાનો આવો હુકમ કરવાનું કાંઇ કારણ ? '

' નહિ તો તું વયો જવાનો ! આ શું બાબા ! મધરાત લગી મહોલ્લે મહોલ્લે હોઇ હોઇ કરતા ફરવાનું! અને વળી તું, પેલા કયા મહોલ્લાના મોચીઓના છોકરાઓની ક્ષયરોગની તપાસ કરતો ફરે છે, અને અહીં તારા ઘરમાં મેમાન ખાધા-પીધા વગર, આવકાર પણ પામ્યા વગર પડયા છે! જાણે છે આ કેવો ભયંકર ગુનો છે તે! જમરાજને ઘેર એક વખત આવો એક બનાવ બની ગયો, એટલે જમરાજાએ ભયથી બેબા-કળા બની પોતાની તમામ છૂપી વાત એક રાજાનાં છોકરાને કહી નાખી હતી. સારું થયું કે છોકરો સાવ બાળક હતો, બધું એણે ગુંચવી માર્યું; નહિ તો એ દિવસે ભગવાનની બધી વાત બહાર પડી ગઈ હતી, બીજું શું ? '

' આ કથા કયા વેદમાં છે ? '

' કઠોપનિષદમાં—એમાં તો નચિકેતા બધી વાત ભૂલી ગયો એટલે એણે જે ડંડા પહોરનાં ગપ્પાં જોડી કાઢયાં એ જ લખેલાં છે—પરંતુ આખ્યાન સાચું છે, એ વિષે શંકાને સ્થાન નથી. કારણ કે એ સાચું હોવું ઉચિત છે. '

' ખરી દલીલ ! વારુ, આ લગન કરવાની સલાહ પણ ઉપનિષદમાં લખેલી છે શું ? '

'ક્યાંથી હોય? આઠ વરસનો છોકરો,—પછી એ ગમે તેટલો છાતીધડો કેમ ન હોય, પણ આવું ભારે તત્ત્વજ્ઞાન એના માથામાં સ્ફૂરે ક્યાંથી? અને એ જમાનાના બુઢ્ઢાઓને પણ લગનના આટલા ફાયદાની ક્યાં ખબર હતી? આ તો છે ઓગણીસમી સદીના બંગાળીઓના ઉર્બર મસ્તિષ્કની શોધ! લગન સબ રોગની દવા—સર્વશ્રેષ્ઠ ઔષધિ!—એની શોધ આ સુજલા સુફલા બંગાળ દેશમાં થઇ છે.'

'તે ખોટું નથી—મને ઘણાઓએ આ સર્વશ્રેષ્ઠ ઔષધિનું પ્રિસ્ક્રિપ્શન આપ્યું છે.'

'તે ન આપે? બાબા, આવી ચીજ છે ક્યાં! છોકરાને ભણાવવાનું ખરચ નથી પહોંચતું? પરણાવી દ્યો! છોકરી મોટી થઇ ગઈ છે? પરણાવી દ્યો. પૈસા નથી? છોકરો છેને, એને પરણાવી દ્યોને, છોકરો વંઠી જાય છે? પરણાવી દ્યો. એને સંન્યાસી થઇ જવું છે? પરણાવી દ્યો. વિલાયત જવાનું કહે છે? પરણાવી દ્યો. ભણતો ગણતો નથી? પરણાવી દ્યો. ભણવા ગણવામાં બહુ હોશિયાર છે? પરણાવી દ્યો. તમામ પ્રશ્નોનો આજ એક ઉત્તર છે—'પરણાવી દ્યો.' બાકી શું? આ થોડા દિવસ પહેલાં પણ એના જવાબમાં કહી શકાત—કુલીન હો તો પરણી લો, પછી સસરાજીને ઘેર Tour (સફર) કરો.'

'હશે જવાદો;—તું ક્યાંથી આવ્યો? અત્યારે ક્યાં છે? શું કરે છે? અહીં ક્યારે આવ્યો? અને શા કામે આવ્યો છે?'

'આસ્તે! જરા દમ તો લેવા દે. હં, તેં શું પૂછ્યું, હું ભૂલી ગયો. બધું ભૂલી જાઉં છું, ભૂખથી પેટ ફાટી જાય છે,—ભૂખે પેટે બિલકુલ બોલી શકાતું નથી.'

મેઘનાદ હસીને બોલ્યોઃ 'માત્ર પરણવાનું ભાષણ ઝાડી શકાય છે.'

તેણે નોકરને બોલાવી નજીકની એક હોટેલમાંથી ખાવાનું મગાવ્યું.

મેઘનાદ પોતે ખાઇને બહાર ગયો હતો—એટલે એના ઘરમાં, આટલી રાતે કંઇપણ ખાવાનું મળવાનો સંભવ નહોતો.

પછી, સવાલ પૂછવા જેટલો વખત મેઘનાદને આપ્યા વગર અસિતે એને પૂછ્યું: 'તું પેલી હરિચરણની ધરફૂલમાં ગયો હતો ને?'

મેઘનાદે માથું હલાવી હા કહી.

અસિતે કહ્યું: 'એ બધી હરિચરણની મૂર્ખાઇ છે. એક દિવસ સેંટ ઓગસ્ટિન સમુદ્ર કિનારે ફરવા ગયા હતા. ત્યાં જોયું તો એક નાનો છોકરો રેતીના ભાઠામાં એક ખાડો કરી, છીપમાં સમુદ્રનું પાણી ભરી આણી એ ખાડો ભરવા મથી રહ્યો હતો. ઑગસ્ટિને છોકરાને પૂછ્યું: 'આ શું કરે છે?' છોકરાએ જવાબ દીધો: 'દરિયાને હું આ ખાડામાં પૂરી દઇશ.'

'એ વાત મારાથી અજાણી નથી. પણ એનું અહીં શું તાત્પર્ય છે?'

'હરિચરણ એની પેઠે છીપ ભરીને સમુદ્ર ખાલી કરવા બેઠો છે. આખો દેશ અભણ છે, ત્યાં સોબસો છોકરાંને ક ખ ભણાવવાથી નિરક્ષરતા દૂર થઇ જવાની છે?'

'નહિ થાય, એ હું કબૂલ કરું છું. પરંતુ નિષ્ક્રિય બની ચોપડીઓમાં ચર્ચા કરવા કરતાં આનાથી કંઇ વધારે ભલું થશે એમ મને લાગે છે.'

'અને આ લોકોને લખવા વાંચવાનું શીખવવાનો હેતુ શો છે?'

'હેતુ? એ લોકોને જરા દેખતા કરવાનો! જિંદગી શું છે એ તો જરા સમજે! જીવન જરા સારી રીતે ગાળી શકે એ હેતુ!'

'વાહ તમારું જરા! જરાથી મારું પેટ ભરાતું નથી, ભાઇ!—કોઈનું ભરાય એ પણ ઠીક નથી. દેશનું જો ભલું કરવું જ હોય, તો આંખે આમ માઇક્રોસ્કોપ ચડાવીને બેસવાથી કાંઇ નહિ વળે. મોટાં મોટાં કામ ઉપાડો, દેશની અવદશાનું મૂળ કારણ શોધી

કાઢો,--અને એ મૂળ દુઃખ દૂર કરવાનો ભગીરથ પ્રયત્ન કરો! દૂર ન કરી શકો તો કાંઇ નુકસાન નથી; પરંતુ એક ભવ્ય દૃષ્ટાન્ત તો લોકોની આગળ રજૂ કરી જઈ શકશો.'

મેઘનાદે કહ્યું: 'અમે એ મૂળ દરદ જ પારખ્યું છે. દેશની દુર્દશાનું મૂળ કારણ એ છે કે આપણે અજ્ઞાન છીએ;—પોતાના જ હિતાહિત સંબંધી બિલકુલ ઉદાસિન છીએ. આપણને પહેલી જરૂર જ્ઞાનની છે. આ એક જ દાખલો લો—આપણે ઊંચા વર્ણના ને નીચા વર્ણના બધાયે રેલગાડીમાં બેસીએ છીએ ને કેટલીયે હેરાનગતી ભોગવીએ છીએ; પરંતુ એની દવા આપણી પાસે લાંચ-રૂશ્વત સિવાય બીજી કોઇ નથી. કોન્સ્ટેબલથી માંડી રેલના તમામ નોકરોને લાંચ દાબી આપણે પોતપોતાની સગવડ કરી લઇને હાશ કરીએ છીએ. એ ન બને, તો ઠોંસો, મુક્કો કે લાત ખાઇને પણ ચૂપ બેસીએ છીએ. કોર્ટમાં જો આપણું કામ હોય તો આપણે પટાવાળાથી માંડી નાજીર શિરસ્તેદાર સુદ્ધાં તમામને લાંચ દાબીએ છીએ. આને આપણા દેશમાં 'ભલાદમીપણું' કહે છે અને લાંચ ન આપી શકીએ તો એમનો અન્યાય જુલમ બધું નીચે મોઢે સહી લઇએ છીએ. માત્ર આ જ કારણને લીધે આપણા હલકા થરના લોકો, વગર વાંકે આપણે હાથે બેશુમાર દુઃખ અને અત્યાચારોનો ભોગ થવા છતાંયે, આપણા પગમાં પડી રહે છે; અને ચિત્રવિચિત્ર કાકલૂદીઓ કરી કરી આપણી દયાની ભીખ માગે છે. એ લોકોની જો આંખ ઉઘડે,—જો એ બધા એક વખત જોઇ શકે કે દયાની ભીખ તરીકે તેમને જે મળે છે તે દયા નથી, પણ તેમનો હક્ક છે,— તો શું તમે એમ માનો છો કે એ લોકો આમ કૂતરાંની પેઠે પગમાં પડયા રહેશે? આપણા દેશમાં ઘાસનો પૂળો બે આંગળ ખસેડયો હોય તો ખેડૂતો એની ખાતર જીવ આપતાં પાછી પાની કરતા નથી; કારણ કે એમને ખબર છે કે ત્યાં એમના હક્ક ઉપર આક્રમણ થાય છે. એ લોકોને જો એક વખત ભાન થઇ જાય કે તેમનો મનુષ્ય તરીકેનો અધિકાર કયાં સુધી પહોંચે છે તો તેઓ આ બધી માયાજાળ ઘડીકમાં ધૂળમાં મેળવી દેશે.'

અસિત બોલ્યો: 'હિઅર! હિઅર! બહુત અચ્છા. વારુ, જરા કહો તો ખરા કે આ લાંચ લે છે કોણ? ને દે છે કોણ? તમારા વિશ્વવિદ્યાલયના તેજસ્વી રત્ન એમ. એ., બી. એ. પાસ બાબુઓ, તમારા કરીમમિયાં અને નશુ કૈવર્તની પેઠે જ, લાંચ રૂશ્વત લેતા નથી? ઊલટા વધારે લે છે. એ લોકોને જ જો પોતાની ફરજનું ભાન આટલું ઓછું છે તો પછી શું તમારી નાઈટ સ્કૂલમાં બાળપોથી ભણાવીને તમે મોચીના છોકરાઓને બહાદુર બનાવી દેવાના છો?'

મેઘનાદને લાગ્યું કે વાત સાચી છે! માત્ર લખવા વાંચવાનું શીખવાથી જ આ દોષ ટળવાનો નથી. એ માટે તો એમને એમના હકનું શિક્ષણ આપવું જોઇશે;—સમાજથી વ્યક્તિ ભિન્ન નથી એ શીખવવું પડશે; પરંતુ તેને લાગ્યું કે આ બધું શિક્ષણ જો લોકોના મનમાં સહેલાઇથી પહોંચાડયું હોય તો તે લખતાં વાંચતાં આવડતું હોવાની જરૂર છે.

તે આવો વિચાર કરતો હતો ત્યાં અસિત બોલ્યો: 'આ લખવા વાંચવાનું શીખવવાની તમારી ધૂન મને તો કેવળ ભૂત ભડકામણા જેવું લાગે છે. તમે લોકો સમજો છો કે એ અક્ષર છાપેલા વાંચતા શીખવાડયું કે લોકો દેવતા બની જવાના. અને જેને એ ન આવડયું એને તમે માણસમાં પણ ગણવા તૈયાર હોતા નથી; પરંતુ આપણા દેશના બુદ્ધ, ચૈતન્ય, નાનક, કબીર વગેરે મોટા મોટા આચાર્યોએ તો લખવા વાંચવાનું શીખવાડયા વગરે જ મોટાં મોટાં સત્યો લોકોના હૃદયમાં ઊંડાં ઊતારી દીધાં હતાં, અને એમને કેળવ્યા હતા.'

મેઘનાદ બોલ્યો: 'લખવા વાંચવાનું શીખવામાં કંઇ પાપ તો નથી અને લખવા વાંચવાનું આવડતું હોય તો સૌને થોડી ઘણી સગવડ તો મળી રહે છે. રાત્રિશાળામાં લખવા વાંચવાનું શીખવાડી, અમે લોકોને એકદમ Educated (શિક્ષિત) કરી દેશું એવું અમે કદી કહેતા નથી; પરંતુ એટલું અમે અવશ્ય

કહીએ છીએ કે જો સાધારણ લખવા વાંચવાનું પણ ધીમે ધીમે આખી પ્રજાને શીખવાડી દેવામાં આવે તો એમના સ્વભાવને અનુકૂળ જે કાંઈ શિક્ષણ હશે તે આપવાનું એક વાહન તો તૈયાર થઇ જશે. ”

‘તે શું તમારી આ છીપથી સમુદ્ર ખાલી થઈ જવાનો છે? આ ત્રીસ કરોડ ભારતવાસીઓના શિક્ષણની વ્યવસ્થા શું તમે લોકો આ એક તબેલામાં સાડા ત્રણ છોકરાઓને ભણાવીને કરવાના છો? ’

તે પછી બહુવાર સુધી બંને વચ્ચે દેશની વાતો ચર્ચાઇ. અસિત બોઝની વાતો પરથી મેઘનાદ સ્તબ્ધ બની ગયો. અસિતે સાફ સાફ શબ્દોમાં જણાવી દીધું કે પરદેશીઓને ભારતવર્ષમાંથી મારીને હાંકી કાઢવાની તેમણે તૈયારીઓ કરવા માંડી છે—એક જબરદસ્ત ગુપ્ત સમિતિની સ્થાપના થઈ છે.

આ સાંભળી મેઘનાદ ચમકી પડયો. તેની બુદ્ધિશક્તિ મૂઢ બની ગઇ—તેણે કંઈક ભય પામી વાત દાબી દીધી.



: ૧૬ :

અસિત તે રાતે ત્યાં જ રહ્યો. બીજે દિવસ સવારે તે ચાલી ગયો. મેઘનાદ સવારે ઊઠીને પોતાની લેબોરેટરીમાં ગયો.

× × ×

તે વખતે કલકત્તામાં એક ભયંકર તાવનો ઉપદ્રવ શરૂ થઇ ગયો હતો. દાકતરો હજી પણ એ રોગની ચિકિત્સાની કોઇ પ્રણાલી બરાબર શોધી કાઢી શકયા નહોતા. મેઘનાદ આ રોગના દરદીઓનાં લોહી, ઝાડો પેશાબ વગેરેની જુદી જુદી રીતે તપાસ કરી રહ્યો હતો; તે કામ માટે તે લેબોરેટરીમાં ગયો. ત્યાં કામ પર બેસતાં માલૂમ પડયું કે એક ખૂબ જરૂરી દવા ખૂટી ગઈ છે. તે વખતે દવાખાનાનો કોઇ નોકર આવ્યો નહોતો.

ચાવી મેઘનાદની પાસે જ હતી. ચાવી લઇને તે સ્ટોરમાં ગયો. જરૂરી દવા વગેરે કાઢીને પાછા આવતાં તેણે જોયું તો એક અભરાઇ ઉપર કેટલીક દવાઓના મોટા મોટા બાટલા મૂકેલા હતા, તેમાં વચમાં ખાલી જગા હતી. પાસે જઈને જોતાં ત્યાં કેટલાક રૂપિયા અને એક નાની ચિઠ્ઠી મૂકેલાં માલૂમ પડયાં.

ચિઠ્ઠીમાં લખેલું હતુંઃ 'ખાસ જરૂર પડવાથી પિકરિક અને નાઇટ્રિક એસિડના બે બાટલા લઇ જાઉં છું, એની કિંમતના પૈસા અહીં મૂકયા છે.'

મેઘનાદ આભો બની ગયો. આ ઘટનાથી તેને કેવો ય ડર લાગી ગયો. તેને ઝાંખું ઝાંખું એમ લાગવા માંડયું કે આ ચોરી જો પકડાઈ ગઈ તો હું જ ચોર ઠરવાનો. તેથી સ્વાભાવિક રીતે આત્મરક્ષણનો પ્રયત્ન કરવા જતાં તેણે લાંબો વિચાર કર્યા વગર જ એ ચોરી છુપાવવાનો પ્રયત્ન કરવા માંડયો. તુરતાતુરત બૅાટબેલ કંપનીના છાપેલા કાગળમાં ચિઠ્ઠી લખી રૂપિયા આપી માણસને મોકલી પિકરિક અને નાઈટ્રિક એસિડના બે શીશા

મંગાવી લીધા અને દુકાન ઉઘડે તે પહેલાં જ હતા ત્યાં ગોઠવી દીધા. એના સદ્ભાગ્યે દુકાન ઊઘડવાના થોડાક જ વખત પહેલાં બંને દવાઓ આવી ગઇ હતી.

આ કામ પૂરું કરી તે આ નવાઈ ભરેલી ચોરીનો વિચાર કરવા બેઠો. વિચાર કરતાં કરતાં તેને ઓચિંતો ખ્યાલ આવ્યો કે પિકરિક અને નાઇટ્રિક એસિડ બંને સ્ફોટક પદાર્થો છે અને બૉમ્બ બનાવવામાં વપરાય છે. કેવી ભયંકર વાત !

કાલે રાતે અસિત સાથે થયેલી વાતચીત વીજળીના ચમકારાની પેઠે એના મગજમાંથી પસાર થઇ ગઇ. તે વખતે તે એક સ્લાઇડ લઇને માઇક્રોસ્કોપમાં બેસાડવા જતો હતો—સ્લાઇડ હાથમાંથી પડીને ટુકડે ટુકડા થઈ ગયા.

બધી વાત જયારે તેના મનમાં સાફ સ્પષ્ટ થઇ ગઈ ત્યારે મેઘનાદ એક બારી આગળ જઇને બે ય હાથે કપાળ પકડીને ઊંડા વિચારમાં પડી ગયો. ચોરીની વાતને છુપાવવાનો પ્રયત્ન કરીને તેણે ગંભીર ભૂલ કરી હતી એવું તેને લાગ્યું.

વળી, એક તુચ્છ નકામી આશંકાથી ભયભીત થઈ હું એક સાધારણ બાબતમાં સત્યના માર્ગમાંથી ભ્રષ્ટ થઇ ગયો, એનો વિચાર કરતાં એને પોતાના જ ઉપર ખૂબ ક્રોધ ચડયો. સાથે સાથે તેને એમ પણ લાગ્યું કે આ બધી વાત જાહેર કરી દેવામાં પણ ભયંકર નીચતા સિવાય બીજું કાંઈ નથી ! અસિત મારો મિત્ર છે, એટલું જ નહિ, પણ એ ચારિત્ર્યવાન પ્રાણવાન યુવાન છે. મેઘનાદ ઉપર વિશ્વાસ રાખી તેણે પોતાની ગુપ્ત વાત કહી, તે પ્રગટ કરી દેવામાં ખરેખર હીનતા છે એવું તેને લાગ્યું.

આ ભયંકર ધર્મસંકટમાં પડયા પછી તેને એક વખત એવો પણ વિચાર આવી ગયો કે નવા બાટલા મગાવી લીધા છે, એથી ચોરી દબાઇ ગઇ છે; અને હવે ખરી વાત જાહેર કરવા જવામાં પોતે પણ ફસાઇ પડવા જેવું થવાનો સંભવ છે. આથી જ્યારે એણે વાત જાહેર કરવામાં જ ડહાપણ છે એવું નક્કી કર્યું

ત્યારે તેના મનના ખૂણામાં તેને ફરી ફરીને એવું થયાં કરવા લાગ્યું કે આ નિર્ણય તેણે મિત્રપ્રેમને લીધે નથી કર્યો કે સત્યનું પાલન કરવા પણ નથી કર્યો; કેવળ માત્ર પોતાનો જીવ બચાવવાની હલકટ મનોવૃત્તિને વશ થઇને જ કર્યો છેઃ આથી આમાં તેને પોતાની ભયંકર નીચતા જણાઇ, અને એ નીચતાને માટે તેનું મન તેને ચાબૂક ફટકારવા લાગ્યું.

ઘણા દિવસની લાગલાગટ તપાસ પછી મેત્રનાદને આ નવા રોગના કેટલાક રોગીઓના રક્તમાં કોઇ એક દવાની મેળવણી કરવાથી કેટલાંક જંતુઓ દેખાયાં; પરંતુ બધા રોગીઓના રક્તમાં એ જંતુઓ દેખાતાં નહોતાં—રોગીઓનાં બીજાં લક્ષણો સંપૂર્ણ-પણે એક જ જાતનાં હોવા છતાંયે. એને પાકી ખાતરી થઇ ગઇ કે આ જીવાણુઓ જ તાવનું બીજ છે. તેણે પોતાની પરીક્ષા આગળ ચલાવી. તેણે એ પણ શોધી કાઢ્યું કે કેટલીક દવાઓની અસરથી આ જીવાણુઓ અદૃશ્ય થઇ જાય છે અને ફરી કદી જોવામાં જ આવતાં નથી. હજી તેણે તપાસ આગળ ચલાવી. તપાસમાં માલૂમ પડ્યું કે જે દરદીઓને ઉપર કહેલી દવાઓ આપવામાં આવી હતી તેમના લોહીમાં જ આ જીવાણુઓ જણાતાં નહોતાં. સેંકડો દરદીઓનું લોહી લઈને આ રીતની પરીક્ષા કરી, તેણે એ જીવાણુની આકૃતિ અને પ્રકૃતિ સંબંધી ખરી હકીકત જાહેર કરી.

તે પછી તેણે તે જ રીતે જુદાં જુદાં પ્રાણીઓ ઉપર અખતરા કર્યા. તપાસમાં માલમ પડ્યું કે કોઇ કોઇ પ્રાણીના રક્તની અંદર આ જીવાણુનો પ્રવેશ કરાવતાં આ નવા તાવનાં કેટલાંક લક્ષણ દેખાવા માંડે છે; અને કેટલાંક પ્રાણીઓ ઉપર એની કશી જ અસર થતી નથી. એ બધાં પ્રાણીઓનું લોહી લઇ તેની પરીક્ષા કરી તેણે આ જીવાણુનું મારણ શોધી કાઢ્યું.

જે દિવસે તેણે આ મારણ શોધી કાઢ્યું તે દિવસે તે આનંદથી ફૂલુંફૂલું થઇ ગયો. પરંતુ મનુષ્યના શરીર ઉપર આની

પરીક્ષા કરી જોવાની તક ન મળે ત્યાં લગી એની અસર વિષે તે નિર્ણય થઇ શકયો નહિ. પોતાના દરદીઓ ઉપર એની પરીક્ષા કરી જોવાની તેની હિંમત ચાલી નહિ. તેણે જતીશ ઘોષની સાથે આ શોધ સંબંધી વાતચીત કરી.

જતીશ ઘોષ પ્રતિષ્ઠિત દાક્તર હતા. તેઓ જ્યાં કોઇ નવી દવાનો પ્રયોગ કરી શકે ત્યાં મેઘનાદ ન કરી શકે. વળી જતીશ એક દવાખાનામાં દાક્તર હતા. એટલે તેમણે તરત જ આ દવાની પરીક્ષા કરવા માંડી. એકંદરે આ દવાની અસર બહુ સારી થતી જણાઇ.

એક દરદીની અંદર આ રોગ ખૂબ ઉગ્ર રૂપે પ્રકટ થયો હતો. એના બચવાની કોઇ આશા નહોતી. મેઘનાદે ઈંજેકશન દ્વારા આ દવા તેના શરીરમાં નાખી તપાસ કરી. દવાની જે જે પ્રતિક્રિયા થવાની તેણે આશા રાખી હતી તે બધી યે ક્રિયાઓ સ્પષ્ટ દેખાવા લાગી, અને ત્રણ દિવસમાં દરદી સાજો થઇ ગયો.

આનંદથી પાગલ બની મેઘનાદ દરદીને જોઇ પોતાની લેબોરેટરી (પ્રયોગશાળા)માં પાછો આવ્યો. તેણે પોતાની નવી શોધ સંબંધી વિલાયતમાં લખવાનું નક્કી કર્યું; પરિણામે ભવિષ્યમાં મળનારી કીર્તિ અને સૌભાગ્યનું સ્વપ્ન જોવામાં તે મશગુલ બની ગયો.

કાગળ કલમ લઇને તે લખવા બેઠો હતો, એટલામાં બોટબેલ કંપનીના મેનેજર મહાદેવબાબુએ તેને બોલાવ્યો.

મહાદેવબાબુએ જે કહ્યું તે સાંભળી તે સ્તબ્ધ જ બની ગયો.

મહાદેવબાબુએ કહ્યું: 'કાલે રાતે સ્ટોરમાંથી એક પિકરિક એસિડનો બાટલો અને એક નાઇટ્રિક એસિડનો બાટલો ચોરાયો છે.'

મેઘનાદ ચમકીને બોલી ઊઠયો: 'ફરી!' બોલતાં બોલી ગયો, પણ તેનો જીવ ફફડી ઊઠયો.

મહાદેવબાબુએ કહ્યું: 'ફરી શું, મેઘનાદબાબુ!'

મેઘનાદે ખૂબ ગભરાઈને જવાબ દીધો: 'પહેલાં એક વખત ચોરી થઈ હતી ને ?'

મહાદેવબાબુ બોલ્યા: 'અરે, એ તો આ શો રૂમમાંથી ચારેક ઔંસ ટિંકચર આઇડિન ગયું હતું ! પરંતુ આ તો બહુ ભયંકર ઘટના છે ! અને વળી ચોરી પણ બહુ ગમતની છે, ચીજો લઈ ગયો છે પણ એના પૈસા મૂકતો ગયો છે.'

મેઘનાદ ચમકી પડયો.

મહાદેવે એ બરાબર જોયું.

× × ×

તે જ દિવસે સાંજે એક માણસે આવી મેઘનાદને ખબર આપ્યા કે 'અસિતબાબુની બહુ ખરાબ હાલત છે. વાઢકાપનાં ઓજારો લઈને એકદમ ચાલો !'

મેઘનાદ એકદમ વાઢકાપનાં ઓજારો લઇને એની સાથે મોટરમાં બેઠો. તેડવા આવનારે બારીઓ બંધ કરી દીધી અને સામેના કાચની ઉપર પણ એક પડદો નાખી દીધો.

મોટર જઈને થંભી ત્યારે કંઇ ગામડા જેવું દેખાયું. એક બગીચાની અંદર જઇને મોટર ઊભી રહી.

મેઘનાદ ઊતર્યો.

બારણામાં બે યુવકો ઊભા હતા. મેઘનાદને તેડી લાવનારે તેના કાનમાં કંઇક કહ્યું. તે સાંભળી યુવકોએ તેમને રસ્તો આપ્યો.

આવી રીતે બે ત્રણ દરવાજા વટાવ્યા પછી મેઘનાદે એક ઓરડામાં જઇને જોયું તો અસિત લોહિયાળ પથારીમાં પડયો પડયો તરફડિયાં મારતો હતો.

મેઘનાદે જોયું તો અસિત ભયંકર રીતે ઘાયલ થયેલો હતો. તપાસ કરતાં તેને ખબર પડી કે અસિત બોમ્બ બનાવતો હતો. બનાવતાં બનાવતાં એકદમ ફાટી જવાથી તે ખૂબ ઘાયલ થયો હતો.

તાત્કાલિક જે દવાદારુ કરવાની જરૂર હતી તે કર્યા પછી મેઘનાદે કહ્યું; 'એમની હાલત બહુ જ ખરાબ છે. એના વાઢ-કાપ માટે જેવાં ઓજારોની જરૂર છે તે મારી પાસે છે જ નહિ. દવાખાના સિવાય એ કામ નહિ બને. હું એને મેડિકલ કોલેજ-ની ઇસ્પિતાલમાં લઇ જાઉં છું.'

અસિતની ચારે તરફ ઊભેલા માણસોએ તેમ કરવાની એકી સાથે ના કહી.

અસિત કંઇ બોલી શકતો ન હતો, પરંતુ આ સાંભળી તે હાથપગ પછાડવા લાગ્યો.

મેઘનાદ નારાજ થઇને બોલ્યો; 'તમે લોકો શું કરી રહ્યા છો એનું તમને ભાન નથી. એને અહીં રાખશો તો એના બચ-વાની કોઇ આશા નથી; બાકી ઇસ્પિતાલમાં લઇ જઇને ઓપ-રેશન કરાવાય તો જ કાંઇક બચવાની આશા છે. તમે લોકો જો એને દવાખાનામાં નહિ મોકલો તો આ મૃત્યુના જવાબદાર તમે રહેશો.'

સૌએ એ જવાબદારી જરાયે ગભરાયા વગર સ્વીકારી.

મેઘનાદ તપી જઇને બોલ્યો; 'તમે લોકો આ બાબતમાં ઉદાસીન રહો તો પાલવશે, પણ હું દાકતર છું, વળી અસિતનો મિત્ર છું. મારી ફરજ બજાવવા હું બંધાયેલો છું.'

આમ કહી તે એકલો જ અસિતને ઉપાડવા તૈયાર થયો.

ચાર દિશાએથી ચાર જણ રીવોલ્વર બહાર કાઢી મેઘના-દના કપાળમાં તાકીને બોલ્યા; 'ખબરદાર, એક ડગલું પણ આગળ વધ્યો છે તો!'

આ ભીષણ પરિસ્થિતિમાં શું કરવું તે સૂઝવાથી મેઘનાદ ઊભો રહી ગયો.

પછી એક જણે—તે આ બધાઓનો આગેવાન હોય એમ લાગ્યું—મેઘનાદને પૂછ્યું.

'દવાખાનામાં લઇ ગયા વગર શું એ કોઇ રીતે બચી શકે એમ નથી ? રૂપિયાની ચિંતા ન કરશો, જેટલું ખરચ થશે એટલું કરવા અમે તૈયાર છીએ.'

મેઘનાદે ગંભીરભાવે કહ્યું: 'રૂપિયા દઇને બધી ચીજો ખરીદી લાવીએ તોયે વખત નહિ મળે.'

પછી આગેવાને કેટલાક માણસોની સાથે મસલત કર્યા પછી એક જણને હુકમ કર્યો, 'તો ખતમ કરી દો.'

એક જણ તે વખતે રીવોલ્વર બહાર કાઢીને બોલ્યો, 'અસિતબાબુ, ભગવાનનું સ્મરણ કરી લ્યો!'

પછી તેણે રીવોલ્વર અસિતના કાન આગળ ધરી.

મેઘનાદ ભયથી ચીસ પાડી ઊઠયો.

બરાબર એ જ પળે નેતાએ કહ્યું; 'વારુ, હજી કોઇ એક મોટા દાકતરને બતાવી જોઇએ, રહો.'

પછી મેઘનાદને તેમણે જતા રહેવાનો હુકમ કર્યો.

તેની પાછળ બે માણસો ભરેલી રીવોલ્વર લઇને ચાલવા લાગ્યા. તેને મોટરમાં બેસાડી દઈ તેમણે કહ્યું, 'દાકતરબાબુ, આનો એક અક્ષરે જો તમે કોઇને કહ્યો છે તો તે પછી પાંચ કલાકમાં જ તમારું મોત થયું જાણજો, ખબરદાર!'

મેઘનાદ ભયથી સ્તબ્ધ બની પાછો આવ્યો.



## : ૧૭ :

મેઘનાદ આવીને પોતાના દવાખાને ઊતર્યો કે તરત એક દીર્ઘ નિશ્વાસ નાંખી તે સામેની ખુરશીમાં બેસી પડયો. આજનો તેનો દિવસ એક પછી એક જે ભયંકર ઉશ્કેરાટમાં ગયો હતો તેથી તે બિલકુલ થાકી પડયો હતો.

એનું માથું જાણે ખાલીખમ થઇ ગયું હતું ! મન પણ જાણે વિરાટ શૂન્ય બની ગયું હતું ! આજે જે ભયંકર બનાવો બની ગયા હતા તેનું બિહામણું ચિત્ર રહીરહીને તેના મનમાં ફૂટી ઊઠતું હતું, અને એના આખા શરીરને થરથરાવી મૂકતું હતું. એક પછી એક ચિત્ર વધારે ને વધારે ભીષણ અને દિલ કંપાવનારું દેખાતું હતું ! હૃદય જાણે તેની સેંકડો છરીઓના ઘા ખાઇ છિન્નવિચ્છિન્ન થઇ એકદમ મૂઢ બની ગયું હતું, વિચારશક્તિ ગૂમ થઇ ગઇ હતી અને પ્રવૃત્તિ નાશ પામી ગઇ હતી.

આવી સ્થિતિમાં કેટલોક વખત પડી રહેવાથી મેઘનાદને થયું કે આમ જો વિચાર કર્યા કરીશ તો હું પાગલ બની જઇશ, ભયંકર ઓથાર સમજી આ ચિંતાને જો હું મનમાંથી હટાવી નાહ દઉં તો બચવાનો નથી. એક પ્યાલો પાણી પી, જરા સ્વસ્થ થઈ, તે પ્રયોગશાળામાં કામ પર બેઠો.

કેટલીક ટેસ્ટ ટયુબો લઇને આમથી તેમ કરી, પછી તે ફેંકી દઈ તે માઇક્રોસ્કોપ આગળ જઇને બેઠો; અને કેટલીક નવી સ્લાઈડો લઈને તપાસ કરવા લાગ્યો.

પરંતુ એની આંખ આગળનાં દશ્યને એકદમ ઢાંકી દઇ અસિતનું એ લોહિયાળ શરીર એની નજર આગળ તર્યા જ કરવા લાગ્યું.

ગુસ્સે થઇને માઇક્રોસ્કોપ આગળથી ઊઠી જઈ, એક વિજ્ઞાન—ગ્રંથ લઇને તે વાંચવા બેઠો. પણ એમાંયે એનું મન બેઠું નહિ.

છેવટે ઘરમાં જઇને તે પથારીમાં સૂઈ ગયો, અને પાસેની એક અભરાઇ પરથી એક હાસ્યરસપૂર્ણ નવલકથા લઇને પડ્યો પડ્યો વાંચવા લાગ્યો. થોડીવારમાં જ એ ચોપડીના હળવા હાસ્યને લીધે તેના મનની ગ્લાનિ દૂર થઇ ગઇ, અને તે ચોપડી વાંચતાં વાંચતાં પેટ દાબીને હસવા લાગ્યો. નહાવા ખાવાની વાત પણ તે બિલકુલ ભૂલી ગયો.

હરિચરણ જ્યારે તેના ઓરડામાં આવી ઊભો ત્યારે મેઘનાદ પુષ્કળ હસતો હતો.

હરિચરણે કહ્યું: 'કેમ રે, આટલો બધો આનંદ શાનો છે? છે શું?'

મેઘનાદે કહ્યું: 'હાશ, ઠીક થયું તું આવ્યો તે. એકલા હસીહસીને નાકમાં દમ ભરાઈ આવતો હતો, ભાઇ! સાંભળો તમને વાંચી સંભળાવું.'

આમ કહી તે જે વાંચતો હતો તે ભાગ હરિચરણને વાંચી સંભળાવ્યો.

પછી ચોપડી વાંચતાં વાંચતાં બંને જણા ખૂબવાર સુધી હસ્યા.

છેવટે હરિચરણે કહ્યું:

'આજનું છાપું વાંચ્યું?'

મેઘનાદે કહ્યું: 'ના, સવારનો વખત જ મળ્યો નથી છાપું વાંચવાનો. કેમ શા ખબર છે?'

'ખબર બહુ ગંભીર છે! મજફ્ફરપુરમાં કોઇએ બે મેમ-સાહેબોને બોમ્બથી મારી નાખી છે.'

મેઘનાદના હાથમાંથી ચોપડી પડી ગઇ, એનું મોં એકદમ ફિક્કું પડી ગયું. તે માત્ર આંખો ફાડી હરિચરણના મોં સામે જોઇ રહ્યો.

હરિચરણ મૃદુ સ્વરે બોલ્યો: 'વાત બહુ ગંભીર લાગે છે. આ અસિત બોઝની જ પેલી ગુપ્ત સમિતિનું કામ છે, અને અસિત-બોઝે જ આ કામ કર્યું છે એવું કોઇ કહે તો પણ મને નવાઇ નહિ લાગે."

મેઘનાદે શુષ્ક મુખે માત્ર આટલું કહ્યું: 'ના, અસિતબોઝે પોતે આ કામ કર્યું નથી.'

પછી જે બન્યું તે જગજાહેર છે. માણિકતલાના બાગમાં બોમ્બનું કારખાનું પકડાયું, અને તે પછી રોજ રોજ નવા નવા માણસો ગિરફતાર થવા લાગ્યા, અને રોજ રોજ રોમાંચકારી રહસ્યની જાહેરાત આખા દેશમાં સૌને ચમકાવવા લાગી.

મેઘનાદ રોજ છાપામાંથી આ બધા સમાચારો ખૂબ ઉત્સાહ-પૂર્વક વાંચતો. ધરપકડો પૂરી થવા આવી હતી, પણ મેઘનાદ જે અડ્ડામાં અસિત બોઝને જોવા ગયો હતો તેનો ઉલ્લેખ કોઇ જગાએ નહોતો. પોલિસને હજી એ લોકોનો કશો પત્તો નથી મળ્યો, એમ સમજી મેઘનાદે નિરાંતનો શ્વાસ લીધો.

મેઘનાદ તે વખતે એક વિકટ પ્રશ્નના ભારથી પીડાતો હતો. તેને થયું કે જે હિંમતથી તેણે સત્યની સેવાને પોતાના જીવનનો આદર્શ માની લીધો હતો તે હિંમત કરવાનો આ વખત છે: પોતે જે જાણે છે તે તુરત જ જાહેર કરી દઇ તેણે અસિત બોઝની ટોળીને પકડાવી દેવી જોઇએ. માત્ર સત્યની દષ્ટિએ નહિ, પરંતુ દેશ પ્રત્યેની પોતાની ફરજની દષ્ટિએ આ જ મારું કર્તવ્ય છે, એવું તેને લાગ્યું. કારણ કે મેઘનાદને દૃઢ ખાતરી હતી કે છૂપી રીતે ખૂનો કરવાની પ્રવૃત્તિ દેશની ઉન્નતિ માટે નકામી જ છે એટલું જ નહિ, પણ હિંદુસ્તાનની હાલની સ્થિતિએ ઉન્નતિમાં બાધક છે. એટલે એનો જડમૂળથી નાશ કરવામાં સહાય કરવી એ દરેકે દરેક હિંદીની ફરજ છે.

પરંતુ આ જાસૂસી કામ કેટલું નીચ છે, કેટલું હલકું છે! છેવટે શું હું આવી જાસૂસી કરીશ? પોલિસમાં ખબર આપીશ?

તેને એકદમ ઘૃણા વ્યાપી ગઇ. શાથી આ ઘૃણા, તેનો તેની બુદ્ધિ જવાબ આપી શકી નહિ. હું જે જાણું છું તે જાહેર કરી દેવામાં કાંઈ વિશ્વાસઘાતપણું હોય એવું મને નથી લાગતું, કારણ કે મેં કંઈ આ વાત કોઇને નહિ કહું એવી શરત કરેલી નથી. વળી, આ બધા જુવાનિયાઓને પોલિસના હાથમાં પકડાવી દઈ હું કંઇ ઇનામની આશા રાખતો નથી, અને ઇનામ આપવા આવશે તો યે હું તે લેવાનો નથી તે વાત પણ નકકી છે! એટલે હું વાત જાહેર કરી દઉં તો એથી હું સાધારણ જાસુસની કોટીનો ગણાઇ જાઉં એવું મને નથી લાગતું!

ગમે તેમ, પણ એ કામ બહુ નીચ ને હલકટ છે!

વિચાર કરતાં મેઘનાદનું માથું તપી ગયું. તે ખૂબ ચીડાઇ ગયો. જીવનની શરૂઆતમાં તેણે સત્યનો માર્ગ બહુ સરળ છે એમ સમજી સ્વીકાર્યો હતો, અને થોડા દિવસ પહેલાં પણ સરળ શ્રદ્ધાપૂર્વક તે એનું અનુસરણ કરતો આવ્યો હતો. પરંતુ હવે એને જણાયું કે પગલે પગલે ભયંકર ધર્મસંકટ પેદા થાય છે, પગલે પગલે સત્યની સાથે બીજા કર્તવ્યનું ઘર્ષણ થાય છે. જીવનનાં તમામ કાર્યોમાં હવે તેને સત્યનો સરળ માર્ગ ભીષણ અને જટીલ લાગવા માંડયો. સિદ્ધાંતનિષ્ઠાને વળગી રહીને સત્યનું અનુસરણ કરવા જતાં તે ડગલે ને પગલે ગુલાંટ ખાઇ પડે છે. અને છતાં હજારો માણસો આવો કોઈ પણ સિદ્ધાંત સ્વીકાર્યા વગર જ કેવળ ગતાનુગતિક ભાવે ચાલતા લોકધર્મનો આશ્રય લઇને ખૂબ લહેરથી જીવન વ્યતિત કરી રહ્યા હોય છે. સત્યની સાથે સમસ્ત જગતનો આ વિરોધ જોઇ તે દુનિયા ઉપર ખૂબ ગુસ્સે થઇ ગયો. વળી જ્યાં જ્યાં આ વિરોધ તેનો રસ્તો રોકી બેઠો છે, ત્યાં ત્યાં તેને રસ્તો છોડી દૂમ દબાવી ભાગવું પડયું છે એનો વિચાર કરતાં તેનો આત્મવિશ્વાસ ખૂબ ઓછો થઇ ગયો, અને પોતાની સત્યનિષ્ઠાના ગૌરવને લગતી કલ્પના પણ ઢીલી પડી ગઇ.

આથી તે ખુશી થયો નહિ.

અહીં પણ તેને સત્યનો ત્યાગ કરવો પડયો.

ખૂબ વિચાર પછી તેણે પોલિસને ખબર ન આપવાનું જ નક્કી કર્યું:

જે દિવસે તેણે આ કર્તવ્ય નક્કી કર્યું તે દિવસે ખૂબ શાંત સ્વસ્થ ચિત્તે તે ગાલદીઘિને કિનારે ફરવા ગયો.

× × ×

તે કોઇ બીજા જ વિચારમાં ડૂબેલો હતો, એટલામાં સામે એક માણસને જોઇ તે ચમકી ગયો! અસિત બોઝના અડ્ડામાં કેટલાક માણસો તેના કપાળમાં રીવોલ્વર તાકીને ઊભા હતા, તેમાંનો જ આ માણસ હતો! એણે પહેલાં તો એની નજરમાંથી છટકી જવાનો પ્રયત્ન કર્યો: પરંતુ પછી શી ખબર શું ધારીને, હસીને કહ્યું: 'કોણ મેઘનાદબાબુ ને?—We know each other. ખરૂં ને?'

આમ કહી મેઘનાદનો હાથ પકડી તે પોતાની કમરે દબાવીને હસ્યો.

મેઘનાદ એકદમ વિહ્વળ બની ગયો હતો, તો પણ તેણે સ્પર્શથી અનુભવ્યું કે તેની કમરે રીવોલ્વર તૈયાર છે! તેણે ચમકીને હાથ ખેંચી લીધો.

પછી એ માણસ મેઘનાદને બગલમાં ઝાલીને રસ્તા પર આવ્યો, અને જાણે ઘણા વખતથી ઓળખતો હોય એમ એણે એની સાથે વાતચીતો શરૂ કરી દીધી.

છેવટે તેણે મેઘનાદને એક ખૂણામાં લઇ જઇને કહ્યું: 'ખબરદાર ડાકતરબાબુ! યાદ રાખજો કે પેલે દિવસ મેં તમને જે કહ્યું હતું તે ખાલી ધમકી નહોતી—વાત બહાર પડી ગઇ તો તમારૂં આવી બન્યું જાણજો.'

આમ કહી તે અદૃશ્ય થઇ ગયો.

થોડીવાર મેઘનાદ હતબુદ્ધિ બની ઊભો રહ્યો.

× × ×

જ્યારે તે સંપૂર્ણ સ્વસ્થ થયો ત્યારે તેનું મન ખૂબ જ તપી ગયું. તેનું કર્તવ્ય તેણે સ્વતંત્રપણે વિચાર કરીને નક્કી કરી લીધું હતું; એ જ રસ્તો યોગ્ય છે સમજી એણે એ લીધો હતો. કર્તવ્ય સમજીને જે કરવાનો તેણે નિર્ણય કર્યો છે તેમાંથી, આ માણસ તેને મિથ્યા ભય દેખાડીને, ડરાવીને, ચળાવવા માગે છે એ જોઇને તેને ક્રોધ ચઢયો. તેને થયું કે મારા કર્તવ્યજ્ઞાન ઉપર આટલો અવિશ્વાસ રાખવાનો એ માણસને હક્ક શો છે?

માત્ર એટલું જ નહિ, પણ મેઘનાદને ગુસ્સો ચડવાનું બીજું પણ એક કારણ એ હતું કે મેઘનાદ જે કંઈ કરશે તે તેણે પેલા માણસની રીવોલ્વરની બીકે જ કર્યું છે એવું જ એ માણસ તો સમજવાનો. આવું ભયંકર અપમાનકારી અસત્ય પોતાને વિષે કોઈ માની લે એની કલ્પના કરતાં મેઘનાદને કોઇ વિચિત્ર પ્રકારની અસ્વસ્થાતાનો અનુભવ થવા લાગ્યો. અને એ માણસ એકલો જ નહિ; પણ એની ટોળીના બધાયે માણસો આવું જ માનવાના—આમાં મારી સ્વતંત્રબુદ્ધિનું ગૌરવ ભયંકર રીતે ઘવાય છે એવું ભાન થતાં મેઘનાદને કંઇ કંઈ થઇ ગયું.

છેવટે તે હસ્યો.

તેને લાગ્યું કે પોતાની કર્તવ્યનિષ્ઠાની બડાઇમાં ગર્વની ખાઇ બહુ મોટી છે! સારું કામ કરીને તે ખુશી થઇ શકતો નથી, પણ સાથે સાથે તેનું મન એવું અનુભવવા માગે છે કે પોતે કેવું કઠોર કર્તવ્ય બજાવ્યું એ સૌ જુએ! તેથી જ એ આટલો બધો અસ્વસ્થ બની જાય છે!

આ વખતે તેને પોતાના પર ભારે ક્રોધ ચઢ્યો. આ ગર્વ— શું હું તેનો કોઈ રીતે ત્યાગ ન કરી શકું?

: ૧૮ :

મેઘનાદે પોતાના જીવનનો બંધ તોડી કંઈક વ્યવસ્થિત થવાની તૈયારીઓ કરી. ચિકિત્સામાં તેનો હાથ ઠીક બેસી ગયો હતો. વળી જીવાણુતત્ત્વવિદ્ તરીકે તેનો ધંધો પણ ઠીક ચાલતો હતો. પૈસા ટકાની હવે તેને ખોટ નહોતી.

હવે તેના ભવિષ્ય વિષે વિચાર કરવાનો વખત આવી ગયો હતો. ભાવિ જીવન વિષે તે દરરોજ અનેક કલ્પનાઓ કરતો હતો ને ભાંગતો હતો. એક દિવસે તેણે સ્વપ્નમાં પોતાને જગવિખ્યાત વૈજ્ઞાનિક તરીકેની ખ્યાતિ પામતો જોયો—તે વખતે, બધું છોડી દઈને એકમાત્ર વિજ્ઞાનની એકનિષ્ઠ સાધનામાં જીવન સમર્પણ કરીને, જ્ઞાનના અનંત ભંડારના ઓરડે ઓરડે આનંદથી ઘૂમ્યા કરવું એ જ તેના જીવનનું એક માત્ર લક્ષ્ય છે એવું તેને લાગ્યું. તો વળી કોઇ વખત હરિચરણની પેઠે સર્વસ્વનો ત્યાગ કરી દેશની સેવામાં આત્મસમર્પણ કરી ગોખલે કે તિલકની પેઠે લોકપ્રિયતા સંપાદન કરવા માટે તે નાચી ઊઠતો હતો. દેશની ઉન્નતિ માટે તે કંઇ કંઇ યોજનાઓ રોજ રોજ મનથી મનથી ઘડતો અને એ બધી યોજનાઓમાં પ્રાણ પૂરવા માટે પોતાની તમામ શક્તિઓ ખર્ચી નાખવા તે મત્ત બની જતો. કોઇ વાર વળી ચિકિત્સાવિદ્યામાં અદ્વિતીય પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી તે લક્ષ્મીના કોમળ ખોળામાં આરામથી પોઢી જવાનાં સ્વપ્નાં જોતો. તો કોઈ વાર કોઈ ભવ્ય કલામંદિરની સ્થાપના કરી, તેના કર્તા, ભર્તા ને વિધાતા હોવાના આનંદનો તે ઉપભોગ કરતો.

અને આ બધી કલ્પનાઓની સાથે સાથે એક શાંતિમય ગૃહ, માયામયી ભાર્યાની સેવા અને પ્રીતિ, પુત્ર કન્યાનો કલકોલાહલ ભળ્યા વગર રહેતો નહિ. આમ પોતાની

નજર આગળ તે એટલા બધા રસ્તા ઉઘાડા જોતો કે કયો લેવો ને કયો છોડવો તે નક્કી કરી શકતો નહતો.

× × ×

જે વખતે તે જીવનમાં ઠરી ઠેકાણે થવાની આ બધી કલ્પનાઓની ઘડભાંગ કરતો હતો તે વખતે બે ઘટનાઓએ તેનાં સ્વપ્નોને છિન્ન ભિન્ન કરી નાખ્યાં. પહેલી ઘટના એ કે તેને એક સમન મળ્યો ! મયમનસિંહની સેશન કોર્ટમાં મનોરમાના કેસમાં તેણે સાક્ષી આપવા જવાનું હતું. સમન મળતાં એનું મન ખૂબ ખાટું થઇ ગયું.

આજે જ્યારે તે પોતાના ભાવિનું ઉજ્જવળ સ્વપ્ન જોતો હતો ત્યારે તેણે પોતાના ભૂતકાળના કલંકમય પ્રકરણને મનમાંથી બિલકુલ તોડી ફોડીને ફેંકી દીધું હતું. પરંતુ આ સમન મળતાં તેના મનમાં, પડદા પાછળ સંતાયેલી એ બધી ભૂતકાળની ઘટનાઓ તરી આવી, અને ભાવિ વિષેની તેની તમામ કલ્પનાઓને અંધકારમાં ઢાંકી દીધી. એ સ્મરણોમાં એક કુત્સિત કલંકકથા છૂપાયેલી હતી, પાપનો એ કલુષિત સ્પર્શ તેના જીવનને સદાને માટે કલંકિત કરી બેઠો હતો, એ વાત યાદ આવતાં અતિ તીવ્ર વેદનાઓનો તેને અનુભવ થયો. તેને થયું કે જે ભૂતકાળને એકદમ પેટીમાં બંધ કરી નિશ્ચિંત થઇને હું બેઠો હતો તે ભૂત-કાળ, મારી આશાનાં આ પ્રથમ કિરણો ઊગવા ટાણે જ, કેવીયે રીતે છટકીને આવી ઊભો હતો, અને મારા ભાવિના અમૃત-કુંભને વિષમય બનાવી રહ્યો હતો.

જોગેન્દ્રબાબુ સાથે થયેલી વાત બધી મેઘનાદને યાદ આવી. સેશન કોર્ટમાં પોલિસ ઊલટ તપાસ કર્યા વગર નહિ રહે એ તેને યાદ આવ્યું. પેલી ડોશી સાક્ષી આપશે અને મેઘનાદનું પાપ આખી દુનિયામાં જાણીતું થઈ જવાનું.

"આવું અપમાન, આવી લાંછના મારાથી કેવી રીતે સહ્યાં જશે ? મારી માનની મિલકત જો આવી રીતે સાવ તળિયા

ઝાટક કરીને સાફ કરી દઈ ભગવાન મને ભિખારી બનાવી આ દુનિયાની બજારમાં એકલો છોડી દેશે તો પછી હું કઇ મૂડી લઇને મારા સૌભાગ્યનો રાજમહેલ ઊભો કરી શકવાનો?'

એનું મન કડવું થઈ ગયું. પોતાની દુર્બળતા ઉપર તેને ભયંકર ઘૃણા છૂટી—'એક આટલીક ભૂલ મેં ન કરી હોત!' એવું તેને થયા જ કરવા લાગ્યું!

ખૂબસુરત પાપનું, મોહથી અંધ બનીને માણસ એક પળને માટે વરણ કરી લે છે, અને તેને ખબર પણ ન પડે તેવી રીતે તેના જીવનનાં તમામ બારણાં એ પાપને માટે એ ઉઘાડાં કરી દે છે. જે અશુભ પળે એ પાપની આગળ પોતાનું સમર્પણ કરી બેસે છે, તે વખતે તેને સૂઝતું યે નથી કે આ કૃત્યનું મૂલ્ય તેણે જીવનભર દીધા કરવું પડશે, અને તેની મલિનતાથી એનું સમસ્ત જીવન પ્રત્યક્ષ અને પરોક્ષ ભાવે મલિન બની જશે. પરંતુ સોયની અણી જેવા છિદ્રદ્વારા પાપનો પ્રબળ પ્રવાહ પ્રવેશ કરીને સમસ્ત જીવનને કલ્પનામાં પણ ન આવે એવી રીતે ઢાંકી દે છે. જીવનની એક પણ પળ તેના પ્રભાવમાંથી પછી મુક્ત રહી શકતી નથી. આજે મેઘનાદે તેનો રૂવે રૂવે અનુભવ કર્યો.

મનોરમા જ્યારે પહેલવહેલી તપાસ અર્થે તેની પાસે આવી હતી ત્યારે મેઘનાદના મનનું પાપ પહેલું દેખાયું હતું. જેલખાનામાં જ્યારે તે મનોરમાને મળ્યો ત્યારે તેણે તેને અપનાવી લીધી હતી. તે દિવસે મેઘનાદના જીવનનો સહજ સરળ માર્ગ બંધ થઈ ગયો હતો. તે પછીથી તે ધર્મમાર્ગે પહેલાંના જેવી અખૂટ હિંમતથી ચાલી જ શક્યો નહોતો—ચાલવાની શક્તિ તે ગુમાવી બેઠો હતો. અન્યાયની સામે ઝઝૂમવાની એની અદમ્ય ધગશ અને શક્તિને એણે તે દિવસે તીલાંજલિ આપી દીધી હતી અને તે દિવસથી એનું આખું જીવન, તેની આ દુર્બળતાને લીધે અર્થવગરનું, દમ વગરનું બની ગયું હતું.

મેઘનાદ પોતાના જીવનમાં પાપનું આ વજ્રબંધન ખૂબ તીવ્રપણે અનુભવી રહ્યો હતો. હજી પણ એ પાપ એના મનની

અંદર દબદબાપૂર્વક વિરાજમાન થઈ રહેલું હતું એમ એને લાગ્યું. હજી પણ, આ ભયંકર દુર્દશાનો સંભવ નજરે જોવા છતાં પણ એનું મન એકાંતમાં મનોરમાની સાથે અભિસારવૃત્તિ ખેલે છે. આ જોઇ તેને ક્રોધ ચડયો, પરંતુ એ દુર્બળતા તે મનમાંથી દૂર કરી શકયો નહિ. મનોરમાની કલ્પના, તેનું નામ માત્ર તેના મનની અંદર અજવાળું પાથરી દે છે, તેના લોહીમાં નૃત્ય માંડી દે છે એવો અનુભવ થતાં તેમાં તેને પોતાની ખૂબ હીનતા દેખાઇ; પરંતુ તે મનને રોકી રાખી શકયો નહિ. માત્ર આટલું જ થયું છે એમ નહિ. મનોરમાને જોઇ તે પહેલાં તે નારીમાત્ર તરફ પવિત્ર ભક્તિભાવ પૂર્વક જોતો હતો, પરનારીને મા સમજી પૂજતો હતો. પરંતુ પાપનો આ પ્રથમ સ્પર્શ થતાં જ તેનું મન કાદવિયું બની ગયું હતું. હવે પરનારી પ્રત્યે પહેલાંની એની અમલિન શ્રદ્ધા સહજભાવે જાગી ઊઠતી નથી એવું એ ઘણા વખતથી અનુભવી રહ્યો હતો--અને અનુભવીને ક્ષુબ્ધ બની ગયો હતો.

તેને થયું, મારા અપરાધનું શું એવું કોઇ પ્રાયશ્ચિત નથી જેથી મારો ભૂતકાળ બધો એકદમ ધોવાઇ જાય અને ભવિષ્ય નિષ્કલંક બની શકે! જાણે એને કોઈએ કાનમાં જવાબ દીધો: "છે." પ્રાયશ્ચિત છે અને તે ખૂબ સહેલું અને સરળ છે, તારા મનનું પાપ છુપાવીને તું જે ખોટો આત્મસંતોષ અને સુખ ભોગવી રહ્યો છે, તે પાપ જો તું હિંમત કરીને કબૂલ કરી લે, તારા તમામ વર્તમાનનો પરિત્યાગ કરીને આનંદપૂર્વક સજા માગી લે તો તારું પ્રાયશ્ચિત પૂરું થશે, તારા જીવનનું કલંક ધોવાઈ જશે. પરંતુ એ હિંમત તારામાં કયાં છે? એવો ભારે ત્યાગ રાજીખુશીથી માથે ચડાવવાની ઉદારતા તારામાં કયાં છે?

પરંતુ આ શબ્દો તેના મનમાં ખૂંપી ગયા. તે વિચારવા લાગ્યો: જો સેશન કોર્ટમાં જઇને મારી પહેલાંની સાક્ષી પાછી ખેંચી લઇને જે સાચેસાચું છે તે હું કહી દઉં, અને કબૂલ કરી લઉં કે મનોરમા પરના દુષિત પ્રેમને વશ થઇ મેં જૂઠી સાક્ષી આપી હતી તો શું થશે? આનો વિચાર કરતાં તેનું લોહી

ગરમ થઇ ગયું, પ્રાણુમાં ઉત્સાહ આવ્યો, કોઇ જાણે તેને કહી ગયું કે 'આ મુક્તિનો માર્ગ છે !'

પરંતુ વળી તે હિસાબ ગણુવા બેઠો. જૂઠી સાક્ષી આપવા માટે વખતે મારે જેલમાં પણુ જવું પડે. મારી પ્રતિષ્ઠા સાવ ખલાસ થઇ જવાની. આજે હું દેશના મુગટ સમા મહાપુરુષોની સાથે બેઠક રાખી શકું છું તે બધું બંધ થઈ જવાનું. સૌ મારા તરફ તિરસ્કારથી જોશે. મારું ભાવિ જીવન નભાવવું ખૂબ મુશ્કેલ થઈ પડશે. આખી જિંદગી કદાચ ક્ષુદ્રાદપિ ક્ષુદ્ર બનીને અભાવ અને કષ્ટની સામે લડવામાં જ વીતાવવી પડશે. આ જ લગી સેવેલાં મહત્ત્વાકાંક્ષાનાં સ્વપ્નાં ખલાસ થઇ જશે.

અને, ખૂબ સંભવિત છે કે મનોરમાને ફાંસીની સજા થાય ! આ વિચાર આવતાં મેઘનાદને એક અજબ શાંતિનો અનુભવ થયો. હવે તેને ખબર પડી હતી કે મનોરમાની સાથે મારું જીવન ગુંથાઇ જવાને લીધે જ મારું બંધન વધારે સખત બની ગયું છે. મારા પાપકર્મની સફળતા એ જ મારી સૌથી મોટી સજા થવાની છે. જો મારી જૂઠી સાક્ષીના પ્રતાપે મનોરમા છૂટી જાય તો મનોરમાની ભવિષ્યની જવાબદારી મારે લીધા વગર ચાલવાનું જ નથી,—મનોરમા મારા ખભા પર ચડી બેસવાની,—વખતે એની સાથે મારે લગ્ન પણુ કરવાં પડે. એની સાથે લગ્ન કરું એટલે પછી મારા તમામ ભવિષ્યનાં સ્વપ્નાંને ખલાસ કરી નાખવાં પડે એ દીવા જેવું સ્પષ્ટ છે. તેથી હવે તો મારા પાપની નિષ્ફળતા જ મારે જોઇએ—મનોરમાને છોડવવા માટે હવે હું લેશમાત્ર વ્યાકુળ નથી.

પરંતુ કેવળ મનોરમા જ નહિ, હું સાચું બોલું તેથી સુનીતિ પણુ દુઃખમાં આવી પડવાની. સુનીતિની જૂઠું બોલવાની ઇચ્છા નહોતી, પણુ મેં જ તેને સમજાવીને તેની પાસે જૂઠું બોલાવ્યું છે. આજે જો હું ખુલ્લે દિલે સાચી વાત કબૂલ કરી આવું, તો સુનીતિનો ગુનો પણુ સાબિત થઇ જાય. એ જીવનભરની દુઃખી સ્ત્રીને આવી

રીતે વધુ દુઃખી કરવાના કારણરૂપ બનવું પડે એ વિચારથી મેઘ-નાદ ધ્રૂજી ઊઠયો. તેને ખબર પડી કે પાપના આ બંધનમાંથી મુક્ત થવાનો રસ્તો એકદમ સહેલો કે સરળ નથી.

મેઘનાદ વિચાર કરવા લાગ્યો. આ વિચારોની ધક્કામુક્કીમાં એનાં ભાવિનાં સ્વપ્નાં તો કયાં ય અદૃશ્ય થઇ ગયાં.

બીજી એક ઘટનાથી તેનું વિચારજગત આથી યે વધારે ગૂંચવાયું થઈ ગયું.

× × ×

જે દિવસે તે મયમનસિંહ સાક્ષી આપવા જવાનો હતો તે જ દિવસે સવારે ઓચિંતાનું પોલિસોનું ધાડું બોટએલ કંપનીના દવાખાનામાં તપાસ માટે આવી પહોંચ્યું. તપાસ શરૂ થઇ. પિકરિક અને નાઇટ્રિક એસિડની ચોરીના ખબર મહાદેવબાબુએ પોલિસને આપ્યા નહોતા, પરંતુ પોલિસને એ ખબર મળી હતી એવું મેઘનાદ સમજી ગયો. તે ઉપરાંત, પહેલાં પણ એક દીવસ બીજી જગાએથી પિકરિક અને નાઇટ્રિક એસિડ મંગાવવામાં આવ્યો હતો એ વાતની પણ પોલિસને ખબર હોય એવું લાગ્યું. પોલિસે ખૂબ બારીકીથી બધી તપાસ કરી.

મેઘનાદને પળે પળે એવું થયા કરતું હતું કે પોલિસ મને જ બધી વાત પૂછશે અને મારે બધી બિના કહી નાખવી પડશે. તે તીવ્ર વેગથી વિચારવા લાગ્યો. તેને સાફ સાફ માલૂમ પડયું કે જો અત્યારે જ હું બધી વાત સાચેસાચી કહી દઇશ તો મારી વાત કોઇ એકદમ માની લેવાનું નથી, અને મારા પોતાના જ શબ્દો પરથી બોમ્બના કેસમાં હું પકડાઇ એસું તેવો પૂરો સંભવ છે. એનો ભિરુ અંતરાત્મા આ કલ્પનાના ભયથી સુકાઇ જતો હતો. અને પોતાની અજાણમાં જ એ કાલ્પનિક પ્રશ્નોના ઉત્તર ઘડવા લાગી ગયો હતો. સાથે સાથે તેને પોતાની ઉપર ખૂબ જ ક્રોધ ચડતો હતો.

સત્યની આગળ સત્યનું રક્ષણ ન કરી શકવાથી તે પદે પદે છેતરાતો હતો એ જોઈ તે પોતાની અક્કલ હોશિયારીની પ્રશંસા કરી શકયો નહિ. તેને થયું કે આ બાબતમાં જો મેં પહેલેથી જ સરળ સત્યનો રસ્તો લીધો હોત તો આજે હું આ આફતમાં સપડાત નહિ. સત્ય તો પ્રગટ થવાનું જ છે, નિર્દોષ હોવા છતાં પણ હું સત્ય છુપાવવા ગયો એથી આ અસત્ય સજા ભોગવવા વારો આવ્યો છે. તેથી તેણે મનમાં મનમાં સંકલ્પ કર્યો કે બસ, હવે નહિ. જૂઠની સાથે તમામ લેણદેણ ચૂકતે કરી મારો ભવિષ્યનો રસ્તો હવે હું સાફ કરી લઇશ. થવાનું હતું તે થઇ ગયું છે, હવે કોઇ પણ કર્તવ્યને નામે હું જૂઠની સાથે સમાધાન કરવાનો નથી.

પરંતુ પોલિસે તેને કશું પૂછ્યું નહિ. તેઓ દુકાનના બધા ચોપડા વગેરે લઇ ગયા. તેમણે મહાદેવબાબુને કેટલાક સવાલ પૂછ્યા પરંતુ મેઘનાદને કશું યે પૂછ્યું નહોતું, તેના ઉપર કોઈ વહેમ હોવાનું ઇશારે યે જણાવ્યું નહોતું.

પોલિસના ગયા પછી મેઘનાદે નિરાંતનો દમ લીધો. સાથે સાથે તેને થયું કે હમણાં જ મેં પ્રતિજ્ઞા કરી છે કે સત્ય કદી નહિ છુપાવું, અને એટલામાં જ મેં એ સત્યનો ભંગ કર્યો છે. કારણ કે મેં પોલિસની આગળ સત્ય વાત જાહેર કરી નથી, અને તે જાહેર ન કરવી પડી એથી મને ઊલટો ઠીક સંતોષ પણ થયો છે. હાય રે મારા દુર્બળ અસત્યનિષ્ઠ અવિશ્વાસુ અંતરાત્મા !

આ બાબતમાં તે ખૂબ ગંભીરતાપૂર્વક પોતાના ભાવિનો વિચાર કરવા લાગ્યો. એ વિચારમાં ને વિચારમાં તે મયમનસિંહ જવા ઊપડયો.

× × ×

કેસની તારીખે મેઘનાદ શુષ્ક મુખે સેશન કોર્ટના વરંડામાં બેઠો હતો. તેણે આજે સંકલ્પ કર્યો હતો કે કશું છુપાવવું નહિ,

સાચી વાત કહી દેવી અને ગમે તે ભોગે જુઠાણાના આ બંધનમાંથી આ જન્મનું દેવું ચૂકતે કરવું.

પટાવાળાએ તેના નામની બૂમ મારી કે મેઘનાદ ધ્રૂજતે પગે આગળ વધ્યો. તેનું મુખ ખૂબ સૂકાઇ ગયું હતું. તેના હાથ પગ થર થર ધ્રૂજતા હતા.

પાંજરામાં ઊભા રહીને તેણે એક વખત જજ તરફ અને પછી જૂરી તરફ નજર કરી. તેણે જોયું તો મનોરમા વ્યગ્ર દૃષ્ટિએ તેની સામે જોઇ રહી હતી.

મેઘનાદના મનમાં તોફાન મચી ગયું. તેને થયું કે એને બચાવવાની આશા આપ્યા પછી આજે હું તેનું સત્યાનાશ વાળવા આવ્યો છું! હું ખરેખર આ ભારે નીચતાનું કાર્ય કરી રહ્યો છું. તે શરમથી નીચું જોઇ ગયો. ધરતી માગ આપે તો સમાઇ જાઉં એવું તેને લાગવા માંડયું. તેના પ્રાણનું તળિયું સુદ્ધાં આ ભયંકર પરીક્ષા વખતે ધ્રૂજી ઊઠયું, પરંતુ તેનો સંકલ્પ તૂટયો નહિ. તેણે જૂઠાણાનું દેવું ચૂકતે કરી પ્રાયશ્ચિત કરવાનું નક્કી કર્યું.

આ તરફ પબ્લિક પ્રોસિક્યુટરે કોર્ટને કહ્યું:

'આ સાક્ષીએ નીચલી અદાલતમાં આપેલી જુબાની રજૂ કરું છું. અમે હવે એની જુબાની લેવા માગતા નથી. આરોપીના વકીલ એમની ઊલટ તપાસ કરી શકે છે.'

આરોપીના વકીલે કહ્યું: 'હું આ સાક્ષીની ઊલટ તપાસ કરવા માગતો નથી.'

મેઘનાદ આ વાતચીતનો એક અક્ષરે સાંભળી શકયો નહિ. તે વખતે તે પોતાના જ વિચારમાં ડૂબેલો હતો. જ્યારે પટાવાળાએ તેને નીચે ઊતરવાનું કહ્યું, ત્યારે તે ચમકી પડયો; તેને શું કહેવું તે તેને સમજાયું નહિ.

પછી કારકુને કહ્યું: ' આપ નીચે ઊતરો. આપની જુબાનીની જરૂર નથી. '

યંત્રચાલિતની પેઠે મેઘનાદ પાંજરામાંથી નીચે ઊતરી આવ્યો. તેને આ બધું અસંભવિત જેવું લાગતું હતું.

મારી જુબાનીની જરૂર નથી! મારી ઊલટ તપાસ થઇ નહિ! દુનિયામાં મારા પાપની જાહેરાત થઈ નહિ! હવે હું છૂટી ગયો!—આ વિચારતાં તેનો જીવ ખૂબ પ્રફુલ્લ બની ગયો.

જે સદ્‌બુદ્ધિની પ્રેરણાથી આજે તે તમામ પાપોની કબૂલાત કરી તેની સજા માથે ચડાવવા તૈયાર થઇને આવ્યો હતો તે હજી પણ તેને કાનોકાન સંભળાવી રહી હતી કે ' પ્રાયશ્ચિત ન થયું, બંધન તૂટયું નહિ!' પરંતુ તાત્કાલિક આફતમાંથી મુક્ત થતાં તે એવો ઉત્કટ આનંદ અનુભવી રહ્યો હતો કે વિવેકના આ ક્ષીણ સ્વરથી તેને જરા પણ ઉદ્વેગ થયો નહિ. તે પ્રફુલ્લ હૃદયે પાછો ફર્યો.

તે જ દિવસે કેસ પૂરો થયો. કેસના અંતે જુરીના ફોરમેને કહ્યું; ' અમારી વિચારણામાં સતીશ અને તેનો નોકર નિર્દોષ ઠરે છે, મનોરમા ખૂનની ગુનેગાર છે.'

મનોરમાના મોં પરથી એકદમ લોહી ઊડી ગયું.

સૌએ ચિંતાતુર બની જજની સામે જોયું.

જજ સાહેબે જુરીનો અભિપ્રાય સાંભળી ભવાં ચડાવ્યાં. પછી ભવાં સંકોચી તેઓ કેટલીય વાર સુધી કેસની ફાઇલ ઊથલાવી રહ્યા. લગભગ અડધો કલાક ફાઇલ તપાસ્યા પછી તેમણે ચુકાદો આપ્યો કે મને પૂરેપૂરો વહેમ છે કે સતીશ જ આ હત્યાકાંડનો મુખ્ય ગુનેગાર છે. પરંતુ રજૂ થયેલા પુરાવા પરથી, જુરીનો અભિપ્રાય ભૂલભરેલો છે એવું હિંમતપૂર્વક કહી શકાય નહિ. તેથી હું જુરીના અભિપ્રાય સાથે સંમત થઇને સતીશ અને એના નોકરને નિર્દોષ જાહેર કરું છું.'

મનોરમા સંબંધી જજે કહ્યું કે એ આ હત્યાકાંડમાં સંડોવાયેલી છે એમાં કંઇ સંદેહ નથી, પરંતુ એણે ગૌણ ભાગ ભજવ્યો હોવાનો વધારે સંભવ છે. તેમણે જુરીનો અભિપ્રાય સ્વીકારીને મનોરમાને જિંદગીભરની કાળાપાણીની સજા કરી.

હુકમ સાંભળીને સતીશ પ્રફુલ્લ હૃદયે પાંજરામાંથી ઊતરી પડયો. મનોરમા ચીસ પાડીને કંઈક બોલવા જતી હતી—પોલિસ કોન્સ્ટેબલ તેને ધક્કો મારી ઠેલીને લઇ ગયો.

: ૧૯ :

મેઘનાદે એ જ દિવસે કલકત્તા પાછા આવવા વિચાર્યું હતું; એવું નક્કી કરીને જ તે કલકત્તાથી નીકળ્યો હતો. અહીં આવ્યા પછી પણ સવારે તેણે તે ઠરાવ પાકો કર્યો હતો.

પરંતુ અદાલતમાંથી જ્યારે તે ડાકબંગલામાં પાછો ફર્યો ત્યારે તેનું મન ઢચુપચુ થવા લાગ્યું. એક વખત મનોરમાને મળી લીધું હોય તો? મળવાની મારી ફરજ છે! મનોરમા મારા વિશ્વાસે બેઠી છે, અને મેં પણ તેને વિશ્વાસ આપ્યો છે. તેને મળ્યા વગર જાઉં તો વિશ્વાસઘાત કર્યો કહેવાય.

આમ તેણે મન મનાવ્યું. એનું હૃદય પહેલેથી જ આવો ઠરાવ કરીને બેઠું હતું, અને આ ઠરાવની પાછળ કંઇક હેતુ હતો એ વાત દબાવી દેવાની એણે કોશીશ કરી; પરંતુ તોયે તેના મનના ખૂણામાંથી માથું ઊંચું નીચું કરી સત્ય તેને ગભરાવવા લાગ્યું.

એટલે મેઘનાદ તે દિવસ ત્યાં રોકાઇ ગયો. મનોરમાને સજા થયાનું જ્યારે તેણે સાંભળ્યું ત્યારે તે રોકાઈ જ પડ્યો.— આવી સ્થિતિમાં મનોરમાની અપીલની કાંઇ વ્યવસ્થા કર્યા વગર તે કેવી રીતે જઈ શકે?

હવે તે વિચારવા લાગ્યો કે કેવી રીતે, કયે રસ્તે મનોરમાને મળી શકાય! એટલામાં જેલમાંથી એક વૉર્ડરે આવી તેના હાથમાં એક કાગળ મૂક્યો—તેમાં લખેલું હતું કે મનોરમા પોતાની અપીલ સંબંધમાં તેને મળવા માગે છે; અને જેલર સાહેબે મેઘનાદને બીજે દિવસ સવારે આઠ વાગે મળવાનો ટાઇમ આપ્યો છે.

મેઘનાદ તરત જ પોતાના વકીલ મિત્ર જગદીશબાબુની સાથે અપીલ સંબંધમાં મસલત કરવા લાગી ગયો.

× × ×

સાંજે મુકામે પાછા આવતાં તેણે જોયું તો જતીન સુનીતિની સાથે તેના આવવાની રાહ જોતો બેઠો હતો. તેમની સાથે સુનીતિના ત્રણ છોકરા હતા. મોટા બે છોકરાઓને તે તેમની દાદીમાની પાસે ઘેર મૂકીને આવી હતી.

સુનીતિએ કહ્યું: 'ભાઈ, હવે મારું શું થશે? મને ખૂબ બીક લાગે છે, ભાઈ!'

મેઘનાદ માથે હાથ દઈ વિચાર કરવા લાગ્યો.

છેવટે તે બોલ્યો: 'તમે જતીનની સાથે જાઓ. હુસેનમિયાં તમારા પિતાના મિત્ર છે, તેઓ તમને સાચવી શકશે. વળી મને નથી લાગતું કે સતીશબાબુ હાલ તુરત જ તમારા ઉપર કંઈ જુલમ કરવાની હિંમત કરી શકે."

'તમે તેમને નથી ઓળખતા, બાબા! જેલમાંથી છૂટતાં જ તેઓ સીધા અમારા મુકામ પર આવ્યા હતા, અને મને કહી ગયા છે કે કાલ સવારની ગાડીએ જ હું તને લઈ જવાનો છું. એ લઈ ગયા વગર નહિ રહે—અને ત્યાં ગયા પછી મારા ધડ પર માથું રહેવાનું નથી અને આ છોકરાંની શી દશા થશે એ તો ભગવાન જાણે.'

બોલતાં બોલતાં સુનીતિ રડી પડી.

મેઘનાદે લાંબો વિચાર કર્યા પછી જવાબ દીધો: 'જુઓ મા, તમે એમ ડરો નહિ, માથા પર ભગવાન છે. ગમે તેવો મોટો પાપી હોય તે પણ ભગવાનથી ડરે છે. જેવી રીતે છોકરાંનાં મોં સામું જોઈને આટલા દિવસ કાઢ્યા છે, તેવી રીતે હવે જિંદગી પૂરી કરો, મા. તેમ છતાં મને ખૂબ જ વિશ્વાસ છે કે ભગવાન તમારા પતિને સદ્બુદ્ધિ આપશે, અને તમે દુ:ખી નહિ થાઓ.'

'તમારા મોંમાં સાકર, બાબા! એવું થાય તો હું ખૂબ રાજી થઈશ, પણ મારું મન માનતું નથી. મને તો માત્ર એવું જ લાગ્યા કરે છે કે કોઈ દિવસ હું ઊંઘતી હોઈશ, અને પેલી દવા સુંઘાડી એ મને મારી નાખશે.'

મેઘનાદનો જીવ થથરી ઊઠયો. તેને બીક લાગી કે પોતે સુનીતિને પતિને ઘેર પાછી જવાનું કહીને તેને મોતના મોંમાં ધકેલી રહ્યો છે. હવે સુનીતિને ઉત્સાહ કે ઉપદેશ આપવાની એની છાતી ચાલી નહિ. તેમ છતાં કોઈ રસ્તોયે એને સૂઝયો નહિ.

બે હાથમાં માથું પકડી મેઘનાદ વિચારમાં પડી ગયો.

સુનીતિ અને મેઘનાદ ઘરની અંદર બેઠાં બેઠાં વાતો કરતાં હતાં, અને જતીન બહાર ઓસરીમાં બેઠો હતો. એટલામાં ઓચિંતો સતીશ હાથમાં લાકડી ઘૂમાવતો ત્યાં આવી પહોંચ્યો.

સતીશને બહારથી જોતાં જ જતીન અંદર દોડી આવ્યો. તેની પાછળ સતીશે પણ અંદર પ્રવેશ કર્યો.

સતીશ અંદર આવીને થોડી વાર મૂંગો ઊભો રહ્યો અને ક્રોધભરી નજરે સુનીતિ અને મેઘનાદની સામે જોઈ રહ્યો. એના હોઠ કાંપવા લાગ્યા. સુનીતિ સફાળી ઊભી થઈ જઈ ઓરડાના એક ખૂણામાં જઈને ભરાઈ ગઈ.

જતીન પાછલા દરવાજેથી બહાર નીકળી ગયો.

મેઘનાદ આ સ્થિતિમાં મૂઢ બની ગયો. આવે વખતે શું કરવું કે શું બોલવું કશું જ તે નક્કી કરી શકયો નહિ. તેને મજબૂત રીતે એવું લાગવા માંડયું કે આવી રીતે સુનીતિની સાથે પોતે વાતો કરે એ બહુ ખરાબ કહેવાય. આનો ખ્યાલ આવતાં તેનો જીવ સળગી ઊઠયો. તેને ભયંકર ક્રોધ ચડયો, પરંતુ એનું કારણ તે ચોક્કસપણે નક્કી કરી શકયો નહિ. સતીશની આંખમાંથી કોઈ તીવ્ર આક્ષેપ વરસી રહ્યો છે એવું તેને લાગ્યું; અને તે અન્યાયી આક્ષેપને લીધે તે સળગી ઉઠયો. પરંતુ સતીશ કશું

બોલ્યો નહિ, માત્ર જોઈ જ રહ્યો હતો. આ દષ્ટિનો સામનો કઇ રીતે કરી શકાય તેની તેને સમજ પડી નહિ.

આવી રીતે કેટલોક સમય ગયા પછી તેણે નક્કી કર્યું કે આ સંજોગોમાં મારે મનને ખૂબ જ શાંત રાખવાની સૌથી પહેલી જરૂર છે. નહિ તો ગુસ્સાના આવેશમાં હું કંઇક એવું કરી બેસીશ જેથી સુનીતિનું સત્યાનાશ વળી જાય અને મારે પણ આખી જિંદગી પસ્તાવો કર્યા કરવો પડે.

તેથી તેણે મગજ ઠંડુ રાખવાનો પ્રયત્ન કર્યો.

સતીશ કરડી આંખે સુનીતિની તરફ જોઇ છેવટે બોલ્યો: 'ચાલ.'

સુનીતિ ભયથી એકદમ સંકોચાઇ ગઇ હતી. તેનું મોં કાગળના જેવું ફિકકું થઇ ગયું હતું. હમણાં જ મારે કમોતે મરવું પડશે એવી આશંકાથી તેનું હૃદય થરથર ધ્રુજતું હતું. સતીશની વાત સાંભળી તેણે ભયભીત નજરે મેઘનાદની સામે જોયું, મેઘનાદે પણ તેની સામે જોયું. ત્રણે છોકરાં ફાટી આંખે માનો હાથ પકડી બાપની સામે જોઇ રહ્યાં.

સુનીતિ હાલી ચાલી નહિ.

સતીશ ઘાંટો પાડી બરાડયો: 'ચાલ, નીકળ!'

વળી થોડી વાર કોઇ કંઇ બોલ્યું નહિ.

પછી સુનીતિ ધીરે ધીરે પતિ તરફ આગળ વધી—મોતની સજા પામેલો ગુનેગાર જેવી રીતે અધમૂઓ બની ફાંસીના માંચડા ભણી જાય તેવી રીતે સુનીતિ આગળ વધી—તેનું આખું શરીર તે વખતે મોહાચ્છન્ન જડ વ્યક્તિની પેઠે સતીશની દષ્ટિ દ્વારા ચલાવાઇ રહ્યું હતું.

તે વખતે મેઘનાદની ચમક ભાંગી.

તે બોલ્યો: 'સતીશબાબુ, જરા શાંત થઇને બેસો તો ખરા. આટલા વ્યાકુળ શા સારુ થાઓ છો?'

સતીશે એક કાતિલ નજર મેઘનાદ ઉપર ફેંકી, પણ કંઇ જવાબ દીધો નહિ.

મેઘનાદ જરા હસીને બોલ્યો: 'સતીશબાબુ, તમને છોડાવવામાં મેં પણ કંઇક મદદ કરી છે, એ માટે તમારે મારો થોડોક ઉપકાર માનવો જોઇએ.'

સતીશ ભવાં ચડાવી એક વિકટ હાસ્ય કરી બોલ્યો: 'ધન્યવાદની તમે રાહ જોઇ છે તે! હું નજરે જોઉં છું તો, મારી બૈરી પાસેથી અઢારે આની ઋણ વસૂલ કરી લીધું છે!'

આમ કહી સુનીતિનો હાથ પકડી તે મેઘનાદની તરફ આગળ વધ્યો.

સતીશના શબ્દો સાંભળી એક પલકમાં મેઘનાદનું બધું લોહી તેના મગજમાં ચડી ગયું. તે ગુસ્સે થઇ બોલી ઊઠયો: 'Scoundrel! બદમાશ!'

સતીશ પાછો ફરીને ઊભો.

સુનીતિ જોરથી પોતાનો હાથ છોડાવી લઈ બોલી: 'દૂર હટો! હવે જો હું તમારો પડછાયો પણ લઉં, તો મારા બાપની બેટી નહિ!'

મેઘનાદ બોલ્યો: 'હમણાં જ તમે અહીંથી જતા રહો—અક્કરમી, બેશરમ, નીચ!—બહાર નીકળ, કહું છું.'

સતીશે ગુસ્સાથી ધૂવાંપૂંવાં થઇ જઇ પોતાની લાકડી ઊઠાવી મેઘનાદ ઉપર હુમલો કર્યો.

સતીશ શરીરે મજબૂત નહોતો, વળી લાંબો વખત જેલમાં રહેવાથી તે ખૂબ નબળો પડી ગયો હતો.

સામો મેઘનાદ બળવાન યુવક હતો. મેઘનાદે એક પલકારામાં સતીશના હાથમાંથી લાકડી પડાવી લઈ ફેંકી દીધી, અને તેને પકડમાં લઇ એક ઠોકરે પરસાળમાં ધકેલી દીધો, અને પછી એક ધક્કો મારી એકદમ નીચે ઊતારી દીધો.

ક્રોધે ભરાયેલો, ઘવાયેલો, અપમાન પામેલો સતીશ રોષથી બબડતો બબડતો મેઘનાદની સામે થોડી વાર જોઇ રહ્યો, પછી ગમે તેમ બબડતો ચાલ્યો ગયો.

સતીશના ગયા પછી, મેઘનાદ અંદર જઈ બે ય હાથે માથું પકડી એક આરામખુરશીમાં બેસી પડ્યો. સુનીતિ પણ જમીન પર બેઠી બેઠી આંસુ લૂછવા લાગી.

સતીશ જતો રહ્યો છે જોઇ જતીન ગુપચુપ અંદર આવી ખાટલા ઉપર બેસી રહ્યો.

થોડી વાર કોઈ કંઇ જ બોલ્યું નહિ.

થોડી વાર પછી મેઘનાદે સુનીતિને કહ્યું : 'તમે મને જરા કહેવડાવ્યું હોત તો હું તમારા મુકામે આવી જાત. તમે અહીં આવ્યાં તે મોટી ભૂલ કરી છે.'

સુનીતિ નીચું જોઇ રોવા લાગી. તેને પણ લાગતું હતું કે મોટી ભૂલ થઈ ગઈ છે. આજે એ જે ભૂલ કરી બેઠી છે તેને ધોઈ કાઢવાનો વખત તેને જીવનભર મળવાનો નથી.



: ૨૦ :

બીજે દિવસે સવારે મેઘનાદ મનોરમાને મળવા માટે ગયો. મનોરમા તેની પાસે આવતાં જ રોવા લાગી. તે કશું જ બોલી શકી નહિ, માત્ર જમીન ઉપર બેઠી બેઠી રોવા લાગી.

શું બોલવું તે મેઘનાદને સૂઝયું નહિ.

બહુ વાર સુધી ચૂપ બેસી રહ્યા પછી મેઘનાદે કહ્યું: ‘રડ મા!’

તોયે મનોરમા તો રડવા જ લાગી.

મેઘનાદ બહુ મુંઝવણમાં પડી ગયો. મનોરમાની સાથે વાત કરવાનો તેને બહુ જ થોડો સમય આપવામાં આવ્યો હતો, તે જો આવી રીતે પસાર થઇ જાય તો પછી કામની વાત ક્યારે થવાની?

તેથી તેણે મનોરમાનું મોં ઊંચું કરી તેની આંખો લૂછી નાખી કહ્યું: ‘રડ મા, છિ! હજી હાઇકોર્ટમાં અપીલ થઇ શકે છે, તું શું કરવા ચિંતા કરે છે?’

મનોરમા મોં ઊચું કરી મેઘનાદની સામે જોઈ રહી. મેઘનાદ તેની કાતર સુંદર મુખશ્રી જોઈ રહ્યો—આવી સ્ત્રી ખુની કેમ હોઇ શકે?

મેઘનાદના હૃદયમાં ખળભળાટ મચી ગયો.

મનોરમાને તેણે ખૂબ સમજાવી કે હજી હાઇકોર્ટમાં અપીલ બાકી છે! વકીલે કહ્યું છે કે તારી અપીલમાં ખૂબ જોર છે. હાઇકોર્ટમાં સારા વકીલને રોકવામાં આવશે તો તું ચોક્કસ છૂટી જશે. તારે હવે માત્ર જેલર બાબુની પાસે જઈ બે કાગળિયાંમાં સહીઓ કરવાની છે. હું તારા વકીલની પાસે તે લખાવી લાવ્યો છું.’

મનોરમા બોલી: 'હું મરી જાઉં તો નિરાંત થાય. મુઆ જજે મને ફાંસીની સજા કેમ ન કરી? તમારી આ દુર્દશા મારાથી સહન થતી નથી.'

મેઘનાદ હસીને બોલ્યો: 'આમાં વળી દુર્દશા શી છે? ખરું કામ કરવાનું તો મારે હજી બાકી છે.'

'બાકી જ છે તો! વળી પૈસા ખરચ કરવા પડશે. મારી ખાતર તમે શું કરવા આટલા બધા ખરચમાં ઊતરો? હું કોણ તમારી?'

મેઘનાદ આ સવાલનો જવાબ દેવા તૈયાર નહોતો. વાત ઊડાવવા તેણે કહ્યું: 'વારુ, એ બધી વાતો પછી થશે. હમણાં તો ચાલ, તું પેલી સહીઓ કરી નાખ!'

આમ કહી તે ઊઠયો.

બારણાની સામે ઊભેલા વૉર્ડરે આ વખતે તેમના ભણી પૂંઠ ફેરવી.

મનોરમા પણ ઊભી થઈ, પરંતુ તે આગળ વધી નહિ.

તે બોલી: 'મારો તમારો આ છેલછેલ્લો મેળાપ લાગે છે.'

મેઘનાદ બોલ્યો: 'પગલી! એવું તે કદી હોય? તને હું જરૂર છોડાવી આણીશ.'

મનોરમા આવેગપૂર્વક મેઘનાદનો હાથ જોરથી દાબી બોલી: 'ના, હવે મેળાપ નથી થવાનો—જિંદગીમાં છેલછેલ્લી વાર—'

આગળ તે કાંઈ બોલી નહિ, માત્ર તૃષિત નજરે મેઘનાદના મોં સામે જોઈ રહી.

તે પછી મેઘનાદના મનમાં ભયંકર ઉથલપાથલ મચી ગઈ. તેના મનમાં શું આવ્યું અને તેણે શું કર્યું તેની તેને કંઈ જ સમજ પડી નહિ. એક આંધળા નશામાં બેભાન બની તેણે મનોરમાને છાતી સરસી ખેંચી લીધી અને તેને ચુંબન કર્યું. મનોરમાએ પણ તેને ચુંબન કર્યું.

મેઘનાદના માથાથી તે પગ સુધી જાણે કોઇ વીજળીનો પ્રવાહ પ્રસરી ગયો, અને બીજી જ પળે તેણે તેના શરીરને અને મનને મૂઢ કરી નાખ્યાં.

જ્યારે તેનું ભાન પાછું આવ્યું, ત્યારે લજ્જાથી અને ઘૃણાથી તેનું મન છવાઇ ગયું, તેની છાતીમાં બેસીને કોઇ જાણે તેના હૃદયને ખણીખોતરીને ફેંકી દેવા લાગ્યું.

× × ×

જેલરની રૂબરૂ વકીલાતનામામાં અને અપીલની અરજીમાં સહી કરાવી મેઘનાદ તે લઇને જગદીશબાબુને ઘેર ગયો.

જગદીશબાબુ અસીલોથી વીંટળાઇને બેઠા હતા. મેઘનાદને જોઇ એકદમ ઊભા થઇ જઇ તેઓ તેને બાજુની ઓરડીમાં લઇ ગયા.

મેઘનાદને બેસાડી તેમણે પૂછ્યું : 'કેમ રે, શું થયું છે આ બધું? આજે તો સતીશબાબુ અહીં આવીને કેટલાયે અસીલોના સાંભળતાં તારા નામ પર ફાવે તેમ બોલી ગયા. એની સ્ત્રી ક્યાં છે? શું થયું છે?'

મેઘનાદ આભો બની ગયો.

સતીશ પોતાની સ્ત્રી સંબંધમાં મેઘનાદને આવી રીતે બદનામ કરશે, એવી તો એણે કલ્પના પણ કરી નહોતી. તેણે જગદીશને બધી બિના અથથી ઇતિ કહી સંભળાવી.

જગદીશે કહ્યું : 'ગમે તેમ પણ ભૂલ તો થઇ છે. આ વિષે હવે વધારે ચોળાચોળ કરવાથી ફાયદો નથી, માટે તું સમજાવી પટાવીને સતીશની સ્ત્રીને એની સાથે મોકલી દે. નહિ તો બદનામીનો પાર નહિ રહે. સતીશ તારા નામે ફરિયાદ કરવા આવ્યો હતો. મેં ખૂબ સમજાવીને હમણાં તો તેને ઠંડો પાડ્યો છે. તેની સ્ત્રીને તું મારે ઘેર લઇ આવ, હું બધું પતાવી દઉં છું.'

•

મેઘનાદ સમજ્યો કે જગદીશે સતીશની વાત સોળે આના માની લીધી છે. તેથી તેને ક્રોધ ચડયો.

પરંતુ ક્રોધને દાબી તે બોલ્યો: 'પરંતુ હું કેવી રીતે તેમને મોકલી દઉં? તેઓ તો અહીં નથી. કાલે રાતે જ ઢાકા જતાં રહ્યાં છે.'

'તો તો વાત ભારે બની ગઇ છે. વારુ, તું એમને તાર કરી અહીં ન બોલાવી શકે?'

મેઘનાદે કહ્યું: 'ધારો કે કદી બોલાવી શકું, તો પણ એવું કરવાનું મારે કાંઇ કારણ? સતીશની સાથે એની સ્ત્રીને આજે મોકલવી એનો અર્થ જ એ થાય છે કે એને મોતના મોંમાં ધકેલી દેવી. હું શું કરવા એ ખૂનની જવાબદારી માથે લેવાનું કરું?

જગદીશે ધીરભાવે કહ્યું: 'ગાંડો થયો શું? આટલી માથે વીત્યા પછી એના ઉપર કંઇ જુલમ કરવાની શું એ હિંમત કરશે એમ તું માને છે? અને તેમ છતાંયે જો એ કરે તો એનો ઉપાય શો છે? સતીશની પાસે નહિ જાય તો એ કયાં જઇને ઊભી રહેશે? ખાશે શું? એને પાંચ તો છોકરાં છે, એ બધાંને રસ્તા પર ભીખ માગવી પડશે.'

મેઘનાદે કહ્યું: 'મને જો કોળિયો ધાન મળી રહે છે તો એમને પણ મળશે.'

જગદીશ મંદ હાસ્ય કરીને બોલ્યો: 'અત્યારે એવું ભલે લાગે, પણ ઝાઝા દિવસ એ ભાવ નહિ ટકે, અને વળી તારે તારા જીવનના આરંભમાં જ આવો કોઇ બોજો હોંશ કરીને ગળે વળગાડવાની યે શી જરૂર છે?'

'બોજો જો ભગવાન માથે લાવીને નાખે તો હું શું કરું, કહો! સંજોગોના ભયંકર ચક્રમાં હું એવી જગાએ આવી પડયો છું કે ઇચ્છું તો પણ હું એમને કાઢી મૂકી શકું તેમ નથી.'

'તો તું એમને કબજે પણ રાખી શકવાનો નથી. સતીશ જો પોતાની સ્ત્રીનો કબજો મેળવવાની ફરિયાદ કરશે તો પછી તું કયે બહાને એને રોકી રાખી શકવાનો છે? પોતાની સ્ત્રીને લઈ જવાનો એને કાયદેસર હક્ક છે.'

છેલ્લા કેટલાક મહિનાના અનુભવથી મેઘનાદ કાયદાથી બીતાં શીખ્યો હતો. ફરિયાદ થવાનું સાંભળી તે જરા બી ગયો.

છેવટે ખૂબ વિચાર કરીને તેણે કહ્યું: 'હું મારા કર્તવ્યને વળગી રહીશ, તેનું પાલન કરવામાં મારી તમામ શક્તિ ખરચી નાખીશ. તમારો કાયદો જો એ પ્રમાણે નહિ કરવા દે, જો કાયદો એ લોકોને છોડી દેવાની મને ફરજ પડશે, તો પણ હું કર્તવ્યનું પાલન કરીશ.'

જગદીશ બોલ્યો: 'છોડી દીધા વગર તારે નથી જ ચાલવાનું, માટે પહેલેથી જ એનો વિચાર કરી જો. ખાલી બદનામ થવામાં ને અપજશ વહોરી લેવામાં શું ડહાપણ છે?'

મેઘનાદ ગંભીર બની નીચું જોઈ બોલ્યો: 'ના ભાઈ, કલંકની બીકે હું મારા કર્તવ્યમાંથી પાછો નહિ હઠું.'

'હું પણ કર્તવ્યની જ વાત કરું છું ને. તારી પોતાની તરફ તારી શું કોઈ જ ફરજ નથી? તારી પાસે મહત્ત્વાકાંક્ષા છે,—મહાન થવાની શક્તિ છે, સંસારનું બંધન નથી. મહાન થવાની તારામાં શક્તિ છે, તો શું મહાન થવાનું તારું કર્તવ્ય નથી? પરંતુ મહાન થવાની તારે માટે જે શકયતાઓ છે તે બધી, તું પારકી આફત માથે વહોરીને ખલાસ કરવાનું કરે છે! આ બાબતમાં તને રોકવો એ તારા મિત્રોની ચોક્કસ ફરજ છે.'

'એવો હિસાબ હું નથી કરી શકતો, ભાઇ!—હું તો નજર આગળ જે કર્તવ્ય જોઈ શકું છું, જે કર્તવ્ય મારા હાથમાં આવી પડયું છે, જેનો હું એક નપાવટ નીચતા બતાવ્યા વગર ત્યાગ કરી શકતો નથી, એ જ કર્તવ્ય હું તો કરવાનો. આવા ઝીણા હિસાબ કરતાં મને નથી આવડતા!'

'તું નથી સમજતો, મેઘનાદ, કે આમ બોલીને તું તારી કેટલીક ભૂલો કબૂલ કરે છે! તું જેને કર્તવ્ય કહે છે, તેને સૌ લંપટતા કહેશે; સુનીતિ જુવાન છે, તું જુવાન છે; તમારા સંબંધને કોઈ પવિત્ર આંખે નહિ જોઈ શકે અને લોકો જેવું સમજશે તેવી જ રીતે તમારી સાથે વર્તશે. તું તારું સન્માન, પ્રતિષ્ઠા, ખ્યાતિ બધાનો શા સારુ નાશ કરવા બેઠો છે? જેની ખાતર તું આટઆટલો ત્યાગ કરવા તૈયાર થઇ ગયો છે તે તને શું આપી શકનાર છે, અને એ શું આ ત્યાગને પાત્ર છે? એટલો તો વિચાર કરી જો.'

'બસ ભાઇ, આવી વાતો કરવાની હવે જરૂર નથી, મારે હમણાં જ ટ્રેન પકડવાની છે. આ સંબંધમાં હું તમને કાગળ લખીશ!'

આમ કહી મેઘનાદ ઊભો થઇ ગયો.

× × ×

સ્ટેશને પ્રહ્‌લાદબાબુનો ભેટો થયો. પ્રહ્‌લાદબાબુએ ભયાનક તોફાન મચાવી દીધું. ઓચિંતા આવીને મેઘનાદની સામે ઊભા રહી, ખૂબ ઘાંટા પાડીને તેમણે તેની સાથે બોલાચાલી શરૂ કરી દીધી. ખૂબ બૂમો પાડીને મેઘનાદે સુનીતિના કરેલા અપહરણ સંબંધી કંઇકંઇ સાચી ખોટી વાતો બહાર પાડી દઇને તેમણે તેને અકથ્ય ભાષામાં ગાળાગાળ કરવા માંડી.

ચારે બાજુ લોકો ભેગા થઈ ગયા.

ડોસાએ કરી મૂકેલી આ ધાંધલથી મેઘનાદ એવો મૂઢ બની ગયો, અને લોકોના સિસકારાથી તે એવો તો શરમથી મરવા જેવો થઇ ગયો કે એક અક્ષરે જવાબમાં કહ્યા વગર મૂંગો મૂંગો ડબામાં જઇને બેસી ગયો.

ગાડી ઊપડયા પછી મેઘનાદ વિચાર કરવા બેઠો. જગદીશની સાથે થયેલી વાતોમાં તેની હાલની દશાનું સ્વરૂપ તેની આંખો

આગળ ખૂબ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. તેને થયું કે હું ગળે પથરો બાંધી પાણીમાં તરવા પડયો છું. એક સ્ત્રી અને તેનાં ત્રણ છોકરાં મારી ડોકે બંધાયાં છે. એ બધાંને લઇને હવે મારે રીતસર સંસારી થઇને બેસવું પડશે. એ બધાંને ખવડાવવા પીવડાવવાનો અને ભણાવવા ગણાવવાનો ભાર વહન કરવા માટે જે રૂપિયા જોઇશે, તે પેદા કરતાં મારા માથાનો પરસેવો પગમાં ઊતરશે. અને વળી નાનાં માંદલાં છોકરાંની ઉપાધિઓનો કંઈ પાર નહિ રહે. એ બધાંની પાછળ હવે મારો એટલો બધો સમય જશે કે મને વિદ્યાચર્યા કે દેશસેવાનો વખત જ મળવાનો નથી. પેલે દિવસ બેઠો બેઠો હું કંઇકંઇ આકાશકુસુમો ગૂથતો હતો, તે બધાંને હવે એકદમ તીલાંજલિ આપી દઇ હવે મારે સંસારમાં ડૂબકી મારવી પડશે અને એ સંસારમાં મારે એકલાએ આખી દુનિયાની સામા લડવું પડશે.

સુનીતિની સાથેના તેના સંબંધને લોકો કઈ નજરે જોશે એ પ્રહ્લાદબાબુના દાખલા પરથી એને બરાબર સમજાઇ ગયું હતું. એટલે સુનીતિને લઈને રહેવાનું થાય તો પોતાનાં માન, સન્માન, પ્રતિષ્ઠા બધુંયે દરિયામાં પધરાવી દઇ કલંકનો બોજો માથે ચડાવીને એણે ઝૂઝવું પડવાનું એમાં જરાયે શંકા નથી. મિત્રો સંબંધીઓ સૌ તિરસ્કાર કરવાના. કોઇ પણ સન્માનના કાર્યમાં તે આગળ આવી શકવાનો નહિ એ પણ એટલું જ ચોક્કસ.

તેને પોતાના એક ઓળખીતાની વાત યાદ આવી. તેનામાં શક્તિ હતી, અને પ્રતિભા પણ હતી, પણ એક પતિતા નારીના પ્રેમમાં પડી તેણે પોતાનો સમાજ અને પ્રતિષ્ઠાનું ક્ષેત્ર છોડી દીધું હતું. આજે તે નિરાધાર, કોડી વિનાનો હતો. એ સ્ત્રી અને છોકરા છોકરીઓનું શું કરવું, કેમ પૂરું કરવું તેની સતત અકળામણમાં હતો. છેવટે પૈસાની ખાતર, એ જ બાઇના પેટે જન્મેલી છોકરીની પાસે વેશ્યાવૃત્તિ કરાવી શહેરના એક નીચ લત્તામાં એ રહેતો હતો અને મહા કષ્ટે દિન ગુજારતો હતો. મેઘનાદ

એક દિવસ તેની એ છોકરીની ચિકિત્સા કરવા ગયો હતો. ત્યાં જોયું તો એ જીર્ણશીર્ણ હાડપિંજર જેવો થઇને અમાપ ગરીબાઇ અને નિરાશામાં ડૂબેલો માથે હાથ દઇને બેઠો હતો.

મેઘનાદને થયું કે મારું પોતાનું નસીબ પણ મને આવે જ રસ્તે ખેંચી લઈ જઇ રહ્યું છે. માન, આબરુ, કીર્તિ, મિત્રોમાં માન પ્રેમ વગેરે જે કંઇ જીવનમાં તેને રમણીય લાગતું હતું તે બધુંયે તજી દઇને હવે મેઘનાદે આખીય જિંદગી સુનીતિ અને તેનાં છોકરાંની સેવા ચાકરી કરવા માટે કેવળ ગદ્ધાવૈતરું કરી મરવું પડશે.

ત્યાગના ગૌરવથી તે અત્યારે લેશમાત્ર પણ પ્રફુલ્લ બની શકયો નહિ. કર્તવ્યપાલનના ગર્વમાં અત્યારે તેની છાતી લગીરે ફૂલી ઊઠી નહિ. પોતાના આશાશૂન્ય, ઉત્સાહશૂન્ય જીવનની આ અનંત વેદનાએ તેને એકદમ મૂઢ બનાવી દીધો. આજે ઓચિંતાની તેને ખબર પડી કે આટલા દિવસ હું જે કર્તવ્ય-નિષ્ઠાની બડાઈ હાંકતો હતો અને ત્યાગના ગૌરવમાં મસ્ત રહેતો હતો, એની અંદર ઊંડે ઊંડે અમાપ મિથ્યાભિમાન અને અતુલ કીર્તિ-લાલસા રહેલી છે. જયારે જયારે મેં કંઇ ત્યાગ કર્યો છે ત્યારે દરેક વખતે આખું જગત તાળીઓના ગડગડાટથી મને વધાવી રહ્યું છે એવું સાંભળી મને તાન ચઢયું છે. કર્તવ્યને નામે મેં જે કંઇ થોડાઘણાનો ત્યાગ કર્યો છે તેની ખોટ લોકોની પાસે મળનારાં પ્રતિષ્ઠા અને શ્રદ્ધા દ્વારા પૂરી પડી જશે એવું હું મનમાં મનમાં અનુભવતો હતો; પરંતુ આજે જે કર્તવ્ય મેં ચાહીને માથે લીધું છે એમાં તો માત્ર ત્યાગ છે, પ્રતિષ્ઠા નથી, ખ્યાતિ નથી. જગત આ મારો ત્યાગ જોઇને તાળીઓથી વધાવવાનું નથી, ઊલટું જીવનભર મારે એક મિથ્યા પાયા વગરનું કલંક અને ભીષણ બદનામી તથા ઉપહાસ વેઠવાં પડવાનાં છે.

આ કલ્પનાથી તેનું મન પ્રફુલ્લ બન્યું નહિ. કર્તવ્ય-પાલનની પ્રતિષ્ઠામાંથી એ સ્ખલિત નહોતો થયો એ ખરું,

પરંતુ એ કર્તવ્ય એને ગદ્ધાવૈતરા જેવું લાગ્યું--એની કલ્પનાથી તે પ્રફુલ્લ બન્યો નહિ, એ કર્તવ્યની ખાતર આખી દુનિયાની સામે ઝઝૂમવાના ઉન્માદથી તે મસ્ત બન્યો નહિ. તે માત્ર ભગવાનની આગળ ફરિયાદ કરવા લાગ્યો: 'ભલા ભગવાન! મેં એવો તે શો અપરાધ કર્યો છે કે મારો વર્તમાન આવો કલંકિત અને મારું ભાવિ આવું અંધારુંઘોર બની જાય છે, અને મારે નસીબે આવી રીતે અફાટ સમુદ્રમાં આખી દુનિયાનાં પાપનો બોજો માથે લઈને તરવાનું આવે છે!'

છેવટે તેને થયું કે તેનું જેટલું અપમાન અને તિરસ્કાર થઈ રહ્યાં છે તે બધાંને યે તે લાયક છે. સુનીતિના સંબંધમાં જે ખોટું કલંક તેના માથા પર આવી પડ્યું છે તે મનોરમાના સંબંધમાં પૂરેપૂરી સારી રીતે તેને લાગુ પડી શકે છે. આ વિચાર આવતાં તેનું મન કાળું શાહી થઈ ગયું, પોતાની નિર્બળતા અને હીનતા જોઈ એનું મન નિરાશાના અંધકારમાં ડૂબી ગયું. આજે હું કેટલી બધી નીચતા કરી બેઠો છું, વોર્ડરની આંખમાં ધૂળ નાખી કેવું ભારે સાહસ કરી બેઠો છું એનો વિચાર કરતાં તેને પોતાના ઉપર ખૂબ જ ઘૃણા જન્મી.—આ નિર્બળતા હું કદી પણ જીતી શકવાનો નથી એવું લાગતાં તે એકદમ જાણે કે ફસકાઈ પડ્યો.

વિચાર કરતાં કરતાં એનું મન ખૂબ દીન બની ગયું. "મારા દંભનો પાર નથી, છતાં હું કેવો દુર્બળ છું, કેવો નીચ છું! જે કર્તવ્યપાલનનો હું દંભ કરું છું તે પણ મારી કેવી બનાવટી ચીજ છે!" આજ લગી તે પોતાને ખૂબ મોટો સમજતો આવ્યો હતો, પણ આજે ઓચિંતાની તેને ખબર પડી ગઈ કે પોતે તો કાંઈ જ નથી; પોતે માત્ર અતિસાધારણ માણસ છે. બીજા જેનો એણે વિચાર કર્યો તે એને પોતાના કરતાં આજે ચડિયાતો લાગ્યો. તેનો તમામ અહંકાર એક તુચ્છ દીનતાની કાંચળીમાં ચોમાસાના અળશિયાની પેઠે સંકોચાઈને ભરાઈ ગયો.

શાથી તેની આવી દુર્દશા થઈ?

સંસારમાં લાખો માણસો સુખે સ્વચ્છંદે જીવન જાપન કરી રહ્યા છે, ધીમે ધીમે તેઓ સફળતાના શિખરે ચડે છે, વિઘ્નો મુશ્કેલીઓ તેમના જીવનમાં નથી આવતી કહીએ તો ચાલે, અથવા આવતી હોય તો તે માત્ર લોકોને દેખાડવા માટે, તેમના હાથે નાશ પામવા માટે જ. 'નકલી બુંદીગઢ*'ની પેઠે ખૂબ બીતી બીતી તે જરાક માથું ઊંચુ કરે છે એટલું જ. તો પછી એ જીવનપંથ એક મારી જ બાબતમાં કેમ આટલો વાંકાચૂંકો કેમ, આટલો કાંટાભર્યો બનીને ઊભો રહે છે? શા માટે મારા જ જીવનસૂત્રમાં ફરી ફરીને આવી જટિલ ગાંઠો પડયા કરે છે? શા માટે હું સહજ જ સરલ રસ્તે જીવનમાં સફળતા પામી શકતો નથી? બીજાઓ કેમ સફળતા પામે છે અને હું કેમ કંઇ સફળતા પામી શકતો નથી?

નસીબ.

નસીબ એ માત્ર એક મન મનાવનારો શબ્દ છે.

તો સંજોગો?

સંજોગો વળી શું?

તેને એક બુદ્ધિશાળીના શબ્દો યાદ આવ્યા. જયારે નિશાન તાકવામાં ભૂલ થાય ત્યારે બુદ્ધિશાળી માણસ ધનુષબાણ કે નિશાનની ભૂલ કાઢતો નથી, પણ પોતાની જ ભૂલ કાઢે છે. આની સાથે સાથે તેને પોતાના એક મિત્રની વાત યાદ આવી. ટેનિસ રમતાં રમતાં જયારે તેની કંઇ ભૂલ થતી ત્યારે એ એકદમ ભવાં ચડાવી પોતાના રૅકેટની સામે જોઇ રહેતો, અથવા કહેતો કે બૉલ ભારે છે અથવા હલકો છે.

મેઘનાદને પોતાના મનની હાલત આ મિત્રના જેવી લાગી. કારણકે તે પણ પોતાની નિષ્ફળતાનો દોષ પોતાના પર નહિ નાખતાં બીજી બધી ચીજો ઉપર મથતો હતો.

---

* આ નામની એક વાર્તા કવિવર ટાગોરે લખી છે તે ગૂજરાતીમાં 'નગરલક્ષ્મી' નામે ગ્રંથમાં વાચક જોઇ શકશે.

પરંતુ દોષ શું એનો પોતાનો જ નહોતો ?

કોઈ કોઈ વાર માણસના મનની એવી દશા થઈ જાય છે કે તે પોતાને દુઃખી કરી શકે, પોતાનો તિરસ્કાર કરી શકે, પોતાને તુચ્છ ગણી અપમાનિત કરી શકે તો જ તેનું મન તૃપ્ત થાય. મેઘનાદની પણ અત્યારે એવી જ હાલત થઇ હતી. તે અત્યારે પોતાની જ સામે ખડું લઇને ઊભો હતો.

તેથી પોતાની અંદર નજર કરી જોતાં તેને પોતાના દોષોનો કંઈ પાર જણાયો નહિ. તેને થયું કે જોગેન્દ્રબાબુએ ખરી વાત પકડી પાડી હતી. મારામાં જે ચીજનો પૂરેપૂરો અભાવ છે તે ચારિત્ર્યબળ છે.

માત્ર એટલું જ નહિ, બીજી પણ એક ચીજનો તેનામાં પૂરેપૂરો અભાવ છે.—એનું નામ પરિસ્થિતિનું ભાન. તેને સમજાયું કે જે લોકો જીવનમાં બધી જાતની સફળતા પામે છે તેમનામાં પરિસ્થિતિનું પૂરેપૂરું ભાન હોય છે. તેઓ એક સ્વાભાવિક બુદ્ધિવડે દુનિયાને ચટ દઇને સમજી જાય છે, અને એ જ બુદ્ધિના જોરે કરીને તેની પાસેથી પોતાનું કામ કઢાવી લે છે, તેની પાસે પોતાના હુકમનું પાલન કરાવે છે. પરંતુ હું તો જીવનનો આરંભ કર્યો, ત્યારથી સંસારને ઓળખી ન શકવાથી, ડગલે ને પગલે એની સાથે લડાઇ કરતો ઠોકરો ખાતો આવ્યો છું.

આવી રીતે ખણીખોતરીને તેણે પોતાના તમામ ગુણોને હલકા પાડી દબાવી દઇ, અને પોતાના ઢગલાબંધ દોષોને પહાડ જેવડા મોટા કરીને પોતાના અહંકારને સંપૂર્ણ કબજામાં લઈ કંઈક આત્મસંતોષ અનુભવ્યો.

જ્યારે તે કલકત્તા આવીને ઊતર્યો ત્યારે તેના મનની હાલત માર ખાતાં દૂમ દબાવીને ભાગેલા કૂતરાના જેવી નમ્ર, સંકુચિત અને કંઈક ક્ષુબ્ધ હતી.

❀

: ૨૧ :

મેઘનાદ ખૂબ ઉદાસ ચિત્તે કલકત્તા પાછો આવ્યો. કામ-કાજમાં હવે તેનું મન લાગ્યું નહિ, લખવા વાંચવાનું અને પ્રયોગ-શાળામાં સંશોધન કરવાનું કામ એકદમ છોડી દઇ તે હાથ પગ વાળીને બેઠો. દરદીઓને જોવાનું અને ઓફિસનું થોડુંઘણું કામકાજ જે કર્યા વગર ચાલે જ નહિ એટલું જ તે કરતો અને બાકીનો વખત કટાણું મોં કરી બેસી રહેતો કે ભમવા નીકળી પડતો.

હરિચરણને પણ તે હવે મળતો નહોતો, તેમ તેની સાથે કામ કરવાની પણ હવે તેને ઇચ્છા રહી નહોતી. કોઈ પણ કામમાં હવે તેને ઉત્સાહ રહ્યો નહોતો. તેને થયું કે મારી આશાઓ, આકાંક્ષાઓ, ઉત્સાહ અને કામકાજ તમામ ખતમ થઇ ગયાં છે; હવે બાકીનું જીવન મારે કેવળ પૈસા કમાઇને માથે ચડેલાં પાપો ધોયા કરવાનાં છે. આનું એક કારણ એ હતું કે મારામાં અનન્ય સાધારણ શક્તિ છે એવી જે તેને આજ દિન લગી શ્રદ્ધા હતી તે હવે તેને જૂઠી માલૂમ પડી હતી. તેને ખાતરી થઇ ગઇ હતી કે હું તો માત્ર સાવ સાધારણ માણસ છું, અને મોટાં મોટાં કામ કરવાની હામ બીડવી એમાં માત્ર વાયડાઈ સિવાય બીજું કંઇ નથી.

વળી તે મનમાં ગાંઠ વાળી બેઠો હતો કે તેને માટે હવે કામ કરવાની તક પણ નથી, ને વખત પણ નથી. સૌની નજરમાં હવે હું ગુનેગાર છું, હેય છું; સૌ મારા પર ઘૃણા કરે છે, એવું સમજીને લોકોની આગળ મોં દેખાડતાં પણ તે શરમાતો હતો. તેથી જ તે કોઇ પણ કામમાં માથું મારતો નહિ, કોઇની પણ સાથે ભળતો નહિ.

વચમાં વચમાં કોઈ કોઇ વાર મન ખૂબ ભારે થઇ જતું ત્યારે એ નાટક કે સિનેમા જોવા જઇને મન શાંત કરવાની કોશીશ કરતો.

× × ×

સુનીતિ જતીનને લઇને આવી હતી. તેની સાથે ત્રણ નાનાં છોકરાં પણ હતાં. મેઘનાદે એમને એક ઘર ભાડે અપાવ્યું હતું. અને જતીનને ક્યાંક કમ્પાઉન્ડર તરીકેની નોકરી પણ અપાવી હતી. તેમનું ખરચ વગેરે પણ પોતે જ આપતો.

મેઘનાદ પોતે તો હજી બોટએલ કંપનીની ઓફિસના મેડા ઉપર જ રહેતો હતો, અને ત્યાંજ ભોજન વગેરે કરતો.

સુનીતિ પહેલાં તો ખૂબ જ શરમ સંકોચથી રહેતી. પોતે ગૂનેગાર હોય તેમ, તે પોતાને મેઘનાદની નજરથી બને તેટલી દૂર રાખતી. પોતે મેઘનાદના માથા પર બોજારૂપ બની બેઠી છે એવો વિચાર આવતાં તે ખૂબ છોભીલી પડી જતી; પરંતુ છોકરાંનાં મોં જોઇને તેને આ હીનતા પણ ન છૂટકે સ્વીકારવી પડી હતી. સુનીતિ હવે પહેલાંના જેવી તેજસ્વિની વાચાળ નહોતી, તેના સ્વભાવની ઉગ્રતાનો હવે તેણે ત્યાગ કર્યો હતો. તે ખૂબ દીન, શાન્ત અને નમ્ર બની ગઇ હતી.

થોડાક દિવસ પછી સુનીતિને લાગ્યું કે પોતે કેવળ મેઘનાદના માથા પર બોજારૂપ થઇને જ પડી રહે એનો કંઇ જ અર્થ નથી. તેના નારીસહજ સેવાપરાયણ ચિત્તને લાગ્યું કે મેઘનાદને સેવાની ખૂબ જ આવશ્યકતા છે. મેઘનાદ સંસાર સંબંધી બિલકુલ બિન-અનુભવી અને ઉદાસીન છે. કોઈ પણ સાધારણ કામ પણ વ્યવસ્થિત રીતે કરતાં તેને આવડતું નથી. પોતાના શરીર ઉપર પણ તે લક્ષ આપતો નથી, તેમ પોતાનાં કપડાં પણ તેને બરાબર ગોઠવીને રાખતાં આવડતું નથી. સુનીતિને લાગ્યું કે અહીં મારું કર્તવ્ય છે. મેઘનાદે જેવી રીતે મારી ખોરાકી પોશાકીનો ભાર ઉપાડી લીધો છે તેવી રીતે મારે પણ મેઘનાદનો ભાર લેવો જોઇએ. આ બિનઅનુભવી એકલ માણસની તમામ ઊણપો દૂર કરી, સ્નેહ અને સેવાદ્વારા તેના આનંદવિહીન જીવનને સરસ અને શાંતિમય કરીને સુનીતિએ તેની દયાનો બદલો વાળવાનું નક્કી કર્યું.

ભોળા છોકરાનું લાલન કરતાં માતાને જેવો સંતોષ થાય તેવો સુનીતિને થવા લાગ્યો. તેણે પહેલાં મેઘનાદના ખોરાક પાણી ઉપર ધ્યાન દીધું. પછી મેઘનાદની ઓફિસના બ્રાહ્મણ નોકરને બંધ કરી મેઘનાદને પોતાને ઘેર જ જમવાની ફરજ પાડી. પછી તેણે તેનાં કપડાંલત્તાંનો ભાર ઊપાડી લીધો. ત્યારપછી તેણે ધીમે ધીમે તેના પૈસાટકાનો હિસાબ પણ પોતાના હાથમાં લઈ લીધો; અને પોતાના હૃદયનો તમામ પ્રેમ અને ભક્તિભાવભરી સેવા દઈને તેણે મેઘનાદનું જીવન ભરી દીધું.

શરૂઆતમાં તો મેઘનાદે આ બધાની દરકાર ન કરી. પરંતુ આથી તેની કામકાજની અને આરામની સવડ એટલી બધી વધી ગઈ કે તેનું વૈરાગી હૃદય પણ આ સેવાથી કૃતાર્થતા અનુભવ્યા વગર રહી શક્યું નહિ. તે જોઇ શકયો કે હવે હું પગાર લાવીને આપું કે છૂટયો, પછી ખરચની મારે ચિંતા કરવાની જ નહિ. જ્યારે જે ચીજની જરૂર પડે તે તરત હાથમાં આવી પડે છે. તેના પહેરવેશમાં, કામકાજમાં, સમસ્ત જીવનમાં મેઘનાદને કોઇ અપૂર્વ સૌષ્ઠવનો આવિર્ભાવ થયો હોય એવું લાગ્યું. તે સંતુષ્ટ થયો, સુનીતિ તરફ કૃતજ્ઞ બન્યો. સુનીતિ અને એનાં છોકરાં પ્રત્યેની તેની ફરજ હવે તેને પહેલાંના જેવી ભારરૂપ નહોતી લાગતી.

તો પણ તેના મન ઉપર જે બરફ જામી ગયો હતો તે આથી એકદમ ભાંગ્યો નહિ; એ ભાંગી નાખ્યો સુનીતિના ત્રણ છોકરાઓએ. પહેલાં તો તેઓ મેઘનાદની સાથે બહુ હળતા-મળતા નહિ; આંખો ફાડી દૂર ઊભા ઊભા માત્ર કરૂણ દૃષ્ટિએ તેની સામે જોયા કરતા. એમને જોઇને મેઘનાદને બહુ દુઃખ થતું. તે એમને કપડાં પોશાક વગેરે આપીને એમની અંદર દબાઇ રહેલી સ્વાભાવિક પ્રફુલ્લતા જગાડવાનો પ્રયત્ન કરતો. એટલે ધીમે ધીમે, રોજ રોજ મેઘનાદની પાસેથી મનગમતી ભેટ મળતાં એમનામાં હિંમત આવી અને પછી, માત્ર પાસે જવાનું જ નહિ, પણ તેઓ મેઘનાદના ખભા ઉપર પણ ચડી બેસવા લાગ્યા. પછી તો રાત દિવસ મેઘનાદની ઉપર તેમનો જુલમ

ચાલવા લાગ્યો. દરેકની જુલમ કરવાની રીત જુદી જુદી હતી. મોટો નલુ માત્ર ચિત્ર અને વાર્તાથી જ સંતોષ માનતો. તેનાથી નાનો સતુ માત્ર પાંચ વરસનો હતો, પરંતુ એનાં કળનાં રમકડાં અને માટીનાં પૂતળાં, કૂતરો, બિલાડી, વગેરેની સાથે દોરતી બાંધીને મેઘનાદે એને સંતુષ્ટ કરવો પડતો; સૌથી નાનો માત્ર ત્રણ વરસનો હતો—તે ખુબ લોભી હતો. તેના દાદાની સાથે તેને માત્ર એક જ બાબતનું કામ—ખાવાનું શોધી કાઢવા માટે. પતાસાં, સાકર, ચોકલેટ વગેરે મનભાવતી ચીજો આપી મેઘનાદ એને ખુશ કરતો. આ સેવાના બદલામાં છટ્ટુ મેઘનાદના ખોળામાં અને ખભા પર ચડીને એને કૃતાર્થ કરતો. મેઘનાદ ઘરમાં રહેતો ત્યાં સુધી તે તેના ખોળામાં જ રહેતો, નહિ તો રડીને સૌને હેરાન કરતો.

આવી રીતે આ છોકરાઓએ મેઘનાદની ઋષિવૃત્તિ ઉપર ધાડ પાડવી શરૂ કરી. ધીમે ધીમે એના મનની આ નવી કાંચળી ખરી પડી અને ત્રણ ચાર મહિનામાં તો તેનું મન ફરી સ્વાભાવિક બની ગયું. ઊલટું, તે પહેલાંના કરતાં જરા વધારે હળવું બની ગયું. સુનીતિનાં સ્નેહસેવા અને છોકરાંની રમતગમતમાં તેના હૃદયના રુધિરરસનો ફૂવારો છૂટો થઈ ગયો, અને તે હસતાં હસાવતાં શીખી ગયો. વિષાદનો જે ભીષણ બોજો તેના માથા ઉપર ચંપાયો હતો, તેને ઊતારી દઈ ધીમે ધીમે તેણે સાવ દફનાવી દીધો. સુનીતિ પર માતાના જેટલી શ્રદ્ધા, ભક્તિ અને સ્નેહ વરસાવીને તેણે હૃદયમાં અપરિસીમ સંતોષ અને આનંદનો અનુભવ કર્યો. આ છોકરાઓને છાતીએ દાબતાં તેનું હૃદય પ્રફુલ્લ બની ગયું.

વખત જતાં મેઘનાદે એક દિવસ ઓચિંતાની શોધ કરી દીધી કે સંસારને હું બહુ ભયંકર ચીજ ધારતો હતો પણ એ તો કેવળ મારી કલ્પના જ લાગે છે. ખરેખર સંસાર કંઇ જંજાળ નથી કે બોજો પણ નથી, ઊલટું બોજો ઊતારવાનું એક સાધન છે. પહેલાં મને થતું હતું કે સંસારની ખાતર મજૂરી

ફરી ફરી મારે બીજાં બધાં યે કામો છોડી દેવાં પડશે પણ હવે લાગે છે કે મારી પોતાની યે ચિંતા મારે કરવી પડતી નથી, મારે પોતાને માટે યે મારે કશું કરવું પડતું નથી તો પછી સંસારની ચિંતા તો રહી જ ક્યાં? આ ગૃહસ્થજીવન તો ખરેખર મને કોઈ આરામની ચીજ હોય એવું હવે લાગે છે!

બીજી પણ એક ચીજ જોઈ તે નવાઇ પામી ગયો. તે ધારતો હતો કે સુનીતિને આશ્રય આપવાથી મારે આખા સમાજથી અલગ થઈ જવું પડશે, બધા મારા પર તિરસ્કાર વરસાવશે ને મારો બહિષ્કાર કરશે; સૌનાં અપમાન અને તિરસ્કાર ઝીલી ઝીલી મારે આવરદા પૂરો કરવો પડશે. પણ નવાઇની વાત છે કે દુનિયાના માણસોનો અભિપ્રાય આવી બધી બાબતોમાં બિલકુલ જુદો લાગે છે—કંઈ નહિ તો આ કલકત્તા શહેરમાં તો ખરું જ. તેના મિત્રો ઓળખીતાઓમાં કોઇ કદાચ તેનો સહેજ તિરસ્કાર કરતું, કોઇ સલાહનાં બે વેણ કહેતું; પરંતુ મોટા ભાગના લોકો તો આ સંબંધમાં કોઇ કોઈ વાર જરાક તેની મજાક કરી લેવા સિવાય કોઈ પણ રીતે તેના કલ્પિત પાપનો વિરોધ કરતા નહિ.

× × ×

એક દિવસ મહાદેવબાબુએ મેઘનાદને કહ્યું: 'ડાક્તર બાબુના શરીર પર રોજ રોજ તેજી આવતી જાય છે. કેમ ન આવે?'

આમ કહી તેઓ જરા હસ્યા.

એક મિત્રે કહ્યું :—

"હું ભાઇ, તમારી વિદ્યાધરી શું બહુ રૂપવતી છે? એક દિવસ દર્શન કરાવશો?"

મેઘનાદ પાપની ભયંકર મૂર્તિની કલ્પના કરી બેઠો હતો—પરંતુ એ તો માત્ર તેના મનની કલ્પના હતી એ હવે તેને

સમજાયું. પાપીને વાસ્તવિક રીતે મોટા ભાગના લોકો બહુ તિરસ્કાર કરતા નથી. એ જોઇ તે સંસાર ઉપર ખૂબ ચિડી ગયો.

લોકો સુનીતિની સાથે તેને ગેરકાયદે સંબંધ છે એવું માનવા છતાં પણ એના પર તિરસ્કાર બતાવતા નથી કે એને ઊતારી પાડતા નથી, આથી મેઘનાદ એક રીતે ખૂબ ગુસ્સે થયો. લોકોએ આવી એક અસત્ય બિનાને સ્વતઃસિદ્ધ ગણી માની લીધી છે એ જોઇ તેને ક્રોધ ચડયો. વળી એ જૂઠાણાને સત્ય માની લીધા પછી પણ એ લોકો આવી સહિષ્ણુતા દેખાડે છે એથી પણ તેને ક્રોધ ચડયો.

પરંતુ તેને સૌથી વધારે ક્રોધ તો ચડયો એ ખ્યાલથી કે લોકોએ માની લીધું છે કે સુનીતિની સાથેનો એનો સંબંધ ધર્મ અને સમાજની વિરૂદ્ધ છે. ચારે બાજુ ચાલતી આવી કાનાકાનીમાં, સુનીતિને લઇને રહેતાં તેનું મન કોઇ કોઇ વખત અચકાતું.

તેમ છતાં, સુનીતિનાં સ્નેહ અને સંભાળ હેઠળ, તેનાં બાળકોથી વીંટળાઇને, તદ્દન નિશ્ચિંત બની, આરામથી તે રહેવા લાગ્યો.

× × ×

એક દિવસ મેઘનાદ એકી સાથે ઘણા રૂપિયા કમાયો—તે લાવી તેણે સુનીતિને આપ્યા. પોતાના પૈસાટકાનો ભાર સુનીતિના હાથમાં સોંપીને તે નિશ્ચિંત થયો હતો.

રૂપિયા લઇને સુનીતિ હસીને બોલી: 'હું તમારા આ રૂપિયા લઈને શું કરું?—મારાથી ભૂતનો ભાર નહિ ખમાય.'

મેઘનાદ નવાઇ પામી બોલ્યો: 'એ શું બોલી, મા!'

'એ જ તો! હું શું કરવા આ ઝંઝટ માથે કરું? જેની આ જવાબદારી છે તેને લઇ આવો, તે આ બોજો લઇને ફરશે.'

'કોણ એ?'

'વહુમા—'

મેઘનાદે કહ્યું : 'તને આજે ગુસ્સો ચડયો લાગે છે, મા! ક્યાં છે તારી વહુ મા? મારાથી લગન થઇ શકે એમ નથી, હું કરવાનો નથી.'

પરંતુ સુનીતિએ હઠ પકડી.

મેઘનાદે તેને સમજાવવા પ્રયત્ન કર્યો કે પરણવા સિવાય દુનિયામાં બીજાં ઘણાં કામ છે, એ બધાં કામોને મેં જીવનનું વ્રત બનાવવાનું નક્કી કર્યું છે.

સુનીતિએ વાત હસીને ઉડાવી દીધી.

પછી બંને વચ્ચે ઘણી દલીલો થઇ, ઘણી વાતો થઇ.

છેવટે જ્યારે મેઘનાદ ચીડાઇને બોલી ઊઠયો કે હું નથી જ પરણવાનો, ત્યારે સુનીતિ એકદમ મોં ફેરવી જતી રહી.

મેઘનાદ સ્પષ્ટ સમજી ગયો કે સુનીતિની આંખો ભીની થઇ ગઇ હતી.

એકાએક વીજળીની પેઠે એક વાત મેઘનાદના મનમાં જાગી આવી. મને પરણાવવાની સુનીતિ કેમ આટલી હઠ કરતી હશે? મારા અને સુનીતિના સંબંધ વિષે બહાર અનેક વાતો ચાલે છે તે શું એણે સાંભળી હશે? સાંભળી હોય તો નવાઇ નહિ. જો એણે કંઇ સાંભળ્યું હોય તો એ સાંભળી સ્વાભાવિક છે કે એને એવો ખ્યાલ આવે કે હું પરણું તો એ કલંકની વાત પાયા વગરની બની જાય. અથવા એમ પણ હોય કે સુનીતિ મારા જેવા એક કુંવારા જુવાનની સાથે, બૈરી વગરના ઘરમાં એકલી રહેતાં બીતી હોય. બીક! સુનીતિ શું મારાથી બીએ? મારી વર્તણુકની અંદર સુનીતિને શું એવું બીવાનું કારણ મળ્યું છે?

વિચાર કરતાં મેઘનાદનું હૃદય કંપી ઊઠયું.

પરંતુ બીક હોય કે કલંકનું દુ:ખ હોય, પણ એવા જ કોઇ કારણથી સુનીતિ મારા સંસારમાં રહેવાને નારાજ છે, અને એટલા જ માટે એ મને પરણાવવાને અધીરી બની ગઇ છે એ નક્કી.

તો હવે ઉપાય શો?

સુનીતિનો આ ભય અથવા તો અસ્વસ્થતા દૂર કરવાં જ જોઇશે. પરંતુ કેવી રીતે?

લગ્ન કરીને?

મેઘનાદ ગંભીર ભાવે વિચારવા લાગ્યો.

પરણવા વિષે મેઘનાદે ઘણી વાર વિચાર કર્યો હતો; અનેક દૃષ્ટિબિંદુથી વિચાર કર્યો હતો; પરંતુ દરેક વખતે તેણે કોઈ ને કોઇ દલીલ કરીને નક્કી કર્યું હતું કે પરણવું જ નહિ.

પરંતુ આજે વિચાર કરવા બેસતાં જણાયું કે એ બધી દલીલો હવે ચાલે તેમ નથી.

સંસારી જીવનના બંધન વિષે મેઘનાદને જે ભય હતો, એ હવે સુનીતિના સંસારમાં રહીને ઘણો ખરો દૂર થઇ ગયો હતો. પહેલાં તેને લાગતું કે સ્ત્રીનો બોજો માથે લેવાથી, રાત ને દિવસ સંસારવ્યવહારની કરમકૂટમાંથી ઊંચા અવાય જ નહિ, વાંચવા લખવાનું, અને બીજું કામકાજ કશું બને જ નહિ. પરંતુ હવે તેને માલૂમ પડ્યું કે ગૃહિણી જો યોગ્ય હોય તો સંસારમાં બંધનને બદલે મુક્તિ જ મળી જાય. તેને લાગ્યું કે સુનીતિએ જેવી રીતે મને ખાવા પીવાની, પહેરવા ઓઢવાની અને હિસાબ કિતાબની બાબતમાં બિલકુલ નિશ્ચિંત બનાવી દીધો છે તેવી જ રીતે મારી સ્ત્રી પણ બનાવી શકે.

આજ લગી તેની મોટામાં મોટી દલીલ એ હતી કે હજી મારામાં કુટુંબનું પોષણ કરવાની તાકાત આવી નથી, પણ હવે એ દલીલ ચાલે તેમ નથી. હવે તો એ એટલું કમાય છે કે એમાંથી તેના સંસારનું તમામ ખર્ચ ચલાવીને, સુનીતિએ તેને એક હજાર રૂપિયા બચાવી પણ આપ્યા છે અને રોજ રોજ તેની પ્રેક્ટિસ વધતી જાય છે.

આ ઉપરાંત તેના મનમાં આજ લગી એવી ડંફાસ હતી કે મારામાં એવી અસાધારણ શક્તિ છે જેનો પ્રયોગ કરીને હું

કોઇ ભારે કામ કરી શકીશ. પેલે દિવસે પણ તે આવાં બધાં મોટાં મોટાં સ્વપ્નાં જોતો હતો; પરંતુ મયમનસિંગથી પાછા આવતી વખતે તેના સ્વમાનને જે સખ્ત ધક્કો લાગ્યો તેથી તેના અહંકારનો મોટો બંગલો એકદમ જમીનદોસ્ત થઇ ગયો હતો.

હવે તેને લાગતું હતું કે શું વિજ્ઞાનમાં કે શું લોકસેવામાં, કોઇ પણ ક્ષેત્રમાં, એકાન્તસાધના દ્વારા, કોઇ પણ ભારે કામ તેનાથી બની શકવાનું નથી. આ બધા ઉચ્ચ આદર્શોને લાગે વળગે છે ત્યાં લગી તેનું ચિત્ત કોઇ ગાઢ અંધારી છાયાથી ઢંકાઈ ગયું હતું. તેનું સમસ્ત જીવન કોઈ પ્રબળ નિરાશાથી ભરાઇ ગયું હતું.

તેથી તેને થયું કે બધી દિશાએથી મારું જીવન તો અંધકારમય બની જ ગયું છે. માત્ર એક જ દિશાએ તેનું કર્તવ્ય ખૂબ સ્પષ્ટરૂપે તેની ગરદન પર ચડી બેઠું છે અને એ કર્તવ્યનું પાલન કરવાની શક્તિ પણ તેનામાં છે—આ કામ તે સુનીતિને સુખી કરવાનું.

સુનીતિને શારીરિક સુખ આપવાના તેણે પૂરતા પ્રયત્નો કર્યા છે, પરંતુ જે દારૂણ અપમાન અને કલંકમાં સુનીતિને જીવન વીતાવવું પડે છે તેથી તેના મનને કદીયે સુખ શાંતિ મળવાનો સંભવ નથી. મેઘનાદને થયું કે હું જો ન પરણું તો સુનીતિ સમાજમાં કદી પણ સન્માન કે પ્રતિષ્ઠા પામી શકવાની નથી. બીજું તો કોઈ સત્કાર્ય મારાથી થઇ શકવાનું નથી, તો પછી આવડું આ કર્તવ્ય શું કરવા પૂરું ન કરું ? સુનીતિની સેવામાં હું કચાશ નહિ આવવા દઉં. હું જરૂર પરણીશ.

પરંતુ મનોરમા ?

મેઘનાદના વિચારો આગળ વધ્યા :

મનોરમાની સાથે લગ્ન કરવાનું મારે માટે બિલકુલ અશક્ય છે, કારણ કે પતિને પત્ની ઉપર જે શ્રદ્ધા જોઇએ તે મનોરમા ઉપર મારા મનમાં કદી પણ હોઇ શકવાની નથી. મનોરમા મારી

કામનાઓને ગમે તેટલી ઉશ્કેરની હોય, પણ હું તેને સ્ત્રી કરીને કદી પણ સુખી થઇ શકું તેમ નથી.

તેમ છતાં એક વખત, મનોરમાને પરણવાનું મેં મારું કર્તવ્ય માન્યું હતું. હવે લાગે છે કે સુનીતિ પ્રત્યેનું કર્તવ્ય બજાવવું હોય તો મનોરમાની સાથે લગ્ન કરવું અશક્ય છે. સુનીતિને હું છોડી શકતો નથી, એટલે મનોરમાનો મારે ત્યાગ કરવો જ જોઇએ.

પરંતુ આમ કરવામાં કેટલી નીચતા છે! મનોરમા બેશક સારી છોકરી નથી, પરંતુ એ જાણવા સમજવા છતાં યે મેં મનોરમાના મનમાં એક આશા જન્માવી છે. મેં મોઢે ભલેને કશું જ કહ્યું નથી, પરંતુ મેં જે કર્યું છે તે પરથી જો મનોરમા મને પોતાનો સમજી મારા પર અધિકાર કરવા આવે તો, એનો હું જવાબ દઇ શકવાનો નથી. મનોરમા છૂટી થાય એટલી જ વાર છે, છૂટતાં જ એ મારા પર હક કર્યા વગર નથી રહેવાની. લગ્નનો હક કરે કે ન કરે, પણ પ્રેમનો હક તો કરવાની જ છે.

મારા અંતરના ઊંડાણમાં ઊતરી તપાસ કરું છું તો જણાય છે કે મનોરમાની તરફ મને લેશમાત્ર પણ શુદ્ધ પ્રેમ નથી. પરંતુ મનોરમાને એવું કહેવાની કોઈ બારી મેં ઉઘાડી રાખી છે?

મેઘનાદ વિચારવા લાગ્યો. લગ્ન કરવું એ તેને કર્તવ્ય લાગ્યું, પણ મનોરમા યાદ આવતાં લગ્નની કલ્પનાથી તેના મનમાં ભારે ખટકો લાગ્યો.



: ૨૨ :

જે દિવસ મનોરમાનો કેસ હાઈકોર્ટમાં નીકળ્યો તે દિવસે મેઘનાદ અદાલતમાં તે સાંભળવા ગયો. મનોરમાનો બચાવ કરવા મેઘનાદે એક જબરજસ્ત વકીલને રોક્યો હતો.

વકીલે સવાલ જવાબમાં કહ્યું : "આ કેસમાં જે કંઈ પૂરાવા સરકાર પક્ષે આપેલા છે તે બધા યે માની લેવામાં આવે તો પણ નિઃશંકપણે એમ કહી શકાતું નથી કે મરનારનું મરણ સ્વાભાવિક રીતે નથી થયું. સગીર પક્ષના તમામ સાક્ષીઓ આપણને માત્ર આટલી જ વાત કહે છે કે મરનાર રાત્રે મનોરમાના ઓરડામાં આવ્યો હતો; તે પથારીમાં સૂઈ ગયો હતો, અને મનોરમાએ તેના નાક ઉપર કંઈક ધર્યું હતું. તે પછી તેને બેભાન હાલતમાં સતીશના નોકરો ઊઠાવી ગયા હતા, અને મરનારના જ ઘરમાં જઈને સતીશે તેના ગળામાં છરી ખોસી દીધી હતી. દાક્તરના રિપોર્ટથી જણાય છે કે એ છરીથી મરનારનું મોત નથી થયું. દાક્તરો જુબાનીઓમાં એકમત નથી થયા એ ખરું, પરંતુ એ હકીકતને બહુ મહત્ત્વ આપવાની જરૂર નથી, અને એથી જ જુરીએ સતીશને છોડી મૂક્યો છે.'

આમ કહી તેમણે દાક્તરની જુબાનીમાં ભૂલ છે એ સાબીત કરવાને માટે દલીલો કરી.

પછી તેમણે કહ્યું : 'એટલે છરી લાગતાં પહેલાં તો એ માણસ મરી ગયેલો હતો—કોઈ પણ વિષપ્રયોગથી એનું મોત થયેલું નથી. તો પછી પ્રશ્ન એ થાય છે કે મોત ક્યારે થયું હશે? મનોરમાના ઓરડામાં એ માણસ આવ્યો હતો, અને ત્યાં આવતાં જ લાંબો થઈને સૂઈ ગયો હતો, અને હું કહું છું કે એવી અવસ્થામાં જ ઓચિંતો ગમે તે કારણે તે મરણ પામ્યો હતો. એ કારણ દાક્તરી તપાસમાં પકડાયું નથી. તેનું ખૂન

કરવાનું મનોરમાને કંઇ પણ કારણ નહોતું એ વાત સાફ સ્પષ્ટ છે, માત્ર એ મરણને છુપાવવામાં તેણે સતીશને મદદ કરી હતી એટલું જ. ઘડીભર ધારી લઇએ કે મનોરમા એનું ખૂન કરવા માગતી હતી; તો પણ તેને નિર્દોષ કહેવી પડશે, કારણ કે એ વાત સાચી હોય તો પણ એ એને મારી નાખવાનો કંઈ પણ પ્રયત્ન કરે તે પહેલાં જ એ મરી ગયો હતો. તમામ પુરાવા આ સિદ્ધાંતની સાથે બંધ બેસે છે, અને બીજો કોઇ પણ સિદ્ધાંત અહીં લાગુ પડતો નથી.'

એક જજ સાહેબે કહ્યું: 'પરંતુ આ વાત તમારા અસીલની તરફથી કદી પણ છેડવામાં આવી નથી. જો આ વાત સાચી જ હોય, તો પછી તમારા અસીલે પહેલેથી જ તેવું કાંઈ કહ્યું કેમ નહિ? કોઈ પણ સાક્ષીની તપાસમાં આ સિદ્ધાંત ઉપસ્થિત કરવામાં આવ્યો નથી.'

મેઘનાદના મગજની નસેનસમાં લોહી ધબકારા દેવા લાગ્યું, પ્રહ્લાદબાબુની કેવી ભૂલ? મનોરમા તો પહેલેથી જ આવું કહેતી આવી છે. પરંતુ પ્રહ્લાદબાબુએ કે મેં એની વાત પર ધ્યાન આપ્યું નથી. આનું કેવું ભયાનક પરિણામ આવ્યું! મનોરમાને જન્મારાની જેલ મળી, અને મારે માથે પણ કેટલી વીતી! વીજળી વેગે આ બધા વિચારો એના મનમાં દોડવા લાગ્યા.

વકીલબાબુએ જજના સવાલનો જવાબ દીધો. કેટલીકવાર સુધી બંને વચ્ચે સાક્ષી પુરાવા વિષે વાદવિવાદ ચાલ્યો. બીજા જજ અત્યાર સુધી પોતાની લાંબી ખુરશીમાં આડા પડી આંખો મીંચી પડયા હતા.

થોડી વાર પછી તેમણે ઊંડી મુખ લંબાવી કહ્યું: 'આપની ભૂલ થાય છે, આ જુરીના ન્યાય ઉપર અપીલ છે,—આપણે સાક્ષી પુરાવાની ચર્ચા કરવાની નથી. પરંતુ જજના ફેંસલામાં કાયદેસર ક્યાં ભૂલ છે તે બતાવી શકો છો?'

વકીલબાબુએ પાંચ સાત કાયદાની બારીકીઓ બતાવી. જજોએ બધામાં માથું ધુણાવ્યું.

છેવટે વકીલબાબુએ કહ્યું : " જજે અમારા અસીલને ભારે અન્યાય કર્યો છે. મનોરમા આ કેસમાં સ્વતંત્ર ગુનેગાર નથી; મુખ્ય ગુનેગાર સતીશ છે;—મનોરમાએ એના હુકમથી કંઇક મદદ કરી હોય, એવો તેમનો અભિપ્રાય છે. જો એવો જ તેમનો નિર્ણય હોય તો ખૂનના ગુનાસર મનોરમાને સજા થઇ શકે નહિ. જુરીના મતની સાથે જો સાચેસાચ તેઓ એકમત થઇ શકતા નહોતા, તો આમ થાગડથીગડ કરીને સંમત ન થતાં તેમણે આ કેસ હાઇકોર્ટ પર મોકલી આપવો જોઇતો હતો."

જજે કહ્યું : 'એ કાયદાનો દોષ નથી, જજને આ સંબંધમાં સ્વયંબુદ્ધિ વાપરવાનો હક છે.'

વકીલે કહ્યું : " પરંતુ તેમના લખાણ પરથી જણાય છે કે તેઓ જુરીના અભિપ્રાય સાથે સંમત થઇ શકતા નથી. એમાં જ તેમની ભૂલ થાય છે. જુરી મનોરમાને ૩૦૨ મી કલમ મુજબ ગુનેગાર ઠરાવે છે. જજના અભિપ્રાય મુજબ આરોપી એ કાનૂન મુજબ ગુનેગાર નથી—માત્ર હત્યામાં મદદ કરવાને માટે એ ગુનેગાર છે. એટલે, વાસ્તવિક રીતે જ્યારે જજ અને જુરી એકમત ન હોય, ત્યારે આ સજા ટકી શકતી નથી."

બીજા જજે કહ્યું : " મદદ કરવાનું સાબીત કર્યું હોત તો પણ જજ આ સજા કરી શકત. વળી મદદને બદલે આને જો કાવતરું માની લેવામાં આવે—"

વકીલે કહ્યું : " તો પણ એ સ્વતંત્ર ગુનો થાય છે—સ્વતંત્ર રીતે એવો આરોપ મૂકાવો જોઇએ. જે ૩૦૨ કાનૂન મુજબ જુરીએ ગુના સાબીત કર્યો છે તે કાનૂનનો એ ગુનો નથી."

પ્રથમ જજે કહ્યું : તમારી દલીલ બહુ ચૂંથણાં ચૂંથનારી છે.'

વકીલે કહ્યું : 'એ હું કબૂલ કરવા તૈયાર છું. પરંતુ આપ નામદારો જો પુરાવાઓની તપાસ કરી જોશો તો જણાશે કે ખરેખર મનોરમાનો ગુનો નિઃશંકપણે સાબીત થયો નથી. આપ નામદારો જો મારી કાયદાને લગતી દલીલ સંગીન માનો, તો

પણ જજનો ચુકાદો બદલવો કે નહિ તે વિષે આપે પુરાવા જોવાની જરૂર છે. અને પુરાવાઓને આધારે અમારો કેસ જોરદાર જણાય, તો આપ નામદારો, હું દલીલોમાં બહુ ચૂંથણાં ચૂંથું છું છતાં પણ, એને આધારે આરોપીને છોડી મૂકવાનું ફરમાવશો.'

વળી ફરીને પુરાવાઓ વિષે લાંબી ચર્ચા ચાલી.

બંને પક્ષના સવાલ જવાબ પૂરા થયા પછી, જજોએ ચુકાદો મુલતવી રાખ્યો.

× × ×

મનોરમાના વકીલે મેઘનાદને કહ્યું: 'શું કરશે તે કહી શકાતું નથી, છોડી પણ મૂકે. પરંતુ મેં જે સિદ્ધાંત રજૂ કર્યો એ સંબંધમાં જો નીચલી કોર્ટમાં કંઈ પણ ઉલ્લેખ થયો હોત તો એને જરૂર છોડાવી દેત.'

મેઘનાદ મનમાં મનમાં પ્રહ્લાદબાબુને ગાળો દેવા લાગ્યો અને કહેવા લાગ્યો: હું પણ કેવો ગધેડો! મારા ડહાપણ ઉપર મને એટલો વિશ્વાસ હતો કે એના પર ભરોસો રાખી એક પછી એક જૂઠાણાં વધારતો ગયો ને છેવટે આખી જિંદગીને કલંકિત કરી બેઠો!

મેઘનાદ મનમાં મનમાં ગુસ્સો કાઢવા લાગ્યો. આ સંબંધમાં કોઈની પણ સાથે ચર્ચા કરી મન હલકું કરવાનો કોઇ રસ્તો નહોતો. સુનીતિની આગળ તો એ આ વાતનો હરફ ઉચ્ચારી શકે નહિ.

× × ×

તે દિવસે જ્યારે તે ઘેર પાછો આવ્યો ત્યારે એનું મોં ખૂબ પડી ગયું હતું.

સુનીતિએ જતીનની પાસેથી સાંભળ્યું હતું કે મેઘનાદ મનોરમાનો કેસ સાંભળવા હાઇકોર્ટમાં ગયો હતો.

એટલે એ પણ કંઈક ગંભીર થઇને બેઠેલી હતી.

મેઘનાદને પાણી પીવડાવી સ્વસ્થ કરી, સુનીતિએ કહ્યું: 'ભાઇ, મારું નહિ માનો?'

'શી બાબત ?'

'વહુમા બાબતમાં.'

મેઘનાદ ભવાં સંકોચી બોલ્યો : 'એની આટલી ઉતાવળ શી છે ? જોયું જશે.'

'મારાથી તો હવે આ નથી સહ્યું જતું, ભાઈ. આ સોનાનો સંસાર કોને માટે છે ? હું તો અહીં વગર હકની ઘૂસી બેઠી છું. ઘરની માલિક આવશે ત્યારે મને જરા શાંતિ મળશે. એ જો મને મા કહીને વહાલથી રાખશે તો સમજીશ કે મારો અહીં રહેવાનો ખરેખરો અધિકાર છે. નહિ તો મને એવું જ થયા કરે છે કે હું અહીં રહીને મારો અપરાધ વધાર્યા કરું છું.'

મેઘનાદે એક વાર તીક્ષ્ણ નજરે સુનીતિની સામે જોયું:—તેના મુખ ઉપર વિષાદની શાંત છાયા ઢળેલી દેખાઈ.

મેઘનાદને બહુ દુઃખ થયું. તે બોલ્યો : 'ભલે મા, તો તું જ જોઇ કરીને તને ગમે તેવી એક વહુ લઇ આવ.'

સુનીતિ દીર્ઘનિઃશ્વાસ નાખી બોલી : 'મારાથી તે કંઈ એ બનવાનું છે ? દુનિયામાં હવે તમારા સિવાય કોઇની યે સાથે મારે સંબંધ નથી, ભાઇ !'

આ શબ્દોથી મેઘનાદના હૃદયમાં ભારે વ્યથા થઇ. આજે તેને ખાતરીપૂર્વક ખબર પડી કે લોકો અમારા વિષે શું વાતો કરે છે, એની સુનીતિને ખબર છે, અને એથી કરીને તેના હૃદયમાં ખૂબ જ ભારે દુઃખનો થર જામી ગયો છે.

તેણે તે કલંકનો કાદવ દૂર કરવાની—જેમ બને તેમ જલદી લગ્ન કરવાની પ્રતિજ્ઞા કરી.

× × ×

જોગેન્દ્રબાબુ છૂપી પોલિસના ડેપ્યુટિ સુપ્રિન્ટેન્ડન્ટ બનીને કલકત્તા આવ્યા હતા. તેમને ઘેર મયમનસિંહના વકીલ જગદીશ બાબુ મેમાન થયા હતા.

સાંજે બંને જણ બેઠા બેઠા વાતો કરતા હતા.

જોગેન્દ્રબાબુએ કહ્યું: 'હાઇકોર્ટમાં આજે બધા કહેતા હતા કે મનોરમા છૂટી જવાનો સંભવ છે.'

જગદીશબાબુએ કહ્યું: 'તો તો આફત પર આફત. એક રામની સામે ટકાતું નથી, તો આ તો સાથે સુગ્રીવ છે. હવે મોડું કરવાની જરૂર નથી;—છોકરાને બચાવી નહિ શકીએ તો આપણે ધર્મભ્રષ્ટ થઇશું.'

જોગેન્દ્રબાબુ બોલ્યા: 'જુઓ જગદીશબાબુ, મને કોઇ કોઈ વાર ખૂબ બીક લાગે છે—જાણે આપણે એક નિર્દોષ છોકરીના જીવનની સાથે રમત કરી રહ્યા છીએ.—જો છેક સુધી સીધું ન ઊતર્યું તો આખી જિંદગી પસ્તાવો કરવો પડશે. સુનીતિ તો એને મરશે તોયે છોડવાની નથી,—અને છોકરી જો છેવટે એને છોડાવી ન શકી તો બિચારીનું આવી બન્યું!'

જગદીશબાબુએ કહ્યું: 'એ વિષે મને લેશમાત્ર પણ ચિંતા નથી. સરિત્ એવી સરસ છોકરી છે, એને જોતાં જ મેઘનાદનું માથું ફરી જશે. એનું સંગીત સાંભળતાં જ એ મોહ પામી જશે, અને જો બે કલાક એની સાથે વાત કરશે તો પછી એના પગ આગળથી ઊઠવાનો નથી.'

જોગેન્દ્રબાબુ જરા આનાકાની કરવા લાગ્યા.

તે બોલ્યા: 'મને લાગે છે કે છોકરીને જરા કહી રાખવું જોઇએ.'

જગદીશબાબુએ કહ્યું: 'કહ્યું! પહેલેથી જ તેનું મન બગાડી દો તો પછી ખલાસ! મારી વાત સાંભળો—હાથમાં હાથ પકડાવી, બેચાર મંત્રોચ્ચાર થઈ જવા દો, પછી સરિતનું ઘર ક્યાં આવ્યું છે, ને મેઘનાદનું ઘર પણ ક્યાં આવ્યું છે, જોયું જશે.'

જોગેન્દ્રબાબુ થોડી વાર વિચાર કરી બોલ્યા: 'નસીબમાં હશે તે થશે,—જુઓ ત્યારે, મેઘનાદ જો રાજી હશે તો પછી જોઇ લેવાશે.'

બંને બહાર નીકળ્યા.

× × ×

રસ્તે જતાં જતાં બંનેએ વિચાર કર્યો કે આપણને બંનેને એક સાથે જોશે તો મેઘનાદ વહેમે ભરાશે. એટલે પહેલાં જગદીશબાબુએ જઈને વાત કાઢવી; એટલામાં જોગેન્દ્રબાબુએ જાણે કંઇ જાણતા જ નથી એવી રીતે આવી પહોંચવું.

મેઘનાદ સાંજે બોટએલ કંપનીની ઑફિસમાંથી પાછો આવ્યો. તેનું મગજ આજે અનેક કારણોસર બગડી ગયું હતું.

જામો કાઢી પથારી ઉપર નાખી દઈ, તે એક આરામ-ખુરશીમાં પડયો; પડયો પડયો વિચારવા લાગ્યો: મનોરમા છૂટશે? છૂટયા પછી એ શું કરશે? હું એનું શું કરીશ? હું જો એની સંભાળ નહિ લઉં તો એ કયાં જશે?

પછી એને પોતાના લગ્નના વિચારો આવ્યા: 'પરણવું તો ખરું.—પણ કોને? કયાંથી, કયા અજાણ્યા ઘરના ખૂણામાંથી એક કાચી બુદ્ધિની છોકરીને પકડી લાવી હું તેને મારા આ જટિલ કાદવિયા જીવનની સંગાથિની બનાવું? નિર્મળ નિષ્કલંક હૃદય દ્વારા એની અભ્યર્થના કરવાની મારામાં તાકાત કયાં છે! એ બાલિકા કદાચ પોતાના ફૂલ સમા પવિત્ર હૃદયનો તમામ પ્રેમ લઇને મારી પાસે આવી ઊભી રહેશે. બંગાળીના ઘરમાં એવું જ બનતું આવ્યું છે, એ જ સ્વાભાવિક છે. પરંતુ એના બદલામાં હું એને શું આપવાનો? હું શું એના પર પ્રેમ કરી શકીશ? પવિત્ર હૃદયની પવિત્ર પ્રીતિ વડે તો હું એનો સત્કાર કરી શકવાનો નથી. વળી પાછી મનોરમા આ વિચારોમાં આવી પડી. મનોરમાના અંગના પેલા અગ્નિમય સ્પર્શની સ્મૃતિએ તેના શરીરને કંટકિત કરી દીધું.

મનોરમાને કોઇ અનાથાશ્રમમાં મોકલી દેવાનો સૌ વિચાર કરી રહ્યા છે એ વાત જ્યારે તેના સાંભળવામાં આવી હતી ત્યારે તેને શું શું વિચારો આવ્યા હતા તે અત્યારે તેને યાદ આવ્યા. તેણે સંકલ્પ કર્યો હતો કે મનોરમાને જીવનની સાથીદાર બનાવીને, સમસ્ત જીવનની અખંડ સેવા અને શ્રદ્ધા વડે હું

તેનો કાદવમાંથી ઉદ્ધાર કરીશ. પરંતુ મેં તો હજી કશુંયે કર્યું નથી, ઊલટું, મનોરમાને વધારે કલંકિત બનાવી છે ; અને હું પોતે પણ કલંકિત બન્યો છું.

પોતાના કર્તવ્યભંગની આ વાત યાદ આવતાં તેને પોતાના ઉપર તિરસ્કાર છૂટવા માંડ્યો ; તેણે મન સાથે પ્રશ્ન કર્યો કે જો મનોરમા જેલમાંથી છૂટે તો હું તેને પાપમાંથી બચાવવા હજી પણ શક્તિમાન છું કે નથી? લગ્ન? એ તો અસંભવિત છે!

મનોરમાને ઘરમાં આણું તો સુનીતિને કાઢી મૂકવી પડે; અને એવી તો કલ્પના પણ તે કરી શકતો નહોતો.

તો પછી હું મનોરમાનું શું કરવાનો છું? નદીમાં તણખલું તણાઈ જાય એમ શું એ તણાઈ જ જશે?—હું શું એનું કશું જ નહિ કરી શકું!

એટલામાં જગદીશબાબુએ હાંક મારી :

'મેઘનાદ!'

મેઘનાદ ઊભો થઈ તેમને માનપૂર્વક અંદર લઇ આવ્યો. તેણે પૂછ્યું: 'ઓહો! ક્યારે આવ્યો? શા માટે?'

જગદીશબાબુએ કહ્યું: 'અરે ભાઈ, ભારે મુશીબતમાં પડી ગયો છું. હું આવ્યો હતો મારી એક માસીની દીકરીના લગનમાં. આવીને મહા વિપત્તિમાં ફસાઇ પડ્યો છું. હવે તું જો ન બચાવે તો મને બીજું કોઇ બચાવે તેમ નથી.'

'એવું શું છે? શી આફત છે?'

'ભારે આફત છે! મારા માસા ગરીબ છે, જેમ તેમ ભીખ માગીને છોકરીનાં લગન લે છે. છોકરો સારો છે, એમ. એ. નું ભણે છે. તેણે જાતે જ જોઇ વિચારીને લગન નક્કી કર્યું હતું. હવે એના દેશમાંથી કોઈ મામાએ આવી ફાંદો પાડ્યો છે. કેટલી લમણાઝીક પછી એણે એટલું કબૂલ્યું છે કે મામાને પાયેલાગણ મળવું જોઇએ, ઉપરાંત આ છે, તે છે મળીને એકાદ હજાર રૂપિયા બીજા નહિ મળે તો લગન નહિ થઇ શકે. હવે માસા હજાર રૂપિયા લાવે ક્યાંથી?

તેમણે ખૂબ હાથે પગે પડીને રડારોડ કરી. પણ એ ચશમખોર છોડે તો ને? છોકરોયે કશું બોલતો નથી. હું તો એ જોઇને એવો ચડી ગયો કે મેં તો એમને 'ન ભૂતો ન ભવિષ્યતિ' કરી ગાળ દઇને હાંકી કાઢયા. એ લોકો છોકરાને લઇને આજે બપોરે દેશમાં જતા રહ્યા. ગુસ્સાના આવેગમાં મેં સંભળાવી દીધું કે આવા ચશમખોરના હાથમાં છોકરી આપું? અને સરિતના જેવી છોકરી—એને લાયક મૂરતિયાની કાંઇ ખોટ પડી છે?—હું કાલે જ સરિતનો વર ખોળી લાવી લગન કરી નાખું છું—એટલે હવે મુશ્કેલીમાં આવી પડયો છું—તારા સિવાય તો બીજો કોઇ વર દેખાતો નથી, ભાઇ! હવે જો તું એક ખાનદાનની આબરુ બચાવવા ચાહતો હોય અને મિત્રની લાજ રાખવા ઇચ્છતો હોય તો જ કંઇ ઉગરવા આરો છે.'

મેઘનાદ માથે હાથ મૂકી વિચાર કરવા લાગ્યો.

છેવટે તેણે કહ્યું: 'ભાઇ, આના કરતાં તો આજે સવારે તેં આવીને મારી પાસે હજાર રૂપિયા માગ્યા હોત તો કશી જ મુશ્કેલી આવત નહિ. પરંતુ લગન કરવાનું—એક અજાણી અપરિચિત છોકરીને—'

'ના, એવું કરવાનું કોણે કહ્યું? તું હમણાં જ ચાલ, જાતે જો.– પસંદ ન પડે તો ના કહેજે.'

'આંખે જોઇને પસંદ કેવી રીતે કરું, ભાઇ? એ કાંઇ ચિત્ર છે?'

'તો પછી મારા શબ્દોમાં નિશ્વાસ રાખ. મેટ્રિક પાસ થયેલી છે,—ગાતાં બજાવતાં સરસ આવડે છે,—અને ઘરકામમાં હોશિયાર છે. કોઇએ કદી પણ એને મોઢે કઠોર વચન સાંભળ્યું નથી.'

બરાબર આ વખતે જોગેન્દ્રબાબુ આવી પહોંચ્યા.

જગદીશે તેમની આગળ પોતાની બધી વીતકવાત દિલ ખોલીને કહી.

જોગેન્દ્રબાબુએ કહ્યું: 'આમાં વિચાર કરવા જેવું શું છે? મેઘનાદબાબુ, તમારાં લગનનો વખત હવે તો થયો હોવો જોઇએ.'

મેઘનાદ કેટલીયે વાર સુધી ચૂપ રહી બોલ્યો: 'મારી સૌથી મોટી શરત એ છે કે જે મારી માને માની પેઠે રાખવાનું કબૂલ કરશે તેને હું પરણીશ.'

'તમારી મા!'

જોગેન્દ્રબાબુના મોંમાંથી આ ઉદ્ગાર નીકળી પડયા. તેમણે જગદીશની સામે જોયું.

જગદીશે જોગેન્દ્રબાબુની સામે જોયું.

'હા, મારી ધર્મની મા—સતીશબાબુનાં પત્ની. તેઓ મારે ત્યાં છે—તેઓ હમેશાં મારા ઘરમાં માતાના ગૌરવથી રહેશે. જે છોકરી તેમને મા તરીકે માન ન આપે તેને હું પરણવા માગતો નથી.'

જગદીશ અને જોગેન્દ્રબાબુ એક બીજાનાં મોં સામું જોવા લાગ્યા.

'તમારી બેનથી એ બનશે?'

આ પ્રશ્ન પૂછી મેઘનાદે જગદીશની સામે જોયું.

જગદીશનું મન ગુંચવાડે ચડી ગયું હતું. તે મનમાં મનમાં એવી ગણતરી ગણી રહ્યો હતો કે સરિત આવીને સુનીતિને આપ બળે ઝાડુ આપશે.—પરંતુ અહીં તો કંઈ જુદી જ વાત જણાઈ! —મા! ખરેખર શું એમનો મા-દીકરાનો સંબંધ હશે?—કે મેઘનાદ નંબર એકનો પાખંડી હશે?'

તેણે વિચાર કરીને જવાબ દીધો: 'એ સવાલ એ છોકરીને જ પૂછી જોને.'

મેઘનાદે કહ્યું: 'ભલે, તો ચાલ, તને મારી મા પાસે લઇ જાઉં. તેઓ પણ મને પરણાવવા ખૂબ અધીરાં થઇ ગયાં છે. તેઓ પોતે જ જઇને છોકરીને જોઈ આવશે. એ પરથી તમારી બેન તેમને માની પેઠે રાખી શકશે કે કેમ તેની ખબર પડી જશે.'

× × ×

સુનીતિ કોઈ રીતે છોકરીને જોવા જવા તૈયાર થઈ નહિ. તેણે મેઘનાદને સમજાવી કરીને મોકલ્યો.

સરિતને જોતાં મેઘનાદનું લોહી ચંચળ બની ગયું. ખૂબ કુશળતાપૂર્વક ઘડેલી સજીવ મૂર્તિ જોઈ લ્યો! બોલે ત્યારે ફૂલ ઝરે!

સરિતે સતાર બજાવી.

સંગીતના બિનઅનુભવી મેઘનાદે તેની ચંપાની કળી જેવી આંગળીઓની દ્રુત લીલા જોઈ. સંગીતે તેના કાનમાં અમૃતની વર્ષા કરી.

જે પૂછવાનું નક્કી કરીને તે આવ્યો હતો, તે હવે પૂછવાની જરૂર રહી નહિ.

મેઘનાદે લગ્નની હા પાડી.

× × ×

જગદીશ મહા મુંઝવણમાં પડી ગયો. તેણે પોતાના દૂરના સગપણના માસાની કલ્પિત દુર્દશાની વાત ઊભી કરીને મેઘનાદને સપડાવ્યો હતો, પણ હવે તે પોતે જ વિચારમાં પડી ગયો કે આ મેં ઠીક કર્યું કે નહિ. સુનીતિની સાથે મેઘનાદનો સાચેસાચ કેવો સંબંધ છે તે સમજવા તે આકાશપાતાળ એક કરવા લાગ્યો.

તેણે પહેલું એમ ધાર્યું હતું કે મેઘનાદ સુનીતિનો યાર છે;—એટલે મેઘનાદ સરિતને પરણી સંસારી બનતાં જ સુની-તિએ મેઘનાદના ખભા પરથી ઊતરવું જ પડશે. પરંતુ હવે એવું જણાયું હતું કે એમનો સંબંધ ગમે તે હોય, પણ મેઘનાદે પોતે પોતાનો સુનીતિના ધર્મપુત્ર તરીકે પરિચય આપ્યો હતો. આ સંબંધના જોરે સુનીતિ મેઘનાદના ઘરમાં રહીને અમલ ચલાવે છે, ને ચલાવશે.

આવા ઘરમાં જઈને સરિત શું સુખી થશે?—જગદીશ વિચારમાં ડૂબી ગયો.

× × ×

લગ્નને દિવસે ત્રણ વાગે જોગેન્દ્રબાબુ ઓફિસમાંથી પાછા આવ્યા. ખૂબ હાંફળા ફાંફળા જગદીશબાબુની પાસે જઈ તેમણે પૂછ્યું: 'લગન પાકે પાયે નક્કી છે?'

જગદીશે ઉદાસ ભાવે કહ્યું: 'હા.'

'આજે જ થવાનું છે?'

'હા.'

'તારીખ બદલાય એમ નથી?'

જગદીશે માથું ધુણાવ્યું.

જોગેન્દ્રબાબુ ગંભીર બની ભવાં સંકોચી વિચારમાં પડી ગયા.



: ૨૩ :

મેઘનાદનાં લગ્ન થઇ ગયાં.

છોકરીનાં માતાપિતા જમાઈને જોઈને જેમ ખુશ થયાં તેમ તેના ઘરમાં ધર્મ–માતાની સ્થાપના થયેલી જોઇ નાખુશ થયાં. પોતાનાં દીકરી જમાઈની ગરદન પર ચડીને, કોણ જાણે ક્યાંની કોઇ બાઈ અમલ ચલાવે, એ કલ્પના તેમને ગમતી નહોતી.

પરંતુ બધી બાજુનું કોઇને સુખ હોતું નથી, એવો વિચાર કરી તેમણે મન વાળ્યું, અને મનથી હૃદયથી એવી આશા રાખવા માંડી કે કંઇક થાય ને એ પાપ વહેલામાં વહેલું ઘરમાંથી વિદાય થઈ જાય.

× × ×

અષ્ટમંગલા પછી જ્યારે સરિત બાપને ઘેર પાછી આવી ત્યારે તેની મા તેને ઘેરી વળી. સરિત પેટ ભરીને સુનીતિનાં વખાણ જ કરવા લાગી. તેણે કહ્યું કે સુનીતિ ઘરમાં રૂઆબ ચલાવવાની વાત તો આઘી રહી, પણ મને જ બધો કબજો સોંપી દેવાને અધીરી બની ગઈ છે. એની પાસે જે કંઇ પૈસોટકો છે, તે બધોયે મેં ઘરમાં પગ મૂકતાં જ તે મને સોંપી દેવા માગતી હતી,—પણ મેં એ લેવાની ના જ પાડી, ત્યારે એણે મારા નામે સેવિંગ બેંકમાં ખાતું ખોલાવી બધું જમા કરાવી દીધું છે. સુનીતિ તો ઊલટી પોતાને દાસી બનાવી, મને ઘરની રણીધણી બનાવવા તલપાપડ છે.

આ સાંભળી એની માનું હૈયું હેઠું બેઠું.

× × ×

આ તરફ મનોરમાના કેસનો ચુકાદો બહાર પડયો.

જજ સાહેબોએ અપીલ મંજૂર કરી કેસ ફરી વિચારવાનો હુકમ કર્યો.

મનોરમાના વકીલે મેઘનાદને કેસ ચલાવવા સંબંધી વિસ્તૃત સલાહ સૂચના આપી.

મેઘનાદ એક દિવસ મયમનસિંહ જઈ જગદીશને કેસ સંબંધી સલાહ દઇ આવ્યો.

કેસની વાત કહી નાખ્યા પછી મેઘનાદે કહ્યું : 'નાહક જૂઠી વાતો ઊભી કરીને પ્રહ્‌લાદબાબુએ આ ઉપાધિ ઊભી કરી. સીધેસીધું પહેલેથી જ જો બધાએ સાચું કહી નાખ્યું હોત, તો કશું જ ધાંધલ ન થાત.'

જગદીશે કહ્યું : 'હા, હા! અપીલમાં કેસ ગયા પછી આમ બોલવું સહેલું છે પણ તેવું કર્યું હોત તો જ્યુરી શું ધારત એનો કંઇ ખ્યાલ છે? જોજેને, આ વખતે જ્યુરી શું કરે છે તે!'

મેઘનાદે કહ્યું: 'ચોરનો ભાઇ ઘંટીચોર! તું સાળો નરાતાલ જૂઠાણાના જોરે જ વકીલાત કરે છે. અને એથી તને એવી ટેવ પડી ગઇ છે કે કોઇ વખત, કાળે દુકાળે, કોઇ જગાએ સાચું બોલવાની જરૂર પડી તો તું કાયર બની જાય છે. દાખલા તરીકે, તારી બેનને મારે ગળે વળગાડવી હતી, પણ તેં સીધેસીધું કહ્યું નહિ પણ બિનજરૂરી લાંબી પહોળી નવલકથા બનાવી કાઢીને આવ્યો.'

જગદીશે હસીને કહ્યું: 'મેં બધું જૂઠું કહ્યું છે એ તને કોણે કહ્યું?'

'કોણે તે તારી બહેને, એ ઓછી જ ભાઈની પેઠે વકીલાત કરે છે!'

'ઊહ! છોકરી એવી અકૃતજ્ઞ નીકળી! તારી બે દિવસની ઓળખાણ—એટલામાં તારી આગળ મારા નામે ફરિયાદ કરવાનું શરૂ પણ કરી દીધું!'

'બે દિવસની ઓળખાણ નથી, સાલા, એ તો જન્મ-જન્માન્તરની છે!'

'ઓહો ! એમ છે ? આટલે સુધી વાત આવી પહોંચી છે ? તે ભાઇ, એ જન્મજન્માન્તરની ઓળખાણ હોત ક્યાં, જો મેં એ નવલકથા ન બનાવી કાઢી હોત તો ? તું હજી બીજાં દશ વરસ લહેરથી વાંઢો રહ્યો હોત.'

'અહીં જ તારી ભૂલ થાય છે. તું જ્યારે મારી પાસે આવ્યો ત્યારે હું પરણવાને માટે પૂરેપૂરો તૈયાર બનીને જ બેઠો હતો. તે વખતે બેઠો બેઠો હું એનો જ વિચાર કરતો હતો કે મારી હૃદયરાણી મારે માટે 'કમલાસન ઢાળી' ક્યાં બેઠી હશે !'

'ખરી વાત ? નવાઇનો મેળ મળી ગયો ! 'વિલપાવર' તો નહિ હોય ?'

'એ જ છે ! તે વખતે મારી એ જન્મજન્માન્તરની સખી astral plane (સૂક્ષ્મ ભુવન) માં મને ખેંચી રહી હતી, એથી જ મને એવું લાગ્યું હતું.'

આ વખતે મેઘનાદ મનોરમાને મળવા ગયો નહિ. તે ભાર તેણે જગદીશને સોંપ્યો.

× × ×

આ વખતે પોતે મનોરમાને મળ્યા વગર જ પાછો ફર્યો છે, અને તેને મળવાની તેને ઇચ્છા જ થઇ નથી, એ ખ્યાલથી તેને ખૂબ જ આત્મસંતોષ થયો. તેથી કલકત્તા આવતાં જ તે સીધો વિજયી વીરની પેઠે સસરાને ઘેર જઇ ઊભો.

સાસુએ થોડી વાર તેની સાથે વાતચીત કરી તેને સરિતના ઓરડામાં મોકલી દીધો. સરિત તે વખતે બેઠી બેઠી કોલેજનો પાઠ કરતી હતી.

મેઘનાદને જોઇ તે ઊભી થઇ ગઇ અને સ્મિત–લજ્જિત મુખે તેની સાથે વાતે વળગી. મેઘનાદે સરિતના પાતળા દેહને પોતાના મજબૂત બાહુમાં દબાવીને લજ્જાથી લાલ બનેલા તેના ગાલ અને હોઠ ઉપર ઉપરાઉપરી ગરમ ગરમ ચુંબનો ચોડી દીધાં.

તે જ વખતે, જલતા અંગારા જેવી એક ભયંકર સ્મૃતિએ મેઘનાદના હૃદયમાં ચપ દઈને ડામ દઈ દીધો. આવી જ રીતે પેલે દિવસ તેણે મનોરમાને ચુંબન કર્યું હતું.

આ વિચાર આવતાં તેના હાથ પગ જડ બની ગયા.

સરિતને છોડી દઈ તે ગંભીર થઈને બેસી રહ્યો.

સરિત કશું જ સમજી શકી નહિ. પતિની વર્તણૂક જોઈ તે દુભાઈ, પરંતુ કશું પૂછવાની તેની હિંમત ચાલી નહિ.

તે પણ મૂંગી મૂંગી બેસી રહી.

મેઘનાદે વિચાર કરીને નક્કી કર્યું કે હું સરિતને નહિ છેતરું, બધી જ હકીકત તેને ખુલ્લંખુલ્લા કહી દઈશ.

આમ વિચારી તેણે સરિતને ખોળામાં ખેંચી લીધી. અને કેવી રીતે નરમાશથી, સરિતના મનને નકામો આઘાત ન પહોંચે તેવી રીતે વાત કરવી તેનો તેણે વિચાર કરવા માંડયો. પરંતુ તે કંઇ જ નક્કી કરી શકયો નહિ.

છેવટે મેઘનાદે સરિતનું મુખ ઊંચું કરી કહ્યું: 'સરિત્, તું મને ચાહે છે?'

સરિતે લજ્જાભર્યું મોં મેઘનાદની છાતીમાં છુપાવ્યું.

મેઘનાદે ખૂબ દબાણ કર્યું ત્યારે તેણે જરા હસીને કહ્યું; 'શી ખબર, મને નથી લાગતું કે ચાહતી હોઉં.'

મેઘનાદ પણ હસ્યો.

તેણે સરિતના ગાલ ખેંચી કહ્યું: 'જૂઠી! સાચું બોલ, ચાહે છે કે નહિ?'

સરિતે કહ્યું: 'ખરું આ, બળાત્કારે પકડીને બોલાવવું છે ને એ સાચું માનવું છે! ઉહ, વાગે છે!'

મેઘનાદે ગાલ છોડી દીધો.

'ચાહું છું!' એ શબ્દો સરિતના મોંમાંથી સાંભળવા જાણે તે પાગલ બની ગયો હતો! ખૂબ હેરાન થવાથી બોલવું પડતું હોય એવો દેખાવ કરી છેવટે સરિતે એ આનંદમય સત્યનો સ્વીકાર કર્યો.

મેઘનાદ જાણે આનંદથી નાચી ઊઠ્યો,—તેને થયું કે આવા અદ્‌ભુત શબ્દો કોઈએ કદી પણ નહિ સાંભળ્યા હોય, અને આવું મહાન સૌભાગ્ય કદી કોઈનાયે નસીબમાં નહિ હોય!

તે સરિતને છાતી સરસી ચાંપી દઈ, તેના ગાલ પર ટપલી મારી બોલ્યો : 'શેતાનિયતની આ સજા!'

વાત વાતમાં આનંદનો કોઈ નવો ફુવારો ફૂટ્યો—બંને જણાં જુગજુગની જૂની પ્રથા પ્રમાણે, એ સનાતન મદિરાથી મસ્ત બની ગયાં. એ નશાના ઘેનમાં એમણે જે વાતોચીતો કરી, તે બધી ખૂબ પૂરાતન છે, જુગજુગજૂની અર્થ વગરની વાતો છે, પરંતુ મેઘનાદ અને સરિતને મન તો તે વિશ્વકર્માના કાર–ખાનામાં હમણાં જ તૈયાર થઈને આવેલો નવો માલ હતો, અને તે દુનિયાની તમામ સંપત્તિ કરતાં વધારે કીમતી હતો, વધારે સાર્થક હતો અને અપૂર્વ હતો. જેના અક્ષરે અક્ષરમાં મધુ ઝરે છે, જેનાથી હૃદય છલોછલ આનંદથી ભરાઈ જાય છે એવી એ કીમતી અર્થવગરની વાતો કોને નથી આવડતી? એ બધી અર્થથી ભરેલી છતાં અર્થવગરની, મામુલી છતાં કીમતી વાતો સૌના જીવનનો એક આનંદમય અંશ બની રહે છે.

એ આનંદનાં રેડિયમ-કણો મેઘનાદ પોતાના હૃદયમાં ઠાંસી ઠાંસીને ભરવા લાગ્યો—તોયે તેના લોભનો પાર આવ્યો નહિ.

આટલા આનંદને એકદમ કઠોર આઘાત કરી, ચૂર્ણ કરી ફેંકી દેવાની તેની હિંમત ચાલી નહિ. તેના મનની વાત અત્યારે તો મુલતવી રહી. સાથી વધારે જરૂરી હતી, તે વાત કહેવાઈ નહિ.

સરિતને બાપને ઘેર ઝાઝા દિવસ રહેવા મળ્યું નહિ. તેને તેડી લાવીને પોતાના ઘરમાં પ્રતિષ્ઠિત કર્યા વગર મેઘનાદનું મન કેમે ઠર્યું નહિ.

સરિત કૉલેજમાં ભણવા લાગી, પરંતુ તેના ભણતરમાં ખૂબ વિઘ્નો આવવા લાગ્યાં! મેઘનાદના દિવસો આનંદના નશામાં પસાર થવા લાગ્યા.

કહેવાની જરૂર નથી કે મેઘનાદ હવે, આ ઘરમાં જ કાયમ માટે રહેવા આવ્યો હતો. બોટબેલ કંપનીની ઑફિસના જે મેડા પર એ રહેતો હતો ત્યાં હવે કોઈ બીજો કેમિસ્ટ રહેતો હતો.

## : ૨૪ :

સુનીતિની હોંશ પૂરી થઈ. વહુ આવી ગઈ. પૂનમના ચંદ્રમા જેવી. વહુએ સ્નેહભર્યું કુમળું હૃદય સુનીતિની આગળ ખોલી નાખ્યું છે, અને એના તરફ માના જેવું વહાલ વરસાવ્યું છે.

પરંતુ સુનીતિનું મન કંઇ આનંદથી ભરાઇ ઊઠતું નથી! મેઘનાદ સરિતની સાથે આટલાં તોફાન મસ્તી કરે છે, બંને જણાં એકબીજાના પ્રેમમાં પાગલ બની ગયાં છે એ જોઈ કંઈ તેનો જીવ આનંદથી નાચી ઊઠતો નથી. જ્યારે બે જણાં અમથો અમથો ઝગડો કરીને માની પાસે ઇન્સાફ કરાવવા આવે છે અને એક બીજાના નામ પર ફરિયાદ નોંધાવે છે ત્યારે કંઇ સુનીતિનુ હૈયું પ્રેમથી ઊભરાઇ આવતું નથી.

કોઇ નિરર્થક વિષાદે સુનીતિને ઘેરી લીધી છે; રહી રહીને કેમ તેનો જીવ નિસાસો નાખે છે તેની તેને સમજ પડતી નથી.

સુનીતિ પોતાના મનને મનાવી શકી નહિ. જે હસવાની વાત હતી તેમાં પણ તેને રડવું આવી જતું હતું;—મન કેમે માનતું નથી, આ દુઃખ કોને કહેવું?

રાત્રે સુનીતિને ઉંઘ આવતી નથી. પાસેના જ ઓરડામાં આ નૂતન પ્રેમી યુગલ મોડી રાત સુધી હાસ્યકલ્લોલ મચાવી મૂકે છે, અને સુનીતિના હૃદયને હચમચાવી મૂકે છે. તેમની અનંત પ્રેમલીલાનો જે આભાસ રહી રહીને સુનીતિના કાનમાં પ્રવેશ કરે છે તેથી તેની આંખમાં આંસુ આવે છે. તે પોતાના ઉપર ગુસ્સે થઈ હોઠ કરડે છે,—પોતાના પર ચીડાય છે.

પરંતુ કરૂણ અશ્રુધારા તેના આખા મોં પર ફરી વળે છે;—અશ્રુપ્રવાહને તે રોકી શકતી નથી. તે વખતે તે પડી પડી,

ઓશીકામાં મોં છુપાવી, માત્ર રડયા જ કરે છે. રડતાં રડતાં રાતની સવાર થઇ જાય છે.

શાનું હતું આ દુઃખ? શા સારુ તેનો જીવ આવો કરૂણ આર્તનાદ કરતો હતો?

આ હતો તેના નિષ્ફળ જીવનનો ભીષણ હાહાકાર! સાર્થક નારી જીવનની આ ઉજ્જ્વળ જીવંત પ્રતિમાની પડખોપડખ, પોતાના અંધકારમય જીવનનું ચિત્ર જોતાં, સુનીતિને આજે રોમરોમે ભાન થયું કે મારું આખુંયે જીવન બિલકુલ નકામું, નિરર્થક અને તેજ વિનાનું ગયું.

વાત ખરી હતી; જીવનની સાર્થકતાથી તે વંચિત જ રહી હતી. તેના જીવનની શેરડીનો રસ તેના નિષ્ઠુર ભાગ્યદેવતાએ બિંદુએ બિંદુ નીચોવી લઈ, માત્ર તેનાં છોડાંકૂચા દઇને તેને આ જગતમાં મોકલી હતી,—કેવળ માત્ર જગતવ્યાપી વિરાટ વેદનાના યજ્ઞમાં ઈંધનરૂપ થવા સારુ,

આવો વિચાર કરતાં તેના સમસ્ત હૃદયમાં હાહાકાર વ્યાપી ગયો.

પણ કંઈ આટલું જ દુઃખ હતું?

સુનીતિ લજ્જાથી મરી જતી હતી, ને ઘૃણાથી ભરાઇ જતી હતી—માત્ર આટલું જ તેનું દુઃખ નહોતું. ઘણા દિવસથી તેના મનના ખૂણામાં એક વાત ઊંચીનીચી થયા કરતી હતી—આજલગી તેણે તે દાબી રાખી હતી, આજલગી તેણે મનને છેતર્યા કર્યું હતું. પરંતુ આ કેટલાક દિવસથી એ સત્ય તેણે દીન બનીને અનુભવ્યું હતું.

લોકોની આગળ એ કહેવાય એવું નથી;—મનમાં પણ તેનો સ્વીકાર કરતાં સુનીતિ કુંઠિત અને લજ્જિત બની ગઇ. મારા કાપી કાપીને ટુકડા કરી નાખું એવી તેને ઇચ્છા થઇ;—તેના પોતાની ઉપર તેને ભયંકર ક્રોધ ચડયો! હાય રે! કેવું જંગલી, કેવું નીચ, કેવું અવિશ્વાસ્ય, કેવું ભયંકર મારું મન છે! આજ-

લગી મેઘનાદે દૂધ પાઇને શું ઘરમાં કાળો નાગ જ ઉછેર્યો છે? આ પહેલાં હું મરી કેમ ન ગઇ?

સુનીતિના હૃદયને વલોવી નાખીને દુઃખનો સિંધુ ઊછળ્યો.—આંસુથી તેનું બિછાનું ભીંજાઇ ગયું, તેના હૃદયની ગ્રંથિ આ આત્મતિરસ્કારથી છિન્નભિન્ન થઇ ગઇ, દબાઇ ગઇ, પીસાઇ ગઇ.

મનમાં મનમાં તેને લાગવા માંડયું કે હું મેઘનાદનું આતિથ્ય માણવાને, તેની દયા પામવાને સાવ નાલાયક છું;—મેં મારા મનમાં મેઘનાદના 'મા' સંબોધનનું અપમાન કર્યું છે.

આવું પાપ પેટમાં રાખીને હવે હું અહીં કેવી રીતે રહી શકું? પણ, તો જાઉં કયાં? જાઉં કયાં એનો વિચાર જ કયાં કરવાનો છે તે? મરવાનો રસ્તો તો ઉઘાડો છે.

હા. પણ મરવાની બીકે તો હું પતિને છોડી, બે છોકરાંને છોડી અહીં આવી છું; પતિએ મારી પવિત્રતા પર કલંક ચડાવ્યું એટલે ક્રોધમાં એમનો ત્યાગ કરીને હું અહીં આવી છું. આજે લાગે છે કે એ અપમાનને હું લાયક છું, ખરેખર લાયક છું. એટલે એની સજા લેવા એ તિરસ્કૃત પતિની પાસે જ મારે જવું જોઇએ. હું મરી જાઉં, પરંતુ મારા મરવાથી જ મારું પ્રાયશ્ચિત થવાનું નથી, પતિના હાથે સજા પામ્યા વગર મારા પાપનું પ્રાયશ્ચિત થવાનું નથી.

× × ×

એક દિવસ સવારે ઊઠીને સુનીતિએ સરિતને કહ્યું: 'વહુમા, આજે હું મારી માને મળવા જાઉં છું,—તું ઘર સંભાળી લે, મા!'

સરિત બોલી: 'એ શું બોલ્યાં, મા! તો પછી ઘર ચાલશે કેવી રીતે! ઘરની ચિંતામાં પડીશ તો પછી હું ભણવાની કયારે? મારી પરીક્ષા તો આ આવી. તમે મારી પરીક્ષા પછી જજો.'

સુનીતિ જરા હસીને બોલી: 'કેવી ગાંડા જેવી વાત કરે છે! તારી પરીક્ષાને હજી ૭ મહિનાની વાર છે, હું ૭ મહિના લગી બેસી રહું? ના મા, હું એક વખત મારી માને મળી આવું. ઘરડું પાન કહેવાય—આજે હોય, કાલે ન હોય, એનું કંઇ કહેવાય નહિ.—મારું મન એને મળવા ખૂબ તલસે છે.'

સરિત મોં ચડાવી બોલી: 'તો હું એ બધું કાંઇ ન જાણું, મા, તમારા છોકરાને કહો.'

× × ×

સરિતે કેમે ગણકાર્યું નહિ ત્યારે સુનીતિને મેઘનાદની પાસે જવું પડ્યું; આજે તેને તેની પાસે જતાં સંકોચ થયો. આજ સુધી તેમની વચ્ચે જે સ્વાભાવિક સંબંધ રચાઇ ગયો હતો, તેમાં આજે એક મોટું ગાબડું પડ્યું હતું.

આજે સુનીતિ મેઘનાદની સાથે પહેલાંના જેવા સરળ ભાવથી વાત કરી શકી નહિ. ખૂબ શરમ અને સંકોચપૂર્વક તેણે મેઘનાદની આગળ પોતાના જવાની વાત મૂકી.

મેઘનાદે જોરશોરપૂર્વક વિરોધ કર્યો, અને સુનીતિની બધી દલીલોને, વિરોધોને મોટેથી બરાડા પાડી પાડીને દૂબાડી દીધાં.

છેવટે કંઈ રસ્તો ન રહેતાં સુનીતિ રડી પડી.

હવે તેને રજા આપવાની મેઘનાદને ફરજ પડી; પરંતુ તેણે ફરીફરીને એક શરત સંભળાવી કે એક મહિનામાં પાછાં આવી જવું પડશે.

જતીનને સાથે લઇને સુનીતિ ગઈ. પોતાના ત્રણે છોકરાઓને, કંઈ કંઇ શિખામણ દઈને સરિતના હાથમાં સોંપી દીધા.

જતી વખતે તે એટલું રોઈ કે ન પૂછો વાત.

મેઘનાદે કહ્યું: 'એક મહિના માટે જવાનું છે, તેમાં જો તને આટલું દુઃખ થતું હોય, મા, તો પછી જાય છે શું કરવા? જતીનને મોકલી તમારાં માને જ અહીં બોલાવી લોને?'

સુનીતિ આંખો લૂછતી લૂછતી બોલી: 'દુઃખ શાનું, ભાઇ? બૈરીની જાત રડે નહિ તો શું કરે? એના રડવાનો શું કંઇ અર્થ હોય છે? અમે ક્યારે હસતાં નથી, ને ક્યારે રોતાં નથી?'

× × ×

કહેવાની જરૂર નથી કે સુનીતિ ઢાકા ન ગઈ—પણ એ ગઈ ટાંગાઇલ.

જતીને કહ્યું: 'ટાંગાઈલ જવું હતું તો પછી મેઘનાદબાબુને ઢાકા જાઉં છું એવું શું કરવા કહ્યું?'

સુનીતિ બોલી: 'એવું ન કહ્યું હોત તો નીકળવા દેત ખરા?'

જતીને કહ્યું: 'પણ હું સતીશબાબુને ઘેર નથી આવવાનો, બાપુ! એ પહેલેથી કહી દઉં છું!'

સુનીતિએ કહ્યું: 'ના, તારે નથી આવવાનું.'

× × ×

ચોમાસામાં આખો દેશ જાણે પાણીમાં તરબોળ બની ગયો છે! માત્ર વચમાં કોઇ કોઇ ગામ માથું ઊંચું રાખી રહ્યું છે. આકાશમાંથી પૂનમનો ચંદ્રમા એ પાણી ઉપર ચાંદની વરસાવી રહ્યો છે, નાનાં નાનાં મોજાં ઉપર થઇને ચાંદની નાચી કૂદી રહી છે.

રાત્રિ શાંત છે, કોઇનોયે પગસંચાર નથી. દૂરથી ક્વચિત કોઈ માછીમારનું ગાયન કે લાકડીનો અવાજ સંભળાય છે. આવી નિસ્તબ્ધ રાત્રિએ એક નાની હોડીમાં સુનીતિ અને જતીન ટાંગાઇલ આવવા નીકળ્યા. ટાંગાઇલના ઘાટ પર લાંગરેલી નૌકાઓના દીવાઓની લંગાર દૂરથી જોઇને સુનીતિએ એ ચિર-પરિચિત, પ્રિય, સુંદર ભૂમિને ઓળખી લીધી! એના તમામ દુઃખની એ લીલાભૂમિ હતી, એનો સનાતન આશ્રય હતો.

આ ભૂમિ જોઈ સુખે દુઃખે તેનો જીવ ભરાઇ આવ્યો; એની આંખો આંસુથી છલકાઇ ગઇ.

ઘાટ પર નૌકા ઊભી રહેતાં જતીને કહ્યું: 'દિદિ, હું હોડીમાં જ બેસું છું.—તું કોઇને લઈને જા.'

સુનીતિએ જરા વિચાર કરી કહ્યું: 'ભલે, એ જ ઠીક છે.'

× × ×

માછીમારને સાથે લઇને સુનીતિ ઊંઘતી નગરીની શેરીઓમાં થઇને, ઘૂમટો ઓઢીને ચાલી, તેનું હ્રદય જરા કંપી ઊઠયું; પરંતુ હું મોતના મોંમાં જઈ રહી છું એનો અનુભવ થતાં તેની બીક જતી રહી.—હૃદય ગંભીરભાવથી પૂર્ણ થઈ ગયું.

ચંદ્રના પ્રકાશથી ઝગમગતા આકાશ ભણી જોઇ તે બોલી: 'હું હમણાં જ ત્યાં આવું છું.'

પોતાના મનનો તમામ મેલ ધોઇ નાખી, તે શાંત નિર્વિકાર-ચિત્તે પોતાનું પ્રાયશ્ચિત કરવા ચાલી.

× × ×

ઘરના ઊમરે પગ દેતાં એની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. સમસ્ત ભૂતકાળ તેની આંખ આગળ તરી આવ્યો. પોતાના દુઃખભર્યા ભૂતકાળના સ્મરણથી પણ તે આજે રડી. કારણ એ એના પુણ્યપવિત્ર જીવનની કહાણી હતી,—સન્તાનના મધુર સ્પર્શથી ભરપૂર એવું તે આનંદમય જીવન હતું,—દોષોથી ભરેલું, છતાં સ્નેહરસથી ભરેલું એ જીવન હતું!

એના પગ ઊપડયા નહિ!

ખડકી આગળ જ તે થંભી ગઇ.

હવે શું કરવું?

ઘરમાંથી સતીશ બોલ્યો : 'કોણ ?'

સુનીતિ નખશિખ કંપી ઊઠી,—તે કંઇ જ બોલી શકી નહિ.

દીવો લઇને સતીશ બહાર આવ્યો.

સુનીતિએ પોતાની સાથે આવેલા માછીમારને તરત જ રવાના કરી દીધો; અને પોતે નીચું માથું કરી, ધ્રૂજતે હૃદયે પણ સ્થિર ઊભી રહી.

સતીશે આવી દીવો ધરીને જોયું.

સાત હાથ પાછો હટી જઇ તે બોલ્યો : 'તું! પાછી તું આવી શું કરવા ?'

સુનીતિ કંઈ બોલી નહિ.

સતીશ બોલ્યો : 'કેવી બેશરમ છે તું! આવું મોટું પાપ કરી, પાછી મારા ઘરમાં પગ દેવા આવી છે? કાંઇ લાજશરમ છે કે નથી? નીકળ અહીંથી;—તારું સ્થાન અહીં નથી;—ત્યાં રસ્તામાં છે.'

સુનીતિ કાંઇ બોલી નહિ, હાલી ચાલી યે નહિ!

સતીશ બોલ્યો : 'ક્યાં આવી આ આફત! કહું છું, જા અહીંથી. શું કરવા મરવા આવી છે અહીં?'

મૃદુસ્વરે સુનીતિ બોલી : 'હું મરવા જ આવી છું.'

સતીશ ચમકી પડ્યો.

થોડીવાર રહી તે બોલ્યો : 'મરવા આવી છે! તે અહીં શું કરવા? નદીએ જા, કોટે પથરો બાંધી ડૂબી મર. જા અહીંથી?'

સુનીતિનો હેતુ સફળ થયો.

પતિનો હુકમ મળતાં તેણે મોં ફેરવી ચાલવા માંડ્યું, પણ થોડેક જઇને પાછી આવી બોલી : 'મારું એક છેલ્લું વેણ રાખશો? મારા છોકરાઓનું મોં જોતી જાઉં.'

'જા, એવું બધું નહિ બને. છોકરા ઊંઘે છે, ઘરમાં સૌ ઊંઘે છે,—કોઇ જાગી જાય, જાણી જાય એ પહેલાં તું અહીંથી રસ્તે પડ. એકદમ જતી રહે.'

'એક વખત,—ફક્ત એક વખત જોવા દો! એમને ઊંઘતા જ જોઇ લઇશ,—જિંદગીમાં છેલ્લીવાર જોવા દો.'

આમ કહી રડતાં રડતાં સુનીતિ સતીશના પગમાં ઢગલો થઇને પડી.

સતીશે જોરથી પગ ખેંચી લીધા તેથી સુનીતિના કપાળમાં સતીશની પાવડીનો ઘા લાગી ગયો. કપાળમાંથી લોહી નીકળવા લાગ્યું.

હાથ વડે કપાળ દાબી રાખી સુનીતિ ઊભી થઈ ગઈ.

સતીશે ઝટપટ બારણું બંધ કરી દીધું.

× × ×

રસ્તા પર આવી સુનીતિ બહુવાર સુધી ઊભી રહી. ઊભાં ઊભાં તેણે વિચાર કર્યો. પછી ઘાટ પર પાછી આવી.

જતીને સુનીતિને કહ્યું: 'એ તો જાણીતું જ હતું. તું આવી શું કરવા?'

સુનીતિ બોલી: 'મારું નસીબ!'

જતીને કહ્યું: 'હવે ક્યાં જવું છે?'

સુનીતિ બોલી: 'ચાલ, હવે ઢાકા જઇએ. તું સૂઇ જા, એટલામાં હું મેઘનાદને એક કાગળ લખી નાખું.'

તેણે એક કાગળ લખ્યો સતીશ પર, અને બીજો લખ્યો મેઘનાદ પર.

છેવટે તે બોલી: 'ના, મારા મનનું પાપ હવે તેને કહીને શું કામ છે?'

આમ બોલી મેઘનાદ પર લખેલો કાગળ ફાડીને ફેંકી દીધો; અને સતીશ પર લખેલો કાગળ ગડી વાળીને એક પેટીની નીચે દબાવીને મૂક્યો.

રાત પૂરી થવા આવી હતી. સુનીતિએ ચોતરફ નજર કરી જોયું તો સૌ ભરઊંઘમાં પડ્યું હતું.

તે નૌકાની શિલા ઉપાડી લઇ, ધીરે ધીરે પાણીમાં ઊતરી. ઊંડા જળમાં ગયા પછી તેણે શિલા ગળામાં બાંધી ડૂબકી મારી, ફરી તે ઉપર આવી જ નહિ.

× × ×

બીજે દિવસે સવારે જતીન કાગળ લઈ રડતો રડતો સતીશને ઘેર ગયો. સતીશ હમણાં જ મોં ધોઇને બહાર આવ્યો હતો. જતીનને જોઇ તેનો ક્રોધ ભભૂકી ઊઠ્યો.

પરંતુ જતીને જ્યારે રડી પડીને કહ્યું: ' બહેન મરી ગઈ !' ત્યારે તે સાપે દંશ દીધો હોય તેમ સ્થિર થઇ ગયો !

એકદમ જતીનના હાથમાંથી તેણે કાગળ પડાવી લીધો:

કાગળમાં સુનીતિએ લખ્યું હતું:

'તમારો હુકમ માથે ચડાવી ચાલી જાઉં છું. હું તમારી પાસે સજા લેવા આવી હતી; સજા મેળવીને કૃતાર્થ થઇ છું. મને હવે કંઇ દુ:ખ નથી;—માત્ર જતાં જતાં મારા છોકરાઓનું જરી મોં જોવા પામી હોત તો સારું-એટલું દુ:ખ રહી ગયું.'

મેં તમારી શય્યા કલંકિત કરી નથી. પરંતુ મનમાં મનમાં મેં ભીષણ પાપ કર્યું છે. એવા આશીર્વાદ આપો કે મારા આ પ્રાયશ્ચિત્તથી મારું એ પાપ ધોવાઈ જાય.

તમારી પાસે મારી આ છેલ્લી વિનંતિ છે,—અભાગણીના પેટે જન્મ લીધો છે એટલા ખાતર છોકરાઓનો તિરસ્કાર કરશો નહિ,—તેમનાં મા-બાપ થઇને તમે જ તેમની સંભાળ રાખજો.

લિ૦ અપરાધિની

સુનીતિ

તા. ક.—મેઘનાદ દેવતા છે, તેની ઉપર તમે ખોટો સંદેહ આણશો તો ધર્મના ગુનેગાર થશો. તેણે મને મા કહીને સ્વીકારી હતી અને માનગૌરવપૂર્વક ઘરમાં રાખી હતી; પરંતુ હું હૈયાફૂટી તેના 'મા' સંબોધનનું માન જાળવી શકી નહિ, તેથી તેને છોડીને આવી છું.'

સતીશ સ્તબ્ધ બની ત્યાં જ ઊભો રહી ગયો.

જ્યારે તે કંઈક સ્વસ્થ થયો ત્યારે તે જતીનને સાથે લઈ દોડતો પ્રહ્લાદબાબુને ઘેર ગયો. તરત જ થાણામાં ખબર આપી પ્રહ્લાદબાબુએ આ કાગળ રજૂ કરી દીધો.

સુનીતિના મૃત દેહને પાણીમાંથી શોધી કાઢવામાં આવ્યો. રીતસર તપાસ પછી તેણે આત્મહત્યા કરી છે એવું સાબીત થતાં પ્રહ્લાદબાબુ નિશ્ચિન્ત થયા.



ફરી કેસ ચાલ્યો તેમાં મનોરમા છૂટી ગઇ.

મેઘનાદ એક દિવસ આવીને સાક્ષી આપી ગયો હતો. આ વખતે સરિતને સાથે લઇને આવ્યો હતો. મનોરમાને તે મળ્યો નહોતો.

છૂટી થતાં મનોરમા મેઘનાદની પાસે જવા માટે ઉતાવળી બની ગઇ. જગદીશે પહેલાં તો તેને વારવા બહુ પ્રયત્ન કર્યો, પણ છેવટે કંઇક વિચાર કરી તેણે પોતાના કારકુનની સાથે તેને કલકત્તા મોકલી દીધી અને મેઘનાદ ઉપર એક લાંબો તાર મોકલી દીધો.

આ તરફ મેઘનાદ ઘણા દિવસ સુધી સુનીતિના કંઈ પણ સમાચાર ન મળવાથી તેની મા ઉપર તાર કર્યો; જવાબમાં ખબર પડી કે સુનીતિ ઢાકા ગઇ જ નથી.

મેઘનાદ વિહ્વળ બની ગયો. ચારે તરફ તેણે તપાસ કરવા માંડી. પણ સુનીતિ ટાંગાઈલ ગઈ હશે એવી તો તેને કલ્પના પણ આવી નહિ.

ઓચિંતો એક દિવસ સવારે સતીશ તેને ઘેર આવી ઊભો. તેની પાસેથી મેઘનાદને ભયંકર સમાચાર મળ્યા.

સતીશ તે જ દિવસે છોકરાઓને લઇને જતો રહ્યો. છોકરાઓએ ભારે રોકકળ કરી મેલી. છુદુને છાતીએ વળગાડી સરિત ખૂબ રડી.

× × ×

બીજે દિવસે મેઘનાદ વહેલો ઊઠી ઓસરીમાં બેસી Indian Medical Journal વાંચતો હતો. તેમાં નવા તાવ વિષે એક લેખ આવેલો હતો, તેથી તે ઉત્સુક બની વાંચતો હતો.

વાંચતાં વાંચતાં તેનું હૃદય કંપી ઊઠયું. કોઈ બીજા માણસે મેઘનાદની જ પેઠે પરીક્ષા કરી આ તાવનું બીજ અને તેનું વારણ શોધી કાઢ્યું હતું તે જોઇ તે ચમકી ગયો. એકદમ તે લેખની નીચે તેણે લેખકનું નામ જોયું. નામ હતું—જતીશ ઘોષ.

ગુસ્સાથી તેનું માથું તપી ગયું. પાપી, વિશ્વાસઘાતી મિત્રના આ અપકૃત્યથી તે ગાંડો બની ગયો.

મેઘનાદે પોતાની શોધ વિષે કોઇને વાત કરી નહોતી.— માત્ર જતીશ ઘોષને જ તેણે કહ્યું હતું. આજ લગી અનેક ઝંઝટમાં પડીને મેઘનાદ પોતાનો લેખ પૂરો કરી મોકલી શકયો નહોતો; અને હવે આ વિશ્વાસઘાતીએ સહેલાઈથી મેઘનાદને મળનારો જશ ચોરી લીધો !

ગુસ્સામાં બબડતાં બબડતાં તેણે એ લેખ ફરી વાંચવા માંડયો. જતીશે એક પછી એક શોધની પ્રક્રિયાનું વર્ણન કર્યું હતું, અને જીવાણુની આકૃતિ, પ્રકૃતિ, વારણનું ફલાફલ, અને પ્રયોગનો નિયમ વગેરે આપ્યાં હતાં. લેખની છેવટે તેણે મેઘનાદનો નામોલ્લેખ કરી તેને ધન્યવાદ આપ્યો હતો. મેઘનાદે મારી સૂચના મુજબ કેટલીક તપાસ ચલાવી તથા બીજી અનેક રીતે આ શોધમાં મને ઘણી મદદ કરી છે એવું જતીશે લખ્યું હતું.

માસિકપત્ર ફેંકી દઇ મેઘનાદ માથા પર હાથ મૂકી વિચાર કરવા લાગ્યો. આ ચોરને, પારકાની મિલકત હોઇયાં કરનારને પંડિત સમાજમાં ઊતારી પાડવાનો ઉપાય તે વિચારવા લાગ્યો. પણ જેમ વિચારતો ગયો તેમ તેને જણાતું ગયું કે આ બાબતમાં પોતાનું કર્તૃત્વ સાબિત કરવાનો મારી પાસે કોઇ જ પુરાવો નથી. મારી મદદનો સ્વીકાર કરીને એણે મારા તમામ પ્રમાણ પુરાવાઓનો છેદ ઊડાવી દીધો છે.

વિચાર કરી કરી તેનું માથું ભમી ગયું. તે ખીજાઇને ઊભો થઇ ગયો.

એક તો સુનીતિના શોકથી તેનું મન ધૂંધળું બની ગયું હતું,—તેમાં આ ઘટનાએ તેનું મન વિહ્વળ કરી નાખ્યું.

ઊઠીને ઊભા થતાં જ, તારના પટાવાળાએ આવી તેના હાથમાં જગદીશનો તાર મૂક્યો. રસીદ પર સહી કરી આપી તેણે ઝટપટ તાર ઉઘાડીને વાંચ્યો.

'મનોરમા છૂટી ગઈ છે!'—એ શબ્દો વાંચતાં જ તેનો જીવ અત્યારે કાંપી ઊઠ્યો. આગળ એથી યે ભારે વાત હતી! 'એ તારી પાસે આવવા માગે છે. મારા કારકૂનની સાથે તેને મોકલું છું. તૈયાર રહેજે, સાવધાન!'

મેઘનાદનું માથું ભમી ગયું.

જતીશ ઘોષના અપરાધની વાત તે ભૂલી ગયો.

તેને થયું: 'મારો ભૂતકાળ મારી પાછળ આવી રહ્યો છે. આ પાપમાંથી હવે કેવી રીતે છૂટીશ? મનોરમાનું હવે હું શું કરીશ?'

આવા બધા જૂના અધૂરા પ્રશ્નોએ ફરી નવેસરથી એના મગજમાં ધમરોળ મચાવી દીધી.



: ૨૬ :

આટલું વિચાર કર્યા પછી મેઘનાદે નક્કી કર્યું કે મનોરમા આવે એ પહેલાં જ સરિતને બધી વાત દિલ ખોલીને કહી દેવી.

પ્રતિજ્ઞા કર્યા પછી તે વધુ રાહ જોઈ શક્યો નહિ. તરત જ ઘરમાં ગયો.

સરિત તે વખતે રસોડામાં હતી. સુનીતિના ગયા પછી મેઘનાદે રસોઇને માટે એક બ્રાહ્મણી રાખી હતી. બ્રાહ્મણીના પતિ કેટલા હતા તેની પૂરી માહિતી મળી શકતી નથી, પરંતુ રાંધવામાં તેઓ દ્રૌપદીનાં બરોબરિયાં હતાં, એવું કોઇએ કદી પણ કહ્યું નહોતું. તેમ છતાં રાંધણકલામાં પોતે ખૂબ પાવરધાં છે એવો તેમનો ભારે ગર્વ હતો. તેમાં યે વળી આવડી અમથી આ છોકરી સરિત પોતાને રાંધવાનું શીખવવા આવે એ તેમનાથી કોઇ રીતે પણ બરદાસ્ત થઇ શકતું નહોતું. પરંતુ સરિત રાંધણકલામાં પારંગત હતી, એટલે તેનાથી પણ બ્રાહ્મણીને કંઇ કંઇ ઉપદેશ દીધા વગર રહેવાતું જ નહિ. એનો ઉપદેશ બ્રાહ્મણી જરા પણ કાને ધરતી નહિ. ભીષણ અવજ્ઞાપૂર્વક સરિતની સૂચનાને ઊડાવી દેવાનો પ્રયત્ન સાવ નિષ્ફળ જતાં બ્રાહ્મણી સરિતે બતાવ્યા મુજબ શાક રાંધવા જતાં એવી કંઇ કરામત કરી નાખતી કે એનું રાંધેલું સાધારણ રાંધેલા કરતાં કંઈ કેવુંય ઊંચા પ્રકારનું બની જતું. સરિત, જો પછી, એમાં દોષ કાઢે તો બહાદુરીથી બધા યે દોષ તે સરિતના માથા પર નાખી દેતી.

આજે સરિત બ્રાહ્મણીને ઇલિ-માછલી રાંધવાનું શીખવતી હતી. માછલાં તેણે કડાઇમાં નાખ્યાં. રાઇમરચાં એક વાટકામાં કાઢી મૂકયાં હતાં. થોડીવાર પછી તેણે બ્રાહ્મણીને તે કડાઇમાં નાખવા કહ્યું.

બ્રાહ્મણી ગાલે હાથ દઈ બોલી: 'એટલામાં વઘાર કરવાનો, માછલાં હજી ચડયાં નથી ને!'

'હવે ચડાવવાનાં નથી, તમે વધાર કરો.'

'હાય મા! કાચાં માછલાં કોણ ખાય?'

સરિતે એકદમ પોતે જ વઘાર નાખી દઇ બોલી; 'આટલા બધા પાણીમાં ચડે છે તોયે માછલાં કાચાં રહેવાનાં છે?'

'ઉંહ! ચડયાં નથી! ચડે નહિ તો એની ગંધ કેમ જાય?'

'જાય છે કે નહિ તે જોજોને.'

આમ કહી સરિત હાથ ધોવા બેઠી.

બ્રાહ્મણીએ તે વખતે ચૂપકીથી પાણીનો ઘડો ઉપાડી કડાઇમાં પાણી રેડવા માંડયું.

સરિતે એકદમ તેનો હાથ પકડી લઈ કહ્યું; 'આ શું કરો છો?'

બ્રાહ્મણીએ કહ્યું: 'હજી વધારે પાણી જોઈશે, આટલા પાણીમાં માછલાં નહિ ચડે.'

'ચડશે, નહિ કેમ ચડે? હવે તમે કડાઈ ઉપર પેલો થાળ દાબી દો.'

બ્રાહ્મણીએ મશ્કરીમાં હસીને તે પ્રમાણે કર્યું.

બરાબર એ વખતે મેઘનાદે ગંભીર અવાજે બૂમ મારી: 'સરિત!'

ભારે અવાજ સાંભળી સરિત ચમકી ગઇ.

તેણે બ્રાહ્મણીને ઝટપટ સૂચના આપી દીધી; 'જરા ચડી જાય કે જરા અમથું કાચું તેલ મૂકીને ઉતારી નાખજો.'

આમ કહી તે દોડતી પતિની પાસે ગઈ.

મેઘનાદનું મોં જોઈ સરિતનો જીવ સુકાઇ ગયો. મેઘનાદ તેને લઇને ઉપર ગયો.

એક પલંગ પર સરિતને બેસાડી તેણે કહ્યું; 'આપણી એક ભયંકર પરીક્ષાનો સમય આવી પહોંચ્યો છે.'

સરિત કાંઈ બોલી નહિ.

તેણે માત્ર તેની પહોળી આંખો ભયથી મેઘનાદના મોં ઉપર સ્થિર કરી.

મેઘનાદ એ દૃષ્ટિ ઝીલી શક્યો નહિ. નીચું ઘાલી થોડી વાર દાંતે નખ ખણી તે બોલ્યો :

'તું મને ચાહે છે, હું પણ તને ખરા દિલથી ચાહું છું, એ વાત હું છાતીએ હાથ મૂકીને કહી શકું છું. મારા પર વિશ્વાસ રાખજે; અને મને આશા છે કે હું હમેશાં તારા એ વિશ્વાસને પાત્ર રહીશ. પરંતુ તું કદાચ મને દેવતા સમજતી હોઇશ ! પણ હું દેવતા નથી, સરિત ! એ જ વાત આજે મારે તને દિલ ખોલીને કહેવાની છે.

મારા જીવનમાં અગાઉ એક પાપ મારાથી થઇ ગયું છે. તને કહેવાનો મેં ઘણી વખત મન સાથે નિર્ણય કર્યો છે, પરંતુ કહેવાની હિંમત ચાલી નથી. મેં તો ધાર્યું હતું કે કદાચ કદી પણ તને કહેવાની જરૂર નહિ પડે. પરંતુ એ પાપે મારો પીછો પકડ્યો છે. હવે મારે તેની સામે, તારો હાથ પકડીને લડવાનું છે, તેથી તને એ વાત કહ્યા વગર ચાલતું નથી.'

તે પછી મનોરમાની સાથેના સંબંધની વાત, તેની સાથે વખતોવખત થયેલી વાતચીત, પોતે તેને જે કંઇ કહ્યું હોય તે બધું મેઘનાદે કશું પણ છુપાવ્યા વિના સરિતને કહી દીધું. પોતાના મનનો ભાવ જુદે જુદે વખતે કેવો થઇ ગયો હતો તે પણ તેમાં કહ્યું.

સરિતે જે નિર્મળ પ્રેમ અને શ્રદ્ધાના આધાર પર પોતાના પ્રેમજીવનનો આરંભ કર્યો હતો તે આધાર મેઘનાદની વાત સાંભળીને એકદમ જમીનદોસ્ત થઈ ગયો ! મેઘનાદે કહ્યું તેના કરતાં અનેક ગણું વધારે સરિતે તેના સંબંધમાં માની લીધું.

સરિતને લાગ્યું, જાણે મારા પગ હેઠળથી ધરતી સરી ગઇ છે—મારા જીવનનો એકનો એક આધાર હું ખોઇ બેઠી છું.

તે કંઈ પણ બોલી નહિ, રડી પણ નહિ તેના મોં પરથી લોહી ઊડી ગયું. તે ખાટલો પકડી રાખી નીચું જોઇ રહી.

મેઘનાદ કેટલીયે વાર મૌન રહ્યા પછી બોલ્યો: 'મનોરમા કાલે અહીં આવે છે, મારી કઠોર પરીક્ષાનો સમય આવ્યો છે. હવે શું કરવું? મનોરમાની શી વ્યવસ્થા કરવી? કશું જ મને સૂઝતું નથી. હવે તું મારો આધાર છે! તું મારો હાથ પકડી દોરી જા મનોરમા—આ—સરિત!'

વાકયને અંતે નામ દેતી વખતે મેઘનાદે જે ભૂલ કરી તે સરિતની છાતીમાં તીરની પેઠે ભોંકાઇ. એક પળ જાણે તેના હૃદયમાંથી બધું લોહી સુકાઇ ગયું. અંધારામાં ઓચિંતા વીજળીનો ઝબકારો થતાં જેમ લોકો કોઇ બિહામણો પદાર્થ જોઇ મૂઢ બની જાય તેમ સરિત મૂઢ બની ગઈ. મેઘનાદનું મન, તેવી રીતે, તેની નજર આગળ સ્પષ્ટ થઇ ગયું.

સરિતને થયું કે મારા પર મેઘનાદ ગમે તેટલો પ્રેમ રાખતો હોય, ગમે તેટલી શ્રદ્ધા રાખતો હોય તો પણ તેનું અંતર, તેનાં રક્તમાંસ સુદ્ધાં તેના સમસ્ત અસ્તિત્વ ઉપર, જીવનભરની અખંડ છાપ મારી રાખી છે મનોરમાએ!

તે કંઈ જ બોલી નહિ.

મેઘનાદ પણ ભૂલ કર્યા પછી ચમકી ઊઠયો. આવી ભૂલ પણ માણસ કરે છે? શી ખબર સરિત શું સમજી હશે?

આ વિચાર આવતાં તેનું મન એકદમ ગૂંચવણમાં પડી ગયું. તેની વિચારધારાએ હવે સુશૃંખલિત ભાવે ચાલવાની ના પાડી!

બહુવાર સુધી મૌન રહ્યા પછી તે બોલ્યો: 'હવે તું કહે તેમ કરું. તારા જ હાથમાં હું મારા જીવનનો તમામ ભાર સોંપી દઈને હું નિશ્ચિંત બનવા માગું છું.

સરિત એટલામાં ઠીકઠીક સાવધ બની ગઈ હતી.

તે શુષ્ક કંઠે, ગળું જરા ખોંખારી, બોલી: 'પેલા ઓરડામાં તેની પથારીની ગોઠવણ કરી દઉં છું.'

મેઘનાદ આભો બની તેના મોં સામે જોઈ રહ્યો.

સરિત મુખ નીચું જ રાખી રહી હતી; મેઘનાદ કશું જ સમજ્યો નહિ.

તે બોલ્યો: "આ શું બોલે છે, સરિત? એને અહીં રહેવા દેવાય જ નહિ! કોઈ અનાથાશ્રમ કે કોઈ મિશનમાં તેની ગોઠવણ કરવી પડશે.'

સરિત ઊઠીને ઊભી થઈ. તે બોલી: 'એ શું તમારો ધર્મ કહેવાશે?'

'તે સિવાય બીજું હું શું કરી શકું?'

સરિત દૃઢ સ્વરે બોલી: 'તમે તેને પરણજો!'

મેઘનાદ કૂદકો મારી ઊભો થઈ ગયો, ને ઘાંટો પાડી બોલ્યો: 'તું તે કાંઈ ગાંડી છે, સરિત! તેને હું પરણીશ તો તને શું કરીશ?'

'ઓહ! મારી ચિંતા ન કરશો.'

આમ કહી સરિત બારણા તરફ આગળ વધી.

મેઘનાદ તેનો હાથ પકડી બોલ્યો: 'જઈશ મા, બેસ. વાત એટલી સહેલી નથી. તારી ચિંતા ન કરું એ ઠીક, કારણ કે એને હું કોઈ હિસાબે પરણવાનો નથી. તને ન પરણ્યો હોત તો પણ હું એને કદાપિ પરણવાનો નહોતો. તને નથી ખબર કે એ કેવી ભયંકર સ્ત્રી છે! તે ભયંકર અનીતિખોર અને કદાચ ખૂની છે!'

સરિત કંઈક હસીને બોલી: 'પરંતુ એ બધું જોઈજાણીને તમે એને પરણવા તૈયાર થઈ ગયા હતા. પરણીશ એવું સમજીને

તો તેને બચી કરી હતી. હવે એ બહાનું કાઢવું નકામું છે. ધર્મની દૃષ્ટિએ એ તમારી સ્ત્રી છે, એનો ત્યાગ કરવામાં અધર્મ છે.'

મેઘનાદ તેનો હાથ છોડી બેય હાથે માથું પકડી પલંગ ઉપર બેસી પડયો. એના પોતાના જ અંતરાત્માએ એને આવું કેટલીયે વાર કહ્યું હતું! અત્યારે તેની વિવેકબુદ્ધિ સરિતના રૂપે તેને આ શબ્દો સંભળાવી જાણે ચાબૂકથી ફટકાવી ગઇ.

સરિત તક મળતાં ઓરડામાંથી બહાર નીકળી સીધી રસોડામાં જઇને ઊભી.

તે વખતે તેનું શરીર કાંપતું હતું, દાંત સખત ભીડાયા હતા, તે જાણે ઊભી યે રહી શકતી નહોતી, તેના હૃદયમાં કેવો ભીષણ અંધકાર છવાઇ ગયો હતો! કોઇ પ્રચંડ જળઘુમરીએ જાણે તેના ચિત્તને શૂન્ય અને ચંચળ બનાવી દીધું હતું; તેનો અંતરાત્મા બેડીએ બંધાઈ ખેંચી રહ્યો હતો, પોતે અથડાઈ કૂટાઇ ટુકડા થઈ રહી હતી.

આ બધું ઢાંખી ઢાંકીને શાંત મુખે પતિની સાથે વાત કરવામાં તેને જે ભીષણ પ્રયત્ન કરવો પડયો હતો, તેના થાકને લીધે તેનું આખું શરીર અને મન એકદમ તૂટી પડતાં હતાં. તે રસોડામાં એક ખીંટી પકડી ભિંતને ટેકે બેસી પડી.

બ્રાહ્મણીએ કહ્યું: 'રસોઈ થઇ ગઇ છે.'

સરિતે મેઘનાદને ખબર આપવાનું કહ્યું.

મેઘનાદ કેટલીયે વાર પછી સ્નાન કરવા ઊતર્યો. સરિત રસોડામાં જ દબાઇને બેસી રહી. મેઘનાદ એ તરફ આવે છે સાંભળી તેનો જીવ ફફડી ઊઠયો. તે એકદમ આ લઈ તે લઈ આઘુંપાછું કરવા લાગી.

તેણે જોયું તો બ્રાહ્મણીએ શાકની રાબડી કરી નાખી હતી, ઉપરાંત બાળી પણ નાખ્યું હતું. એકદમ તેને ક્રોધ

વ્યાપી ગયો. તેના ચિત્તનો તમામ ઉકળાટ તેણે બ્રાહ્મણી ઉપર ઠાલવી દીધો. હવે મેઘનાદ શું ખાશે એની ચિંતામાં તે ઝટપટ બે ઈંડાં ફોડી ઓમલેટ તળવા બેસી ગઈ. તે તળાયા પછી બ્રાહ્મણીને ચૂલા આગળથી દૂર કરી તેણે પોતાને હાથે ભાતની થાળી કાઢીને મેઘનાદને પીરસી.

હજી પણ બંને વચ્ચે કંઈ પણ વાત થઈ નહિ. બંનેને હવે કંઈ પણ વાત કાઢતાં ભયંકર સંકોચ થતો હતો. જાણે કોઈ લજ્જાએ આવીને બંનેનાં મોં શીવી લીધાં હતાં.

મેઘનાદ જમીને બોટએલ કંપનીની ઓફિસમાં ગયો.

સરિત પણ કોલેજમાં ગઈ.

: ૨૭ :

સાંજે આવીને મેઘનાદે જોયું તો સરિત હજી પણ કોલેજમાંથી આવી નહોતી. તેના પાછા આવવાનો સમય તો ક્યારનોયે થઇ ગયો હતો. કોલેજની બસ તે મહોલ્લામાં આવીને ગઇ હતી તે પણ તેણે જોયું હતું. એટલે તે ગભરાઇ ગયો.

મેઘનાદ વ્યાકુળ બની હાથ પગ પછાડવા લાગ્યો. બહુવાર સુધી ઘરમાં ને બહાર આંટા માર્યા પછી તે કોલેજ તરફ જવા નીકળ્યો. કોલેજમાં તેની ખબર મળી કે બધી છોકરીઓ ઘેર ચાલી ગઈ છે.

તેના મનમાં ભયાનક બીક લાગી. તેના દુઃખનો પાર ન રહ્યો. તે આવરો બાવરો ઘેર પાછો આવ્યો.

એટલામાં દાસીએ આવી એના હાથમાં એક કાગળ મૂક્યો ને કહ્યું કે તમારા સસરાના ઘરનો નોકર આવીને આ કાગળ આપી ગયો છે.

સરિતનો કાગળ હતો—જોઈ જરા સ્વસ્થતા અનુભવી મેઘનાદે તે વાંચવા માંડયોઃ વાંચ્યા પછી સ્તબ્ધ બની બેસી પડયો.

સરિતે લખ્યું હતું :

'ખૂબ વિચાર પછી મને સમજાયું છે કે તમારી સાથે મારો કોઇ જ ધર્મસંબંધ નથી; હોઈ શકતો પણ નથી. મનોરમા તમારી ધર્મપત્ની છે; તમે જો તેના પ્રત્યેની તમારી ફરજ બજાવી શકશો તો મારાં શ્રદ્ધાભક્તિ પામશો, નહિ તો હું તમારો તિરસ્કાર કરીશ.

મારી કંઈ જ ચિંતા કરશો નહિ. મારા જીવનના આ થોડાક દિવસો—કંઇ બહુ તો નથી, હું એ ભૂલી શકીશ એમ

લાગે છે. જીવનમાં પ્રેમ કરવા સિવાય બીજાં પણ કાર્યક્ષેત્ર છે; હું કોઇ એક કાર્યક્ષેત્ર શોધી લઇશ. ભગવાન મને સહાય હો!

તમારો ને મારો આ વિયોગ હંમેશનો છે. આ ગુસ્સો નથી કે રીસામણું નથી. બહુ વિચાર કરીને મેં આ પગલું ભર્યું છે. આ નિશ્ચય બદલાવાનો નથી. બદલાવવાનો તમે કંઇ પ્રયત્ન કરશો નહિ. આ બધી વાત મેં કોઈને ય કહી નથી. અને કહેવાની યે નથી. તમે પણ કૃપા કરી આ વાત કોઇને કહીને મને શરમાવા જેવું કરશો નહિ. તમે જો આ ઘેર આવીને મને પાછી તેડી જવાનું કરશો તો વાત બધે ફેલાઇ જશે. અને હું એવું ઇચ્છતી નથી; હું નથી માનતી, તમે પણ ઇચ્છતા હો.

બીજું એક કહી રાખું છું. તમે મને મળવાનો પ્રયત્ન કરશો નહિ. તમે ગમે તે કરીને, હું જીવતી છું ત્યાં લગી તો મને જોવા પામવાના નથી. તમારી આગળ હું મરેલી છું; તમે જો એ નહિ માનો તો સાચે સાચ જ મરીને મારે એ સાબિત કરી આપવું પડશે.

આ કાગળના જવાબની મારે જરૂર નથી. જવાબ આપશો તો પણ હું વાંચવાની નથી. તમારી સાથે કંઇપણ સંબંધ રાખું તો હું સતીત્વ ધર્મથી ભ્રષ્ટ થાઉં. યાદ રાખજો હું સાધ્વી છું, મનોરમા નથી. અજાણે મેં જે પાપ કર્યું છે તેનું પ્રાયશ્ચિત મારે જીવનભર કરવું પડશે.

કાગળ મેઘનાદે ફરી ફરીને વાંચ્યો. વાંચ્યા પછી તેણે તે મેજ ઉપર મૂકયો, પછી બેય હાથે આંખો દાબી રાખી વિચારમાં પડયો.

કશું જ તે નક્કી કરી શકયો નહિ. આ આઘાત તેને એવો લાગ્યો હતો કે તેનું મન એકદમ જડ બની ગયું હતું; તે કશું જ વિચારી શકતો નહોતો.

રાત પડી ગઇ હતી.

મેઘનાદ ઊભો થઇ કપડાં પહેરી બહાર નીકળી પડયો. ટ્રામની લાઇન આગળ આવી ટ્રામમાં ચડી ગયો. પરંતુ સરિતના બાપના ઘર આગળ આવતાં તેનો વિચાર ફરી ગયો: 'ના, અત્યારે જવું એ ઠીક નથી.'

તે ટ્રામમાંથી ઊતર્યો નહિ. સીધો 'ગડેર માઠ' (એ નામનું મેદાન છે) ચાલ્યો ગયો. ત્યાં શૂન્ય ચિત્તે કલાકેક આંટા મારી તે ઘેર પાછો આવ્યો.

ઘેર આવીને મેજની પાસે અન્યમનસ્ક ભાવે થોડીવાર ઊભો રહ્યો. જગદીશનો તાર મેજ ઉપર જ પડયો હતો. કેટલીયે વાર તેની સામું તે જોઈ રહ્યો. પરંતુ તે વખતે તેનું મન દૂરદૂર ભાગતું હતું, તે કશું જોઇ શકયો નહિ.

તે વિચારવા લાગ્યો કે અત્યારે રાતે સસરાને ઘેર ન ગયો એ સારું જ કર્યું! ગયો હોત તો વાત ચોળાવા માંડત. પછી જઇશ તોયે ચાલશે.

સરિત મારો ત્યાગ કરીને જતી રહી છે. દુઃખની વાત લોકો જાણી જાય તો પોતાને કેટલું બધું શરમાવું પડે, એ વિચારથી તે બીવા લાગ્યો. તેથી એ જાહેરાતને બને તેટલી દૂર ઠેલી રાખવા તે અધીરો બની ગયો.

બહુવાર પછી તેને તાર દેખાયો. ત્યારે તેને યાદ આવ્યું કે કાલે સવારે મનોરમા આવી પહોંચશે.

હવે તેનું ભાન પાછું આવ્યું; બની ગયેલી સમસ્ત ઘટનાનો તેણે વિચાર કરવા માંડયો.

વિચાર કરતાં હવે તેને સરિત ઉપર ગુસ્સો ચડયો! સરિતે પોતાના જ દુઃખથી બહાવરી બની મારો તો લગીરે વિચાર કર્યો નહિ, મારી કઠોર પરીક્ષાની ઘડીએ, સહધર્મિણીની પેઠે પડખે ઊભીને મને તે મદદ કરવા આવી નહિ, છેક સાધારણ તુચ્છ માણસની પેઠે મોં ચડાવીને બેઠી! આથી તે ખૂબ જ ગુસ્સે થઈ ગયો.

સરિત ભણેલી હતી, બુદ્ધિશાળી હતી; તેની પાસેથી મેઘનાદે આવી આશા નહોતી રાખી. તેણે ધારેલું કે મારી ચિંતાઓનો બોજો સરિતની આગળ ઊતારી દઇશ તો એ એનો કોઈ સહજ સારો રસ્તો જરૂર દેખાડશે. પણ એવું તો કશું બન્યું નહિ. ઊલટું લાભમાં પામ્યો કેવળ અપમાન અને ભયંકર શરમ.

આમ કરીને સરિતે મને ખૂબ અન્યાય કર્યો છે એ જ વાત તેને વધારે ખટકયા કરવા લાગી.

સરિતે મને સમજવામાં ભૂલ કરી છે. મને તેણે ઘોર અન્યાય કર્યો છે!—પોતાના મનની આ વાત જો તે મોં ખોલીને કહી શકયો હોત, તો તેના મનનું વાદળું વીખરાઇ જાત; પરંતુ એવી કોઇ તક સુદ્ધાં આપ્યા વગર સરિતે તેમનો સંબંધ બિલકુલ કાપી નાખવાનું પગલું ભર્યું હતું. એમાં માત્ર અવિચાર નહિ, પરંતુ અભિમાન પણ હતું.

પણ આટલું અભિમાન એ શા પર કરે છે? એના મનથી એમ હશે કે મેઘનાદને મારા વગર ચાલવાનું નથી. હં, આટલા દિવસ ચાલ્યું છે, ને હવે નહિ ચાલે?

ભલે આ જ ઠીક છે. હું મારું વ્યક્તિત્વ ગુમાવીને એના પગ પકડી એને મનાવવા જવાનો નથી. એને ગરજ હોય તો એ આવીને મને મનાવે, બસ.

આ વિચાર કરતાં તેને આશ્ચર્યકારક શાંતિ ને શક્તિ મળ્યાં. માથેથી જાણે કોઇ બોજો ઊતરી ગયો હોય એમ તેને લાગ્યું.

હવે મનોરમા સંબંધીના કર્તવ્યનો વિચાર કરવાનો રહ્યો. તેનું શું કરવું તે હવે તે શાંત ચિત્તે વિચારવા બેઠો.

મનોરમા કાલે આવે છે. હવે શું થશે? એને ઘેર તો લાવવી જ પડશે, એ વિષે હવે એને કંઇ વિમાસણ રહી નહોતી.

પણ પછી?

મનોરમાની સાથે પહેલાંનો સંબંધ પાકો કરવો, તેની સાથે લગ્ન કરવું—એ પણ અસંભવિત છે. વળી સરિત એવું કહી ગઈ છે માટે હવે તો એ બિલકુલ અસંભવિત છે!

તો પછી મનોરમાનું કરવું શું? મનોરમાને તો હજી આખી જિંદગી કાઢવાની છે. એનો શો રસ્તો કરવો?

તે કંઈ કંઈ વિચાર કરવા લાગ્યો.

વિચાર કરતાં કરતાં તેના મનના ઊંડાણમાંથી એક ધ્વનિ સંભળાયો—આ મનોરમાને જ લીધે તેને જીવનમાં પહેલી વાર સત્યના માર્ગેથી સ્ખલિત થવું પડયું હતું અને સત્યનો ત્યાગ કર્યો તે પછીથી જ એના જીવનની તમામ દુર્દશાનો આરંભ થયો હતો!

તેને થયું કે તે પાપનું પ્રાયશ્ચિત કરવાની આ તક છે, સરિત મને સ્વેચ્છાએ છોડી ગઇ છે, સુનીતિ મરી ગઈ છે, હવે હિંમતપૂર્વક હું આખી દુનિયાની સામે થઇને મનોરમાનો સ્વીકાર કરી શકું તો જ મારા પાપનું પ્રાયશ્ચિત થશે, તો જ મારા જીવનમાં અવજ્ઞા પામેલા સત્યની ફરી પ્રતિષ્ઠા થવા પામશે—મારા જીવનમાં જે જટીલતા અસત્યનો આશરો પામીને પુષ્ટ બની ગઇ છે, તે ઓગળી જશે અને હું સરળ સત્યના માર્ગે વેગથી આગળ વધી શકીશ!

આ જ વાત તેના મગજમાં દઢ બની ગઈ! તેને લાગ્યું કે વિધાતાની જ આવી મરજી છે; આવી રીતે મારાં તમામ વિઘ્નો હટાવીને ભગવાને મને મનોરમાની સામે લાવીને મૂકયો છે મારી છેવટની પરીક્ષા કરવા માટે.

બીજો કોઈ જ વિચાર તેના મનમાં હવે રહ્યો નહિ. હિતાહિત, સગવડ અગવડનો પ્રયત્ને પણ તે વિચાર કરી શકયો નહિ: આ કલ્પનાના પ્રબળ પ્રવાહમાં તેની તમામ વિમાસણ, ન્યાય અન્યાય, સગવડ અગવડના તમામ વિચારો તણાઈ ગયા. તે પ્રબળ પૂરમાં તણખલાની પેઠે તણાવા લાગ્યો.

તેના મનમાં અસાધારણ ઉત્તેજના વ્યાપી ગઇ હતી યુદ્ધની શરૂઆતમાં વીરનું હૃદય જેવી રીતે ઉત્સાહથી ભરાઇ આવે છે તેવી રીતે મેઘનાદનું હૃદય ઉત્સાહથી ભરાઇ ગયું. સાથે તેવા જ કોઈ વિરોધી ભયથી તે ફરી ફરીને દુઃખી પણ થવા લાગ્યો. કોઇ કોઇ વાર તેને લાગવા માંડયું કે આ રસ્તો મારા સત્યાનાશનો રસ્તો છે. જીવનમાં તેણે જે કંઇ શ્રેય અને પ્રેય ભેગું કર્યું છે, તે બધાનો યે તે આજે, આ રસ્તે પગ માંડીને, નાશ કરવા બેઠો છે.

આટલું છતાં યે તેને લાગતું હતું કે આ રસ્તે પગ માંડયા વગર છૂટકો નથી. ઘડીક તે પોતાના નષ્ટ જીવનનો ખ્યાલ કરતાં દુઃખથી કાતર બની ગયો, પણ પછી તરત જ કર્તવ્યના ગૌરવથી એવું લોહી ગરમ થઇ ગયું.

આવી રીતે ઉત્તેજના અને વેદનાની સંમિશ્ર લાગણીમાં તેણે રાત પૂરી કરી.

× × ×

સવારે ઊઠી તે સ્ટેશને ગયો—મનોરમાને તેડવા માટે. આગલી રાતે તેના મનમાં લાગણીઓનું જે તાંડવ નૃત્ય મચ્યું હતું તેથી તેનું ચિત્ત એકદમ થાકી પડયું હતું. હવે તે થાકેલા, ભાંગેલા અને કંઇક ભીરુ ચિત્તે પોતાના જીવનના મુખ્ય સંગ્રામને માટે તૈયાર થઇને આવ્યો હતો. અત્યારે તે પોતાને યુયુત્સુ વીરના જેવો ન લાગ્યો, પણ વનના પશુના જેવો દેખાયો.

પરંતુ પાછા ફરવાનો તો કોઈ રસ્તો તેને દેખાતો જ નહોતો. અત્યારે તે એક ભયંકર આફતને જ નોતરવા આવી રહ્યો હતો એવું તેને સ્પષ્ટ સમજાતું હતું. પરંતુ એ આફતમાં એવો કોઈ મોહ હતો કે તેને માથું નમાવી ઝીલવી જ પડે એટલું જ નહિ, પરંતુ તેની સામા જઇને તેનો સત્કાર કરવો પડે.

સ્ટેશને મેઘનાદને ખૂબ જ રાહ જોવી પડી. ગાડી લગભગ એક કલાક મોડી હતી. તેટલો વખત તે શુષ્ક મુખે નિઃસ્પંદ જડ દેહની પેઠે એક પાટલી ઉપર બેસી રહ્યો. જ્યારે ટ્રેન આવી પહોંચી ત્યારે તે ઊઠીને ઉભો થયો. તેની છાતીમાં ધડૂમ ધડૂમ થવા લાગ્યું, તેના કાન તપી ગયા, તે મહા કષ્ટે ઊભો રહી શક્યો.

પછી તે ડબે ડબે જઇને બ્હાવરાની જેમ મનોરમાને શોધવા લાગ્યો.

આખીયે ગાડીના ઇન્ટરમિડિયેટ અને ત્રીજા વર્ગના તમામ ડબા તેણે ધારી ધારીને જોયા—પણ મનોરમાનું કોઈ જ ચિહ્ન દેખાયું નહિ. તે આવી નહોતી !

નિરાંતનો એક દમ ખેંચી તે ઊભો રહ્યો. કપાળ પરથી પરસેવો લૂછતો તે ધીમે ધીમે સ્ટેશનની બહાર આવી ઊભો. સવારનો પ્રકાશ અત્યારે તેને જરા વધારે ઉજ્જ્વળ લાગ્યો, લોકોની જા-આવમાં તેને કંઈ આનંદનો અનુભવ થયો, તેનો જીવ કલ્પનામાં પણ ન્હોતું એટલો હલકો બની ગયો.

મનોરમા આ ટ્રેનમાં આવી નહોતી. બીજી ટ્રેનમાં કદાચ આવે, એટલે તે નહિ જ આવે ને હું છૂટી ગયો એવું માની લેવાનું તેને કોઈ કારણ નહોતું. પરંતુ અત્યારે તો હું પરીક્ષામાંથી છૂટી ગયો એટલા ખ્યાલથી તેને ખૂબ શાંતિ થઈ. એટલે સુધી કે સરિતને આ સમાચાર કહેવા જવું જોઇએ એવું તેને થયું.

સ્ટેશનની બહાર એક ગાડીમાં સામાન ભરાતો હતો. ગાડીમાં બૂરખો પહેરેલી કોઈ સ્ત્રી બેઠેલી હતી. બહાર ઊભો ઊભો એક ભદ્ર મુસલમાન સામાનની દેખરેખ રાખી રહ્યો હતો.

મેઘનાદને જોઇ તેણે સલામ કરી. મેઘનાદે તેને ઓળખ્યો. તે મણીમિયાં હતો ! ! !

'ઓહો દાક્તરબાબુ, ક્યાંથી અહીં ?'

આમ બોલી મણીમિયાં જરા હસ્યો.

મેઘનાદને થયું કે બુરખાવાળી સ્ત્રી મારી તરફ જોઈ રહી છે.

મેઘનાદે કહ્યું: 'આવ્યો હતો મારું એક માણસ આવવાનું હતું તેથી.'

મણીમિયાંએ કહ્યું: 'કયાંથી મયમનસિંગથી?'

તે એવી રીતે બોલ્યો કે મેઘનાદને ખરાબ લાગ્યું. તે ઝટપટ ત્યાંથી જતો રહ્યો.

મણીમિયાં ગાડીમાં એ સ્ત્રીની જોડાજોડ બેસી ગયો.

ગાડી જ્યારે મેઘનાદની પાસે થઇને ગઇ ત્યારે મેઘનાદે જોયું તો એ બંને જણાં મેઘનાદની સામે જોઈ કંઈક બોલતાં હતાં. સ્ત્રીના ખડખડાટ હાસ્યનો અવાજ મેઘનાદને કાને ગયો પણ ખરો.

તે હાસ્યનો અવાજ સાંભળી મેઘનાદ ચમકી ગયો. ઘડીભર તેને થઇ ગયું કે પાછળ દોડીને મણીમિયાંને પૂછી જોઉં—પરંતુ બીજી જ ક્ષણે તેણે પોતાને વારી લીધો. આફત જો પોતે જ રસ્તે પડતી હોય તો એને પોતાના ઉપર ખેંચી આણવાની શી જરૂર!

પરંતુ તેને સંદેહ ન રહ્યો કે બુરખામાં કોઇ મુસલમાન ઓરત નથી, પણ મનોરમા છે!

પોતાની શંકા ટાળવા માટે તેણે જગદીશને તાર કર્યો. જવાબ મળ્યો કે મનોરમા જગદીશના કારકુનની સાથે જ કલકત્તા જવા નીકળી હતી, પણ રસ્તામાં જગન્નાથગંજ આગળ એને મણીમિયાંનો ભેટો થઇ ગયો. એટલે મણીમિયાંની સાથે જ હું કલકત્તા જઈશ એમ કહી તેણે જગદીશના કારકુનને પાછો કાઢયો હતો. તે પછી એ લોકો કયાં ગયાં તેની જગદીશને ખબર નથી.

મેઘનાદના માથા પરથી એક ભારે બોજો ઊતરી ગયો. તે ખૂબ સહજભાવે શ્વાસ લેતો થયો. આટલા દિવસ જે પાપના બોજાએ તેના સમસ્ત જીવનને આચ્છન્ન કરી રાખ્યું હતું, તે

બોજો ઓચિંતાનો, આમ અણધારી રીતે ઊતરી ગયો, અને એને એકદમ હલકો ફૂલ કરી નાખ્યો એ જોઇ તેનો જીવ હરખાઇ ગયો.

પરંતુ સરિત! એના તો કંઇ જ સમાચાર મળ્યા નહોતા. એને પાછી લાવવાનો રસ્તો શો? મેઘનાદને થયું કે એક વખત હું પોતે જઇને, એને મળી; બધી વાત ખુલાસાબંધ કહું તો બધું સરળ થઇ જશે. પરંતુ એની એ હિંમત ચાલી નહિ. કાગળમાં સરિતે ધમકી એવી આપી હતી કે એથી મેઘનાદને ડર લાગી ગયો હતો કે હું ત્યાં જાઉં ને વખતે એ કંઇ ભયાનક પગલું ભરી બેસે તો? કંઇ કહેવાય નહિ. એને કાગળ લખવાનું તેને મન થયું, પણ એ કાગળ તે વાંચશે કે નહિ તેની શી ખાતરી?

ખૂબ વિચાર પછી, તેણે જગદીશનો તાર ટપાલમાં સરિતની ઉપર મોકલી દીધો. ખબર મળતાં કદાચ સરિત આપમેળે જ પાછી આવે એવી તેના મનમાં આશા બંધાઈ.

: ૨૮ :

સાત દિવસ પસાર થઇ ગયા.

સરિતના કાંઈ જ ખરખબર આવ્યા નહિ. હવે મેઘનાદે તેને એક કાગળ લખવાનો ઠરાવ કર્યો. તેણે પોતાના મનની તમામ વાત ખુલાસાબંધ કહી નાંખતો એક લાંબો પત્ર તેને લખ્યો.

પણ કંઈ જ જવાબ આવ્યો નહિ.

× × ×

થોડા દિવસ પછી સરિતના મોટાભાઈ અજીતે આવી બૂમ મારીઃ 'સરિત્ !'

મેઘનાદ ચમકી ગયો.

તે ગભરાટમાં બહાર આવીને બોલ્યોઃ 'સરિત ? તે અહીં ક્યાં છે ! એ તો તમારે ઘેર છે.'

અજીતનું મોં સુકાઇ ગયું.

તે બોલ્યોઃ 'ત્યાં તો કોઇ નથી.'

બંને એક બીજાના મોં સામે મૂઢ બની જોઇ રહ્યા. બંને જણા ધબ કરતા ખુરશીઓમાં બેસી પડયા.

મેઘનાદ જોરથી માથું પકડી રાખી બોલ્યોઃ 'શું કહો છો ! શું બન્યું મને સ્પષ્ટ કહો—સરિત ત્યાં નથી ?'

'ના, પરમ દિવસે કોલેજમાં જવાના વખતે તે કહેતી ગઇ હતી કે હું હવે મારે ઘેર પાછી જવાની છું. એ પાછી ન આવી. અમે સમજ્યા કે કોલેજમાંથી અહીંની બસમાં બેસી તે અહીં આવી હશે.'

એવું સરિત ઘણી વખત કરતી, અને એવી જ રીતે તે પલે દિવસે મેઘનાદનું ઘર છોડી ગઇ હતી.

કેટલીયે વાર સુધી બંને જણા મૂંગા મૂંગા બેસી રહ્યા.

છેવટે અજીત કૂદકો મારી ઊભો થઇ ગયો. તે બોલ્યોઃ 'ચાલો અમારે ઘેર. બાપાને અને માને બધી વાત કીધા વગર નહિ ચાલે.'

મેઘનાદ યંત્રચલિતની પેઠે અજીતની સાથે ગયો. તેના સસરાને ઘેર ભયાનક રોકકળ મચી ગઇ.

મેઘનાદ અને અજીતે તમામ સંભવિત અને અસંભવિત સ્થળે જઇને તપાસ કરી—પણ સરિતનો કંઇ પત્તો ન લાગ્યો.

× × ×

સાંજ સમે નિરાશ હૃદયે તેઓ સરિતના બાપને ઘેર પાછા આવ્યા. સરિતની મા તે વખતે બિછાનાવશ બની ગઇ હતી.–તેના પિતા બેઠકખાનામાં કોકડું વાળીને બેઠા હતા. અજીત ને મેઘનાદ નિરાશ થઇને પાછા આવ્યા છે એવું સાંભળી સરિતની માએ જોરથી રોવા માંડયું;—બાપે કેવળ દીર્ઘનિઃશ્વાસ નાખ્યો.

મેઘનાદને સૌએ તે રાત ત્યાં જ રહેવાનો આગ્રહ કર્યો; પરંતુ મેઘનાદ સરિતની ગેરહાજરીમાં ત્યાં રાત ગાળવા કેમે રાજી થયો નહિ. બનતી ત્વરાએ તે ત્યાંથી રજા લઇ બહાર નીકળી પડયો.

તેના હૃદયમાં એવો હાહાકાર વ્યાપી ગયો હતો કે તેથી તેના કાને તાળાં લાગી ગયાં હતાં, આંખો આંધળી બની ગઇ હતી, તે બિલકુલ બાહ્યજ્ઞાનશૂન્ય હાલતમાં, ડોલતો ડોલતો ટ્રામ પર ચડયો.

ટ્રામમાં બેઠા પછી તે આકાશપાતાળ વિચારવા લાગ્યો.

સરિતની જીગરજાન દોસ્ત હતી સુલતા. તે એક વિલાયત જઈ આવેલા બ્રાહ્મણની દીકરી હતી—સરિતની બાળપણની સહાધ્યાયિની હતી. મેઘનાદ સરિતની સાથે ઘણીવાર એને ઘેર ગયો

હતો; અને સુલતા તથા તેના માતા-પિતાની સાથે વાતો ચીતો કરી આવ્યો હતો.

ચાલતાં ચાલતાં એકાએક મેઘનાદને થયું કે સરિત કદાચ ત્યાં ગઈ હોય. તરત જ ટ્રામમાંથી ઊતરી પડી, ગાડી કરી તે સુલતાને ઘેર ગયો, સુલતાના ભાઇને મળી સુલતાને મળવા આવ્યો છું એમ કહ્યું.

સુલતાનો ભાઇ અંદર જઇને જવાબ લાવ્યો કે સુલતાનું શરીર સારું નથી, એટલે તે મેઘનાદને મળી શકે તેમ નથી.

મેઘનાદે પોતાના આવવાનું પ્રયોજન જણાવ્યું,—અને માત્ર બે જ મિનિટ મળવાની વિનંતી કરી. સુલતાએ આ વખતે સાફ સાફ શબ્દોમાં એને મળવાની ના સંભળાવી દીધી.

મેઘનાદ ખૂબ આવરો-બાવરો બની ગયો. તે ઘરમાંથી બહાર નીકળ્યો, વળી પાછો આવ્યો; ને બોલ્યો: 'ભલે, પણ સરિતના કંઇ ખબર હોય તો કહેવડાવવાની કૃપા કરશે? એનું શું થયું છે? એ જીવતી છે?'

જવાબ આવ્યો કે સરિત જીવતી છે, મઝામાં છે, પરંતુ મેઘનાદબાબુએ એ પંચાતમાં ઊતરવામાં જરૂર નથી.'

મેઘનાદનો જીવ હેઠો બેઠો. તે ફરી પાછો તેના સસરાને ઘેર ગયો. તેણે ધાર્યું હતું કે આ સમાચારથી સરિતનાં માતા-પિતાને દિલાસો મળશે, પરંતુ આ સાંભળીને તો સરિતની માનો શોક ક્યાંયે વધી ગયો.

મેઘનાદ અજીતને સુલતાના ઘરનું સરનામું આપી ઘેર પાછો આવ્યો.

× × ×

બીજે દિવસે અજીત સુલતાની પાસેથી મળેલા ખબર મેઘનાદને સંભળાવી ગયો: 'સરિત પેલે દિવસ કોલેજમાંથી સુલતાને

ઘેર ગઈ હતી. ત્યાંથી તે બીજી જ ટ્રેનમાં ક્યાંક નોકરી કરવા જતી રહી છે. તેને ખૂબ સારી નોકરી મળી છે,—એને કંઈ દુઃખ પડવાનો સંભવ નથી. પણ ક્યાં ગઈ છે, ને શાની નોકરી છે તે વાત સુલતાએ ઘણું કહ્યું છતાં, ન જ કહી. સુલતાએ એને કપડાં લત્તાં, સરસામાન બધું આણી આપ્યું છે. જેટલું આપ્યું છે તેટલું પૂરતું છે, એને કંઈ અગવડ ભોગવવી નહિ પડે એટલી એ ખાતરી આપે છે. ટ્રંકમાં સરિતની ચિંતાનું કંઈ કારણ નથી, પરંતુ સરિત પોતે ખબર આપે એ ભલે, બાકી સુલતા પોતે થઈને કોઈને તેના કંઈ જ ખબર નહિ આપી શકે."

અજીતના ગયા પછી મેઘનાદ વિચારમાં પડ્યો. ઊંડી વેદનાથી તેનું સમસ્ત હૃદય જાણે ચૂરેચૂરા થઈ જતું હતું. તેને રડવું આવી જતું હતું! સરિત આ થોડા મહિનાઓમાં તો તેના જીવનના અણુએ અણુમાં મળી ગઇ હતી. તે આજે એને સહેલાઈથી છોડીને ચાલી ગઇ! પરંતુ મેઘનાદને તો થયું કે એણે મારા જીવનને ધરમૂળથી ઉખાડી નાંખ્યું છે. હવે જીવન મારે મન કેવળ શૂન્ય બની ગયું છે,—માત્ર દુઃખના અસહ્ય ભારરૂપ બની ગયું છે.

તે ખરેખર રડી પડ્યો. જીવનભરની વેદનાને તેણે રૂદનમાં વહેતી મેલી,—પોતાના જીવનની તમામ નિષ્ફળતાનું ભાન અનુભવી તે રડ્યો. જીવનની સફળતા, જીવનની સાર્થકતા હાથવેંતમાં હતી, બરાબર એ જ વખતે તેનું જીવન આવું શૂન્ય અને નિરર્થક બની ગયું એ જોઈને તે રડ્યો. સરિત હવે મને સદાને માટે તજી ગઇ છે એ વિષે એને બિલકુલ સંદેહ રહ્યો નહિ.

પરંતુ આ બધી વેદના અને આ બધા હાહાકારની અંદર ધીરે ધીરે એક વસ્તુનું ભાન તેને થવા માંડયું. હવે તે સ્વતંત્ર હતો! સુનીતિ જ્યારે તેની ગરદન પર ચડી બેઠી હતી ત્યારે તે જીવનભરના બંધનની ભીતિથી પીડાતો હતો! પરંતુ સુનીતિ થોડાક જ મહિનામાં તેને છૂટો કરીને ગઈ. સુનીતિને જ લીધે

તેને લગ્ન કરવું પડયું હતું અને એથી એને તૃપ્તિ થઇ હતી, પરંતુ કોઈ કોઇવાર તેને લાગતું હતું કે હું સોનાની સાંકળે બંધાયો છું. મારી સ્વાધીનતા હું ખોઈ બેઠો છું. જ્યારે મનોરમાના આવવાના સમાચાર મળ્યા ત્યારે આ બંધનની વેદના વધારે ગંભીર ભાવે તેને પીડવા લાગી હતી, પરંતુ હવે મનોરમા અને સરિત બંને એકી સાથે જતાં રહ્યાં હતાં, અને એને છૂટો કરી ગયાં હતાં! હવે એને કોઇ જ બંધન નહોતું, કોઇ જ વિઘ્ન નહોતું, તે સંપૂર્ણ સ્વતંત્ર હતો! હવે તે મન ફાવે તે રીતે જીવન ઘડી શકતો હતો!

ઊંડી વેદનાની સાથો સાથ તેણે આ સ્વતંત્રતાની શક્તિનો અનુભવ કર્યો. સાથે સાથે તેનું મન તેનાં ત્રણ બંધનનો વિચાર કરવા માંડયું. દરેકની સ્મૃતિથી તેને દુઃખ થયું. સુનીતિ થોડાક દિવસ તેનું જીવન આનંદમય કરી ગઇ હતી તે વાત યાદ કરી તે દુઃખી થયો.

પરંતુ સુનીતિ તેને છોડીને જતી રહી—તે મેઘનાદ પર પ્રેમ ન કરી શકી તેથી. તેનું પ્રેમ તરસ્યું હૃદય મેઘનાદને જોઈ વાસનાથી પીડાતું હતું; પરંતુ તેના અંતરના ધર્મજ્ઞાને તેને એ પાપ માટે મોતની સજા કરી.

મનોરમાએ પણ સુનીતિની પેઠે જ, મેઘનાદની સુકોમલ કાન્તિ પર મુગ્ધ બની, તેને મેળવવાની કામના કરી હતી, પરંતુ તેનાં ગુન્હાહિત હૃદયે, સામે મણીમિયાંને જોઇને, આગ્રે ઊભેલા મેઘનાદને ઘડીકમાં ભૂલી જઇ વાસનાના અતલ સાગરમાં ડુબકી મારી દીધી હતી.

પરંતુ સરિતે પોતાના અપાર પ્રેમને નિરર્થક સમજી, વાસનાને મસળી ચોળી પીસી નાંખી, જીવનની સાર્થકતાનો બીજો જ રસ્તો લીધો હતો. આ યાદ આવતાં મેઘનાદનું હૃદય સરિત માટેના ગર્વથી પ્રફુલ્લ બન્યું. સરિત સાધારણ નારી

કરતાં કેટલી ઉચ્ચ છે તે યાદ આવતાં તેણે આક્રંદ વેદનામાં અપૂર્વ આનંદનો અનુભવ કર્યો.

તેણે ખરા દિલથી પ્રાર્થના કરી કે સરિતનું કલ્યાણ હો! —તેનો આત્મા પરિતૃપ્તિ પામો! તેના પર હવે મારો હક નથી; પરંતુ તે જ્યાં હો ત્યાં, ગૌરવની ભાગી બનો. સુખી હો!— મેઘનાદ ફરી ફરીને આમ બોલવા લાગ્યો.

સરિત છૂટી થઈ છે. તેનું વિશાળ હૃદય મારા મલીન પ્રેમના બંધનમાંથી મુક્ત થયું છે. એ પણ મને અસત્યમાંથી, બંધનમાંથી મુક્ત કરી ગઈ છે. હવે હું સ્વતંત્ર છું. હવે મારું જીવન મારું જ પોતાનું છે. ભૂતકાળની ભૂલો દોષો બધું હવે સાફ થઇ ગયું છે. સત્યની સાથે, ધર્મની સાથે લેણુદેણુ બધી પતી ગઇ છે. હવે હું કોઇને પણ અધીન નથી.

તમામ ચિંતાઓને અને તમામ વેદનાઓને ડુબાવી દઇને આ અનુભવ એના મનમાં એકછત્રે આધિપત્ય જમાવી બેઠો. મેઘનાદ મનમાં મનમાં પોતાના ભાવિ જીવનની કલ્પના કરવા લાગ્યો.

# : ૨૯ :

મેઘનાદ બેઠકખાનામાં બેઠો હતો.

ખૂબ સાવચેતીપૂર્વક એ માણુસ એના ઓરડામાં દાખલ થયો.—અસિતની મરણપથારી આગળ મેઘનાદે જેને જોયો હતો અને જેણે તેને ગોલદીઘિ આગળ એક દિવસ ધમકી આપી હતી તે જ એ માણુસ.

મેઘનાદ એને જોઇ ચમકીને ઊભો થઇ ગયો. તેની પાછળ એક બીજો માણુસ આવ્યો. તેને પણ મેઘનાદે અસિતની પાસે જોયો હતો.

તેણે ઘરમાં આવતાં જ બારણું બંધ કરી દીધું.

મેઘનાદનો જીવ ફફડી ઊઠયો.

પહેલા આવનારે કહ્યું: 'મેઘનાદબાબુ, અમારી સાથે તમારે આવવાનું છે.'

મેઘનાદ શુષ્ક મુખે બોલ્યો: 'કયાં?'

'તે અત્યારે ન કહી શકાય! હમણાં જ કલકત્તા છોડી ચાલી જવું પડશે. તે પછી જોઇ વિચારીને કોઇ ઉપાય નક્કી કરાશે.'

'કેમ? જરા સમજાવો તો ખરા.'

'પોલિસ આજે તમને ને મને પકડવા નીકળવાની છે એવા ખબર મળ્યા છે. વખત બહુ થોડો છે,—હજી ભાગી જવા ય તેમ છે.'

મેઘનાદે કહ્યું: 'તો તમે લોકો નાસી જાઓ, હું નહિ નાસું.'

તે માણુસ હસીને બોલ્યોઃ ‘ તમારે પણ આવવું જ પડશે. તમે અમારી ઘણી વાતો જાણો છો. તમે પોલિસના હાથમાં પડો તે અમને પોસાય એમ નથી. વળી તમે અમારા પર કંઇ ઉપકાર કર્યો છે, એટલે અમારી ખાતર તમે વગર કારણે આફતમાં પડો એ અમને ગમે નહિ: પોલિસના હાથમાં પડયા તો તમને સજા થયા વિના રહેવાની નથી એ ચોક્કસ. ’

મેઘનાદ દઢ સ્વરે બોલ્યોઃ ‘ હું નહિ આવું. ’

તે માણસે તરત જ રિવોલ્વર કાઢી મેઘનાદની સામે તાકીઃ તેના સોબતીએ પણ તે જ પ્રમાણે કર્યું.

પછી તે હસીને બોલ્યોઃ ‘ કાં તો અમારી સાથે આવો, કે પછી અહીં જ આ પળે સોએ વરસ પૂરાં કરો. દલીલો કરવાનો વખત નથી, હમણાં જ પોલિસ આવી પહોંચશે, ચલો— હવે જો એક અક્ષરે બોલ્યા છો તો ગોળી છોડીશ. ’

મેઘનાદ મૂઢ બની આગળ ચાલ્યો. બંને જણ બે બાજુથી તેનો હાથ ઝાલી રાખી બહાર નીકળ્યા.

× × ×

બહાર મેઘનાદના બારણાની પાસે દિવાલની સાથે લપાઇને કેટલાક માણસો ઊભા હતા. મેઘનાદને લઇને આ બે જેવા બહાર નીકળ્યા કે તરત જ બહારના માણસો તેમના ઉપર કૂદી પડયા. મેઘનાદને તેમણે સહેલાઇથી ગિરફતાર કરી લીધો; પરંતુ તેની સાથેના બે માણસોએ ભયાનક સામનો કર્યો. છેવટે તેમાંના એક જણનો જમણો હાથ છૂટો થઇ ગયો. તરત તેણે રિવોલ્વર કાઢી ફટોફટ ગોળીઓ છોડવા માંડી.

બરાબર એ જ વખતે એક મોટર કોણ જાણે કયાંથી ત્યાં આવી ઊભી. તેની અંદર બેઠેલા કોઇ બે માણસોએ રિવોલ્વરો ચલાવવા માંડી.

બીજી જ પળે મેઘનાદે જોયું તો તેના બંને સાથીદારો છૂટા થઈ, મોટરમાં કૂદી પડયા. ચાર માણુસો લોહીલુહાણુ થઇ ત્યાં રસ્તામાં પડયા રહ્યા.

મેઘનાદ પણુ તે વખતે છૂટો હતો. જેમણે તેને પકડયો હતો તે લોકો પણુ ઘવાઇને પડી ગયા હતા.

આંખના પલકારામાં આ બધું બની ગયું. રસ્તાની પેલી મેરના એક ઘરમાંથી યુનિફોર્મ પહેરેલા કેટલાક પોલિસના માણુસો દોડી આવ્યા; પરંતુ એ લોકો આવે એ પહેલાં જ, મોટર ભોં ભોં કરતી બેપત્તા થઇ ગઇ હતી. તેઓએ આવીને, કિંકર્તવ્યમૂઢ જેવા મેઘનાદને સખત પકડીને, દોરડાં વડે બાંધી લીધો.

મેઘનાદ સંપૂર્ણ સ્તબ્ધ બની ગયો હતો. જ્યારે તે પૂરો બંધાઈ ચૂકયો ત્યારે તેનું ભાન પાછું આવ્યું. તે વખતે પોલિસના માણુસોએ એક ગાડી બોલાવી, મેઘનાદને તેમાં બેસી જવાનું કહ્યું.

ત્યારે મેઘનાદે કહ્યું: ' આ લોકો આમ અહીં પડયા છે,– એમની તરત જ સારવાર કરવાની જરૂર છે. મને રજા આપો તો સારું.'

ઇન્સ્પેકટર બાબુએ ઘડીક મેઘનાદ તરફ, તો ઘડીક ઘવાયેલા માણુસો તરફ જોયું. મેઘનાદના હાથપગ છૂટા કરવાની તો હિંમત ન ચાલી. તેમ છતાં છૂપી પોલિસના ઈન્સ્પેકટર, સબ ઇન્સ્પેકટર અને બીજા કેટલાક કોન્સ્ટેબલો ઘાયલ થઈને પડયા હતાં, તેમનાં તાત્કાલિક દવાદારુ થવાની જરૂર હતી.

ખૂબ વિચાર પછી, તેમણે મેઘનાદની પૂરેપૂરી તપાસ કરી જોયા પછી તેના હાથ છૂટા કર્યા; પરંતુ બેઉ હાથની સાથે બે લાંબા દોરડાં બાંધી રાખ્યાં.

મેઘનાદની સૂચના મુજબ, એની દાસીની મદદથી પોલીસના માણુસો એના ઘરમાંથી દવાદારુ, પાટા, કાપુસ વગેરે લઈ આવ્યા.

મેઘનાદે સૌની વ્યવસ્થા કરી, અને તે પછી શાંત ચિત્તે તે ગાડીમાં જઈને બેઠો. તે વખતે તેના હાથપગ લોઢાની બેડીએ બાંધવામાં આવ્યા.

મેઘનાદને હસવું આવ્યું. તેને જરાપણ દુઃખ થયું નહિ. તેની નિરાશા ખૂબ સંપૂર્ણ અને પકવ બની ગઈ હતી. જીવનમાં હવે તેને કશાની યે કામના રહી નહોતી. આખું યે જીવન તેને એક નિષ્ઠુર, અનંત પરિહાસ જેવું લાગતું હતું. તેથી તે હસ્યો.

હમણાં તો તે વિચાર કરતો હતો કે 'હું મુક્ત છું, સ્વતંત્ર છું.' અને બીજી જ પળે તે બેડીએ બંધાયો. તેને સ્પષ્ટ દેખાતું હતું કે આ બેડીઓ હવે હું કોઈ રીતે છોડાવી શકવાનો નથી, ન્યાયની એને આશા નહોતી. પોતે નિર્દોષ છે એ વાત ગમે તેટલી સાચી હોય, પણ એની વિરૂદ્ધના પુરાવા કેટલા મજબૂત છે એની એને બોટએલ કંપનીની જડતી લેવાઈ ત્યારે જ ખાતરી થઈ ગઇ હતી. તે પછી એને જે હાલતમાં ગિરફ્તાર કરવામાં આવ્યો, અને ગિરફ્તાર કરતી વખતે જે ભયંકર દંગો મચી ગયો, એ જોઈને તો હવે તે નિર્દોષ છૂટી જવાની કલ્પનાયે કરી શક્યો નહિ—ભાવિ જાણે એને બધું સ્પષ્ટ દેખાઇ રહ્યું હતું.

તેને થયું કે એની વિરૂદ્ધ આખી દુનિયાએ જાણે સંપ કરી એવા બધા સંજોગો ઊભા કરી દીધા હતા કે એના લોહ-પિંજરમાંથી છૂટવાનું નાનકડું છિદ્ર સુદ્ધાં એને દેખાતું નહોતું. એનું સમસ્ત જીવન હમેશાં કાતીલ વેદનાઓ જ ભોગવ્યા કરવાને લીધે કડવું ઝેર લાગતું હતું, અને હવે તો એ પૂરેપૂરું બેસ્વાદ અને ઘૃણાજનક બની ગયું હતું. દુઃખ હવે એને દુઃખ લાગતું નહોતું. તેથી તે શાન્ત અને સ્થિર ચિત્તે બેસી રહ્યો.

મેઘનાદને પહેલાં છૂપી પોલિસની ઓફિસે જવાનું થયું. ત્યાં પહેલાં તો કેટલાક બંગાળી પોલિસના માણસો તેને ઘેરી વળ્યા. કંઇ કંઇ સવાલો તેને પૂછવામાં આવ્યા. તેમાંના ઘણાના જવાબ તો મેઘનાદ જાણતો જ નહોતો. જે જાણતો હતો તે

તેણે સાચેસાચું કહી દીધું. અસિતની સાથેનો પોતાનો સંબંધ, બોટબેલ કંપનીની ઓફિસમાંથી એસિડની થયેલી ચોરી, પહેલી વાર તે છૂપાવી દેવાનો પ્રયત્ન, અસિતને જોવા માટે બગીચાવાળા મકાનમાં ગયેલો, તે વગેરે તમામ વાત તેણે કંઇપણ છૂપાવ્યા વગર કહી નાખી. જે વાત સાચી નથી એવું તે જાણતો હતો તેનો ઇનકાર કર્યો. જે વાતમાં તે કશું જ જાણતો નહોતો, તે સંબંધમાં તે કશું જ કહી શકે તેમ નથી એમ સ્પષ્ટ જણાવ્યું.

પોલિસ અધિકારીઓએ તેની પાસે બીજી પણ ઘણી વાતો કબૂલ કરાવવા અનેક ઇલાજો લીધા,—ભય પણ બતાવ્યો, એપ્રુવર કરવાનો લોભ દેખાડયો, છોડી દેવાની લાલચ આપી, —પણ મેઘનાદ એ બધી દરખાસ્તો સાંભળી માત્ર હસ્યો.

આ પછી છૂપી પોલિસના ડેપ્યુટિ ઇન્સ્પેકટર જનરલે પોતે એની પાસેથી વાત કઢાવવા પ્રયત્ન કર્યો; પરંતુ મેઘનાદ જે કંઈ બોલ્યો હતો તેના કરતાં એક અક્ષરે તેઓ તેની પાસેથી વધારે કઢાવી શકયા નહિ. એક જબરજસ્ત ફાઇલ લઇ તે જોઇ જોઇને તેઓ તેને સવાલો પૂછવા લાગ્યા.

મેઘનાદ તે ઉપરથી એટલું સમજી શકયો કે પોલિસે તેની પાછળ છૂપી પોલિસના માણસને મૂકયો હતો; એ ગુપ્તચરના રિપોર્ટો પરથી જ એને આ બધા સવાલો પૂછવામાં આવતા હતા. અસિત પહેલો જે દિવસે તેને મળવા આવ્યો તે જ દિવસથી આ ગુપ્તચર તેના ઉપર બરાબર નજર રાખી રહ્યો હતો, મેઘનાદ કયાં જાય છે ને શું કરે છે તેની તે તપાસ રાખી રહ્યો હતો અને તેનો તેણે રિપોર્ટ કર્યો હતો; પરંતુ સાચી વાતની સાથે કેટલીયે જૂઠી વાતો અને કેટલીયે કલ્પનાઓ તેણે જોડી દીધી હતી. ગુપ્તચરે લખ્યું હતું કે મેઘનાદ પાંચ વખત બગીચાવાડીમાં ગયો હતો.

અસિતની સાથે શી વાતો થઇ તે કહેવાની મેઘનાદે ના પાડી. સાહેબે તેમની વચ્ચે થયેલી વાતચીતનો એક રિપોર્ટ વાંચી સંભળાવી પૂછ્યું: 'આ બરાબર છે ને?'

મેઘનાદ હસીને બોલ્યો: 'એ રિપોર્ટ બિલકુલ ખોટો છે.'

સાહેબ બોલ્યા: 'તો પછી તમારે શી વાતચીત થઇ હતી?'

મેઘનાદે કહ્યું: 'મારા મિત્રે મારા પર વિશ્વાસ રાખી મને જે કહ્યું છે તે હું તેની સંમતિ વગર જાહેર કરી શકું નહિ.' સાહેબે તેને ફોસલાવવાનો પ્રયાસ કર્યો, દમ પણ ભીડાવ્યો, ભય દેખાડયો, પરંતુ મેઘનાદ વજ્રના જેવો કઠોર બની ગયો હતો.

ઘણી તપાસ પછી મેઘનાદને અલીપુરની જેલમાં મોકલવામાં આવ્યો. ત્યાં તેને એક અંધારી કોટડીમાં પૂરવામાં આવ્યો. મેઘનાદ તેથી લેશ પણ ગભરાયો નહિ. તે ત્યાં જમીન પર માથાનું ઓશીકું કરી પોઢી ગયો.

હવે મેઘનાદના વિચારોમાં ક્ષોભનું નામનિશાન નહોતું. દુનિયાના કઠિન બંધનમાં બંધાઇને એનાં દુ:ખ કષ્ટની હદ રહી નહોતી, હવે તેને થયું કે દુનિયાનાં બંધન બધાં પાછળ રહી ગયાં છે. મારી સાથેનું દુનિયાનું તમામ દેવું લેણું ચૂકતે થઇ ગયું છે. હવે મારે ચિંતા કરવા જેવું કંઇ જ રહ્યું નથી.

તેથી તેને કશું દુ:ખ થતું જ નહોતું. તમામ કામનાઓથી મુક્ત બની હવે તે તમામ સુખ દુ:ખથી પર થઈ ગયો હતો. જીવનના કોઇ પણ દુ:ખને યે હવે તે દુ:ખ સમજતો નહોતો. એક માત્ર મૃત્યુની તે શાંત ચિત્તે રાહ જોઈ રહ્યો હતો.

મનની આવી અવસ્થામાં તેને પોતાની અંદર કોઈ અસાધારણ શકિતનો અનુભવ થયો. તે જોઇ શકયો કે હવે કશાથીયે હું વિચલિત થતો નથી—હવે કશાનોયે મને ભય નથી, આટઆટલા પોલિસ અફસરો અને ખુદ ડેપ્યુટિ ઇન્સ્પેકટર જનરલ સાહેબની આગળ પણ હું અગ્નિપરીક્ષા આપી આવ્યો છું—એક પળ પણ છૂટવાના લોભથી ભાન ભૂલ્યો નથી—કે ભયથી વિચલિત થયો નથી, કારણ કે હવે જગતની કોઇ પણ ચીજ ઉપર મને મોહ નથી,—એટલે કશું ખોઇ બેસીશ એવો મને ભય નથી. કારાગારનાં આ બંધનોમાં બંધાઇને ખરેખર, હું સંપૂર્ણ મુક્ત

બની ગયો હોઉં એવું મને લાગે છે. બંધન હવે બંધન લાગતું નથી,–મનમાં હું સંપૂર્ણ સ્વતંત્રતાનો અનુભવ કરી રહ્યો છું.

તેને હવે એવું લાગવા માંડ્યું કે જગતના જીવનના બધા ભયો કેટલા તુચ્છ છે! જે બધી વસ્તુઓને મેં આજદિન લગી જીવની પેઠે સાચવી રાખી હતી, તે બધી આજે મને નાનાં છોકરાંનાં રમકડાં જેવી તુચ્છ લાગે છે! જે બધા ભયોથી હું પહેલાં અધમૂઓ બની ગયો હતો, જે લોભોથી હું લોભાઇ ગયો હતો, તે બધા કેવા તુચ્છ છે! મોટો માણસ જેવી રીતે નાનાં બાળકોની રમકડાંની રમતમાં કુતૂહલ અને અશ્રદ્ધાનો એકી સાથે અનુભવ કરે, તેવી રીતે જીવનની તમામ બાબતોમાં મેઘનાદ આજે અશ્રદ્ધા અને કુતૂહલની લાગણી અનુભવી રહ્યો હતો. તેને થતું હતું કે આવી બધી તુચ્છ ચીજો પણ મનને બંધનમાં નાખી શકે છે, એ કેવળમાત્ર બુદ્ધિની ભૂલને લીધે છે—મોહને લીધે છે.

એ મોહ અને માયાનો પડદો મેઘનાદની આંખ આગળથી ખસી ગયો. એકદમ મેઘનાદ હવે આખા જગતને તુચ્છ ગણતાં શીખી ગયો, અને જગતને તુચ્છ ગણવાની સાથે સાથે જ તેને પોતાના હૃદયમાં સબળ આત્માની સહજ મુક્તિ અને ગૌરવનો અનુભવ થયો.

તેણે મનથી મનથી પરમાત્માના ચરણમાં અસંખ્ય પ્રણામ કર્યા: ભગવાન! કઠોર આઘાત દઇને તેં જ મારાં તમામ બંધન કાપી મને મુક્ત કરી દીધો છે. હું કેવો મૂઢ કે બંધનમાં મારા આત્માને છૂપાવી દઇને પછી એ બંધનમાંથી છૂટવા માટે દુઃખથી કાયર બની રડતો હતો, અને તું કેવો અન્યાયી છે એમ કહી તારા ઉપર ગુસ્સે થયા કરતો હતો! પણ હવે મને દિવ્યદષ્ટિ સાંપડી છે.

મુક્તિના આસ્વાદનો આકંઠ અનુભવ કરી તેણે ભગવાનને ધન્યવાદ દીધા!



: ૩૦ :

મેઘનાદની ગિરફતારીના સમાચાર છાપામાં વાંચતાં જ જગદીશ એકદમ કલકત્તા દોડી આવ્યો. આવતાં જ એક પછી એક સમાચાર સાંભળી તે સ્તબ્ધ બની ગયો.

મેઘનાદના માથા પર કેવો મોટો વંટોળિયો વહી ગયો હતો એ તેને બરાબર સમજાયું. સરિતના ખબર કાઢતાં માલૂમ પડ્યું કે તેનો પત્તો લાગ્યો છે—તે ઢાકામાં કન્યા વિદ્યાલયમાં શિક્ષિકા તરીકે કામ કરે છે.

સરિતે સમાચાર મળતાં તરત જ કાગળ લખી મેઘનાદનો પૈસો ટકો કેટલો ને કયાં છે તેના ખબર આપ્યા. તેના પોતાના નામે પણ કેટલીક રકમ પોસ્ટ ઓફિસ સેવિંગ્સ-બેંકમાં હતી, તથા કેટલાક શેર હતા. સરિતે બે ફારમ સહી કરી મોકલ્યાં અને એ રૂપિયા ઊપાડી મેઘનાદનો બચાવ કરવાનું જણાવ્યું.

મેઘનાદના સસરા અને અજીત કમર કસી, કેસનો બચાવ કરવામાં લાગી ગયા. એક પ્રખ્યાત એટર્ની અને કેટલાક મોટા મોટા બેરિસ્ટરોને મેઘનાદની તરફથી રોકી લેવામાં આવ્યા.

જગદીશે જોગેન્દ્રબાબુની મુલાકાત લીધી.

જોગેન્દ્રબાબુએ કહ્યું: 'જે દિવસ મેઘનાદનાં લગન હતાં તે જ દિવસે આ કેસ પહેલો મારા હાથમાં આવી પડ્યો હતો—મેં બહુ કોશિષ કરી—પણ હું કોઈ રીતે મેઘનાદને બચાવી શક્યો નહિ.'

જગદીશે તેમની સાથે કેસ સંબંધી વાટાઘાટ કરી. જોગેન્દ્રબાબુએ તેને કેટલીક છૂપી વાતો કહી દીધી.

છેવટે તેમણે કહ્યું: ' આ કેસ હવે મારા હાથમાં નથી. મેં જ્યારે જોયું કે આમાં મેઘનાદ સંડોવાયેલો છે, ત્યારે મેં એ કેસ છોડી દીધો. એટલે બધી વાત તમને કહી શકતો નથી;

પરંતુ મને ખાતરી છે કે સારી રીતે બચાવ કરવામાં આવે તો મેઘનાદ છૂટી જશે.'

મેઘનાદનો કેસ ચાલ્યો હાઇકોર્ટની સ્પેશિયલ ટ્રિબ્યુનલ આગળ. ત્રણ જજો ન્યાય કરવા બેઠા. તેની સામે રાજદ્રોહનો, રાજાની સામે યુદ્ધ કરવાના કાવતરામાં ભાગ લેવાનો અને પોલિસ અમલદારોની હત્યા કરવાનો અને તેમને મરણતોલ જખમી કરવાનો આરોપ મૂકાયો હતો.

જે બધા પોલિસ અમલદારો મેઘનાદને ગિરફ્તાર કરવા જતાં જખમી થયા હતા, તેમાંના બે તે જખમથી મરણ પામ્યા હતા. પોલિસ પક્ષ તરફથી એવા પૂરાવા રજૂ કરવામાં આવ્યા કે મેઘનાદે પણ પોતાના સાથીદારોની સાથે ગોળી ચલાવી હતી એટલે આ હત્યાકાંડને માટે એ પણ એમના જેટલો જ જવાબદાર છે.

પણ મેઘનાદના વકીલોની ઊલટતપાસમાં આ સાક્ષીઓએ ગોટાળો કરી નાંખ્યો. તેમનું જૂઠાણું ખુલ્લું પડી ગયું. મેઘનાદના હાથમાં આ રિવોલ્વર હતી એમ કહીને જે રીવોલ્વર રજૂ કરવામાં આવી તે પોલિસની જ રીવોલ્વર હતી એમ સાબીત થયું. એકંદરે ગિરફ્તારીના દિવસના ગુના સંબંધમાં કેસ મેઘનાદની તરફેણમાં જ જણાયો.

તે દિવસની કોર્ટ પછી જગદીશને અને અજીતને મેઘનાદની મુલાકાત લેવાની રજા મળી. તેમણે બેરિસ્ટરની પાસેથી જે સાંભળ્યું હતું તે મેઘનાદને કહી તેને આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો.

પરંતુ મેઘનાદ છૂટી જવાની આશાથી બિલકુલ ખુશ થઇ શક્યો નહિ.

તે બોલ્યો: 'ભગવાનની ઇચ્છા હશે તેમ થશે!'

અજીતે સંકોચપૂર્વક કહ્યું: 'સરિતનો કાગળ આવ્યો છે,— એ ઢાકાની નિશાળમાં શિક્ષિકા તરીકે કામ કરે છે.'

સંપૂર્ણ નિર્લિપ્તભાવે મેઘનાદે કહ્યું: ‘ છે તો મજામાં ને!’

અજીતે કાગળ કાઢી મેઘનાદના હાથમાં મૂકયો. મેઘનાદે શાંતિથી એ લઇને વાંચ્યો.

વાંચીને તેણે કહ્યું: ‘સરસ, મને બહુ આનંદ થયો. એને મારા આશીર્વાદ લખજો; પરંતુ બીજું ગમે તે કરજો, ભાઇ, પણ એના રૂપિયાને હાથ ન લગાડજો. મારો કેસ લડવા માટે મારા નામે જે રૂપિયા છે, એટલાથી જે થાય તે કરો. જો કે મને તો એટલુંયે કરવાની જરૂર લાગતી નથી, તો પણ તમને જો એથી સંતોષ થતો હોય તો કરજો; પરંતુ સરિતની સાધારણ પુંજી એના હાથમાં રહેવા દેજો. ’

મેઘનાદના મનની હાલત જોઈ તેઓ ખેદ પામી પાછા આવ્યા.

× × ×

બીજે દિવસે કાવતરાના સાક્ષી પૂરાવા રજૂ થયા. એ બધા સાક્ષીઓએ પણ ઊલટ તપાસમાં કંઇ કંઇ ગોળા ગબડાવ્યા: પરંતુ જેટલું સાચું હતું તેમાં કશો ફેર પડયો નહિ. તે દિવસે જુબાનીઓ લેવાઇ ગઇ.

જજોએ ચુકાદો મુલતવી રાખ્યો.

× × ×

સાત દિવસ પછી જજોએ ચુકાદો આપ્યો.

મેઘનાદની ઉપર કાવતરામાં ભાગ લેવાનો આરોપ સાબીત થયેલો ગણી તેમણે મેઘનાદને એ ગુનાસર પાંચ વરસની જેલની સજા કરી. બીજા આરોપો સાબીત નથી થયા એવું જણાવી તેમણે એ બાબતમાં તેને નિર્દોષ જાહેર કર્યો.

જેલની સજા સાંભળતાં જ અજીત ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો. તે મેઘનાદને મળવા ગયો ત્યારે પણ રોતો હતો.

મેઘનાદે એની આંખો લૂછી નાખી, શાંતભાવે કહ્યું: 'એમાં આટલું દુ:ખ શાનો કરે છે, ભાઇ? પાંચ વરસ તો આમ પૂરાં થઇ જશે. વળી જેલની બહાર રહીને યે હું એવાં કયાં સુખશાંતિ પામ્યો છું કે જેલમાં મને વધારે દુ:ખ પડવાનું તું ધારે છે!

'તમે સહુ, ભાઇ, સરિતને સાચવજો. વખતે આ સમાચાર સાંભળી એ બહુ દુ:ખ પામશે. એને તમે શાંત કરજો. અને એની નોકરી છોડાવી, સમજાવીને ઘેર લઇ આવજો. તે અહીંથી મારી બીકે જતી રહી છે પણ હવે તો એવી બીક રહી નથી. માટે હવે એને પાછી આવીને કૉલેજમાં ભણવાનું કહેજો. પાંચ વરસ માટે તો હવે એ નિશ્ચિંત છે! તે પછી પણ હું તેને સતાવવાનો નથી, એ પણ એને કહેજો."

મેઘનાદ ખૂબ પ્રફુલ્લ ચિત્તે જેલમાં ગયો. ત્યાં બીજા જ દિવસથી તે એવા ઉત્સાહપૂર્વક ઘાણી ખેંચવા, અને કાંજી પીવા લાગી ગયો કે જાણે એને રોજનો એવો અભ્યાસ હોય! વળી એના કરતાં યે વધારે ઉત્સાહપૂર્વક એણે કેદીઓનાં શરીર અને મનની હાલતનો અભ્યાસ કરવા માંડયો. તેણે Criminology [ગુનાશાસ્ત્ર] નો ઠીક ઠીક અભ્યાસ કર્યો હતો. હવે એ વાંચેલું વાસ્તવિક જીવનની સાથે, કેદીઓના જીવનની સાથે મેળવી જોવાની એને તક મળી તેથી તેને આનંદ થયો.

મેઘનાદને દાક્તર જાણી ઘણા તેની સારી ખબર રાખતા. એક વૉર્ડર ઘણા વખતથી કોઈ રોગથી પીડાયા કરતો હતો. મેઘનાદે એને એક પ્રિસ્ક્રિપ્શન લખી આપ્યું. તે દવા ખાઈને તે સાજો થઇ ગયો. તે પછીથી તે મેઘનાદ પર ખૂબ લાગણી રાખતો. જેલમાં કેદીઓને જેટલી છૂટ મળી શકે ને જેટલો આરામ મળી શકે તેટલો મેઘનાદ સહેજે પામી શકયો.

પરંતુ મેઘનાદ કેવળ પોતાને જ આરામ મળવાથી સંતુષ્ટ થયો નહિ. તેણે જોયું કે કેદીઓ ઉપર નિયમથી વિરૂદ્ધ ઘણો

જુલમ થાય છે; જેલના કાયદા-કાનૂનોની તેને ખબર હતી. તેણે જોયું કે મોટે ભાગે કેદીઓને વધારે પડતું કામ કરવું પડે છે, તેમને પૂરતો ખોરાક મળતો નથી અને આરોગ્ય ન સચવાય તેવા હુકમો સહેવા પડે છે.

તેણે કેદીઓને શીખવાડયું કે તેમણે કાયદા વિરૂદ્ધનો કોઈ પણ હુકમ, કદાપિ માનવો નહિ.

મેઘનાદના આ ઉપદેશનું આશ્ચર્યજનક પરિણામ આવ્યું; કેદીઓએ સંપ કરી હુકમોનો ભંગ કરવા માંડયો અને સુપરિન્ટેન્ડન્ટ કે વિઝિટરો આવે કે તરત તેમની આગળ એકી અવાજે ફરિયાદો કરવા માંડી.

આથી જેલર ગભરાઈ ગયો. મેઘનાદની સ્વતંત્રતા લઈ લેવામાં આવી; પરંતુ તમામ અવસ્થામાં તે પ્રફુલ્લ જ રહ્યો: સુખ દુ:ખમાં હવે તે સંપૂર્ણ નિર્વિકાર બની ગયો હતો.



: ૩૧ :

ગુસ્સાના આવેશમાં મેઘનાદનું ઘર છોડીને આવતાં જ સરિતે પોતાના ભાઈને કહ્યું હતું કે હું નોકરી કરવાની છું. નસીબના જોરે અથવા કમનસીબે ચટ દઈને નોકરી મળી પણ ગઈ. સરિત, સુલતાની સલાહ પ્રમાણે, કોઈનેયે કહ્યા કીધા વગર નોકરી કરવા જતી રહી.

નોકરી લીધા પછી સરિતનું મન જરા થાકી ગયું. આ થોડાક દિવસમાં તેનો ગુસ્સો ઘણો ઊતરી ગયો હતો, અને તેના મનમાં થોડોઘણો પસ્તાવો પણ શરૂ થઈ ગયો હતો. પતિએ મોકલેલો જગદીશનો તાર મળ્યો ત્યારે તો તે ખૂબ ગુસ્સે થઈ ગઈ હતી; પરંતુ પછી એ તારને લીધે જ એનો વિચારપ્રવાહ મેઘનાદ ભણી ધીમે ધીમે વળવા માંડયો હતો. તે વખતે જો મેઘનાદ એને તેડવા જઈ પહોંચ્યો હોત, તો સરિત તેની સાથે ખૂબ ખેંચતાણ કરત ખરી, ગુસ્સો પણ ખૂબ કરત; પરંતુ મળવાની ના પાડત નહિ, અને મેઘનાદ ખૂબ વિનવણી કરી વળગ્યો રહેત તો એને ઘેર જવાની પણ કદાચ હા પાડત.

બરાબર એ વખતે સુલતાએ એને નોકરી શોધી દીધી. એટલીવારમાં મારો ગુસ્સો ઊતરી ગયો છે, અને મેં તો માત્ર ગુસ્સાના આવેશમાં જ આવો નિશ્ચય કર્યો હતો એની રખેને સુલતાને ખબર પડી જાય એ બીકે તે કશું જ બોલી શકી નહિ. ઊલટું, તેણે વધારે ઉત્સાહ બતાવ્યો અને સુલતાની સૂચનાને એકદમ વધાવી લીધી.

પરંતુ ઢાકા જતી વખતે તેને અંતરમાં ભારે દુઃખ થયું. આ છેલ્લી વિદાય છે અને હવે મેઘનાદની સાથે ફરી મેળાપ થવાની છેલ્લી શકયતાને કુહાડી દઈ આ વિદાય લેવાની છે એવો વિચાર આવતાં તેની આંખો ભીની થઈ આવી.

પેલો તાર મોકલ્યા પછી મેઘનાદ એક વખત પણ તેના ખબર કાઢવા આવ્યો નહિ, કે કંઇ બે શબ્દો તેણે લખીને કે મોઢે કહેવડાવ્યા પણ નહિ એ જાણીને યે તેને દુઃખ થયું હતું. મનોરમા હવે જતી રહી છે એટલે મેઘનાદ અને મારી વચ્ચે જે અંતરની કલ્પના કરી હું આવતી રહી હતી તે અંતર હવે રહ્યું નથી, તો પછી મેઘનાદ આવ્યો કેમ નહિ ?—છેવટે બે શબ્દો કાગળમાં લખી મોકલવાનો યે એને વખત ન મળ્યો ?

સરિતને બહુ રોષ ચડયો, બહુ દુઃખ થયું, બહુ રડવું આવ્યું. તેને થયું કે મેઘનાદે આટલાં વર્ષો મારા વિના કાઢયાં છે, એટલે હવે મારી એને ખોટ પડવાની નથી. હું હોઉં કે ન હોઉં તેથી એના જીવનમાં ફેર પડવાનો નથી. મારો ગુસ્સો કેવળ મિથ્યાભિમાન છે. આ વિચાર કરતાં કરતાં તેનું હૃદય જાણે ફાટી જવા લાગ્યું.

પરંતુ તેણે બળપૂર્વક પોતાના ડગમગતા ચિત્તને ઉત્સાહમાં લાવી ઢાકા જવાનું નક્કી કર્યું.

ઢાકા આવ્યા પછી કામકાજમાં કેટલાક દિવસ તો સહેલાઇથી કપાઈ ગયા. સુલતાના પત્રથી જાણવા મળ્યું કે મેઘનાદ હવે તેને ખૂબ જ શોધતો ફરે છે. આ સાંભળી તેણે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. મેઘનાદની સાથે મારો તમામ સબંધ હવે પૂરો થઈ ગયો છે, તેને ખતમ કરીને જ હું અહીં આવી છું, એટલે હવે આવા સમાચાર જાણવાની મારે કશી જ જરૂર નથી એમ તેણે મન મનાવ્યું.

પરંતુ, મેઘનાદની ગિરફતારીના સમાચાર મળતાં તે અસ્વસ્થ બની ગઈ. તેના દિવસો હવે વ્યાકુળ ઉત્કંઠામાં પસાર થવા લાગ્યા. છેવટે જ્યારે તેને સમાચાર મળ્યા કે મેઘનાદને સજા થઈ છે ત્યારે તે રડી પડી. કામકાજમાં તેનું લગીરે ચિત્ત ગયું નહિ,—તે રાત દિવસ રડવા લાગી.

બિલકુલ ખોટી રીતે તે માની બેઠી કે મેઘનાદને સજા થઇ તેને માટે હું જ જવાબદાર છું. બિલકુલ અસંગત રીતે તેને એમ લાગવા માંડયું કે હું મેઘનાદને છોડીને ન આવી હોત, તો મેઘનાદને આ આફતમાં કદાપિ પડવું પડત નહિ, અને કદાચ આફત આવી હોત, તો પણ હું ગમે તે કોઇ અસંભવિત ઉપાયે મારો જીવ આપીને પણ મેઘનાદને બચાવી લેત.

આવા આવા વિચારોમાં તેનું મન ધિક્કારથી ભરાઈ ગયું.

મેઘનાદના અપરાધની વાત તે ભૂલી ગઇ. મેઘનાદનું મહાન ચારિત્ર્ય તેનું મન ભરી બેઠું.—હા, એ મહત્તાનાં કેટકેટલાં દર્શન તેણે રોજબરોજ કર્યાં હતાં. જ્યારે મેઘનાદ પાસે હતો, ત્યારે તેનાં તમામ કામકાજમાં એનું મનુષ્યત્વ પ્રગટ થતું, એના મહાન ગુણોનો પૂરેપૂરો પરિચય નિતાન્ત સહજ સ્વાભાવિક ભાવે થયા જ કરતો; પરંતુ હવે સરિત પોતાના સંક્ષિપ્ત વિવાહિત જીવનની એકેએક ઘટનાને અને મેઘનાદના એકેએક કાર્યને યાદ કરી કરીને મનમાં ઘોળવા લાગી. એ દરેકે દરેક કાર્ય તેને મહીયાન, ગરિયાન લાગવા માંડયું. સરિત એ કાર્યની પાછળ રહેલા મેઘનાદના મહાન આત્માને નમી પડી.

અંધ—અંધ—બિલકુલ અંધ છું હું. તેથી જ આવા મહાન પુરુષના આવા મહાન હૃદયને હું જોઇ શકી નહિ! તેના ભૂતકાલીન જીવનની એક નજીવી ભૂલને માટે એકદમ તેના જીવન પર આવડું મોટું કલંક ચોડી આવી અને એ ભૂલ તે કઇ મોટી હતી? એક ભ્રષ્ટ નારીની મોહિની શક્તિ આગળ મેઘનાદ સંયમ જાળવી શક્યો નહિ એ એનો દોષ: એ દોષની કબૂલાત કરવાની એને કંઇ જરૂર પણ નહોતી,—અને છતાં તેણે મારી આગળ નિખાલસભાવે, શ્રદ્ધાભાવે, ખુલ્લે દિલે એની કબૂલાત કરી, એ ઉમદા હિંમત આગળ એનો દોષ તો કયાંયે ઢંકાઇ જાય છે.

એના જીવનની આ એકમાત્ર નૈતિક પરીક્ષા વખતે મેઘનાદે મારી મદદની ભીખ માગી હતી અને જવાબમાં આ આપત્ત

ટાણે એને મદદ કરવી તો દૂર રહી પણ હું એને એકલો છોડી, ગુમાનમાં ચાલી નીકળી. મારા ઘમંડનો કંઇ પાર નથી અને વળી એ ઘમંડમાં મારા સતીધર્મની ડંફાસ હાંકી મેં એ દેવ-તુલ્ય પતિનું ઉપરથી અપમાન પણ કર્યું !

સરિતનું હૃદય પશ્ચાત્તાપથી ભરાઇ ગયું.

મેઘનાદ સરિતને કેટલી બધી ચાહતો હતો ? તેના લાડનું—સ્નેહનું એકેએક દૃષ્ટાન્ત યાદ કરી કરી સરિત આંખનાં પાણી વહાવવા લાગી ! મેઘનાદનો એકેએક શબ્દ આજે તે મહામૂલા રત્નની પેઠે પોતાના હૃદયમાં સંઘરવા લાગી;—તેનાં ચુંબન અને આલિંગનનાં સ્વપ્નાં જોવા લાગી.

મેઘનાદ નિર્દોષ છે એ વિષે સરિતને લેશમાત્ર પણ સંદેહ નહોતો. તેણે નિર્ણય બાંધ્યો કે જાસૂસો અને છૂપી પોલિસોએ કાવતરું કરીને, ખોટો આરોપ મૂકી એને જેલમાં પૂર્યો હતો. તેને પોલિસ ઉપર ક્રોધ ચડયો, અને જે લોકો કાવતરાના આરોપીઓ બન્યા હતા તે બધા તરફ તેની સહાનુભૂતિનો પાર ન રહ્યો. એ આરોપીઓમાં મેઘનાદના જેવા બીજા કેટલાયે નિર્દોષો નહિ હોય તેની શી ખાતરી ?

× × ×

જે દિવસે તેણે આ સમાચાર સાંભળ્યા તેને બીજે દિવસ તે સ્કૂલની બીજી શિક્ષિકાઓને સાથે લઇને ઢાકાની જેલ જોવા ગઇ. ત્યાં કેદીઓનો પોશાક, ખોરાક, સૂવાની જગા, કરવાનું કામ વગેરે બાબતમાં તેણે ઝીણવટથી તપાસ કરી. પરિણામે તેણે જે કંઇ જોયું જાણ્યું, તેથી તેની આંખો ભરાઇ આવી.

છાત્રાલયમાં પાછી આવીને તેણે પથારી પરથી ચાદર ફેંકી દીધી. ઝીણાં મુલાયમ કપડાં બધાં પેટીમાં બંધ કરી દઇ, બજારમાંથી જાડું લૂગડું લઇ આવી, તે પહેરવા માંડયું. બરાબર જેલના કેદીઓનો જ ખોરાક તેણે લેવા માંડયોઃ ભોંય ઉપર

માથા નીચે માત્ર બે ચોપડીઓ રાખી સૂવા માંડયું અને રોજ નિશાળમાંથી પાછી આવ્યા પછી, પથરા ભાંગવા, જમીન ફોડવી, એવાં એવાં કંઈ સખત કામ થાકી જાય ત્યાં લગી કરવા માંડયાં.

આવી રીતે દુઃખ વેઠીને તે પોતાના કલ્પિત દોષનું પ્રાયશ્ચિત કરવા લાગી.

× × ×

મહિનો પૂરો થઇ ગયો હતો. સરિત પોતાનો પગાર લેવા ગઇ. કાગળમાં સહી કરતાં એના હાથ કાંપવા લાગ્યા. જે લોકોએ મારા પતિને અન્યાયપૂર્વક સજા કરી છે એમના રૂપિયા લઇને શું હું પેટ ભરીશ? વિચારમાં ને વિચારમાં, રડતાં રડતાં તેણે સહી કરી રૂપિયા હાથમાં લીધા. એ રૂપિયા જાણે અંગારાની પેઠે એને હાથને દઝાડવા લાગ્યા. નોટો ને રૂપિયા એકદમ ઓરડામાં ફેંકી દઇ, પાલવમાં મોં છુપાવી તે રડતી રડતી ભાગી ગઈ: સૌ આભાં બની જોઇ રહ્યાં.

× × ×

બીજે દિવસે અજીત તેને કલકત્તા લઈ જવા માટે આવી પહોંચ્યો. બહેનને મનાવવી ન પડી. સરિત ભાઇને જોઇ ખુશી થઇ. લેડી પ્રિન્સિપાલને બધી વાત કરી, બીજે જ દિવસે સરિત બાપને ઘેર આવી ગઇ—નોકરી છોડી દીધી.

ઢાકામાં તે એકલી તરફડતી હતી. તેને થતું હતું કે કલકત્તામાં મને શાન્તિ મળશે; પરંતુ કલકત્તા આવ્યા પછી તે વધારે તરફડવા લાગી. અહીં જ મેઘનાદ જેલમાં સડતો હતો, એ હકીકત જયારે તેને યાદ આવતી ત્યારે તેનો જીવ નીકળી જવાનું કરતો!

તે મેઘનાદને મળવા માટે અધીરી બની ગઇ, પણ અનેક પ્રયત્નો કરવા છતાંયે તેની મુલાકાતની રજા મળી નહિ.

ઘણા દિવસ પછી એક દિવસે જેલરે જવાબ દીધો: ' આવતા અઠવાડિયે મુલાકાતની રજા મળશે. '

× × ×

તે દિવસે મનમાં કંઇ કંઇ આશાઓ સાથે, બેય હાથે હૃદય દબાવી રાખીને સરિત જેલ પર ગઇ. જતાં ખબર મળ્યા કે મેઘનાદનું શરીર સારું નથી,–એટલે આજે મુલાકાત નહિ થાય. કાતીલ નિરાશાથી સરિત ભયભીત બની ગઇ. મેઘનાદ માંદો છે ! એ સાંભળી એની ચિંતા બમણી વધી ગઇ; પરંતુ મુલાકાત ન જ મળી.

× × ×

થોડા દિવસ પછી ફરી તપાસ કરતાં જાણવા મળ્યું કે જેલમાં કંઇ ગુનો કરવાથી મેઘનાદને સજા થઇ છે,—મુલાકાતનો તેનો હક કાપી લેવામાં આવ્યો હતો.

તે પછી વળી એક દિવસ તપાસ કરતાં ખબર મળી કે મેઘનાદની બીજી જેલમાં બદલી કરવામાં આવી છે. કઇ જેલમાં, તે કહેવામાં આવ્યું નહિ.

સરિત એકદમ ભાંગી પડી.

× × ×

કલકત્તામાં તેને એક બીજી પણ મુશ્કેલી નડી. અહીં તેની તપસ્યા અઘરી બની ગઇ. તેની કઠોર સાધના જોઇ મા ચોધાર આંસુએ રડવા લાગી. જેલના કેદીઓને મળતા જાડા ચોખાનો ભાત, પાલાનું શાક, કાંજી વગેરે ખોરાક સરિત માના દેખતાં ખાય, અને કોરી ભોંય પર ઈંટનું ઓશીકું કરીને સૂઈ રહે, એ એની માથી કેવી રીતે સહન થાય ? વધારામાં નવનીતના જેવા સુકોમળ હાથે સરિત સખત મહેનતનાં કામ કરતી તે એની મા

કેવી રીતે થવા દે ? આ વિષે મા દીકરીને રાતદિવસ ઝગડો ચાલવા માંડયો. સરિત ખૂબ વિરોધ છતાં પોતાની હઠ પકડી રાખતી, પરંતુ માનું દુઃખ જોઇ તેનો જીવ રડી ઊઠતો.

સરિતની કીર્તિ ધીમે ધીમે છાપાંમાં પ્રસિદ્ધ થઇ. છાપામાં ધન્ય ધન્ય થઇ ગયું. મેઘનાદના કેસથી ખૂબ સનસનાટી વ્યાપી ગઇ હતી. પોલિસના સાક્ષીઓએ ખોટી રીતે મેઘનાદને ખૂનના ગુનામાં સંડોવવા પ્રયત્ન કર્યો હતો તે સાબીત થઈ જવાથી, તે વિષે છાપાંમાં ઘણા દિવસ સુધી લખાણો છપાયાં હતાં. પોલિસની જૂઠી સાક્ષીઓ આટલી ઉઘાડી થઈ જવા છતાં પણ જજોએ મેઘનાદને જેલની સજા કરી. એ જોઇ સૌ અવાક્ અને અસંતુષ્ટ બની ગયા. છાપાંમાં મેઘનાદની નિર્દોષિતા ખૂબ જોરથી પ્રગટ થઇ અને આ કેસ સંબંધમાં પોલિસ અને ન્યાયાધીશોને ઘણી સંભળાવવામાં આવી.

આમાં જ્યારે સરિતની કીર્તિની જાહેરાત થઇ ત્યારે તો લોકો વધારે ઉશ્કેરાઇ ગયા. સરિત વિશે અનેક ઝીણાઝીણી વાતો જ્યારે છાપાંમાં પ્રકટ થઇ ત્યારે આખો દેશ સરિતની પ્રશંસા કરવા લાગી ગયો અને એની સાથે સાથે લોકો અદાલત ઉપર પણ વધારે ગુસ્સે થયા.

ઘણાઓએ સરિતને પ્રશંસા અને સાંત્વનાના કાગળો લખ્યા. લખનારાઓમાં ઘણાઓ દેશના મોટા આગેવાનો હતા. પત્રવ્યવહાર દ્વારા એમની સાથે સરિતને ઠીકઠીક પરિચય પણ થઇ ગયો, અને ઘણાઓ તેને મળવા માટે પણ આવવા લાગ્યા.

ખાસ કરીને વિપ્લવવાદી દળના જાહેર અને ગુપ્ત નેતાઓ સરિતની તરફ આકર્ષાયા. સરિતનું ઘર એ દળના માણસોને મન એક તીર્થસ્થળ જેવું બની ગયું. થોડા જ વખતમાં સરિત અને અજીતની સાથે એમને ખૂબ જ ઘનિષ્ઠતા થઇ ગઇ.

એમનો મુખ્ય ઉપદેશક શિશિરકુમાર અજીતનો જીગરજાન દોસ્ત બની ગયો. ઉત્સાહની જીવંત પ્રતિમા જેવો એ હતો— જાણે જલતી અગ્નિશલાકા. તેનામાં બોલવાની, લોકોને સમજાવવાની

અને ઉશ્કેરવાની અસાધારણ શક્તિ હતી. તેણે સરિતને વિપ્લવ-પંથની વ્રતધારિણી બનાવવા પોતાની તમામ શક્તિઓ ખરચી નાખી હતી. થોડા જ વખતમાં તેને ધાર્યા કરતાં વધારે સફળતા મળી.

અજીત અને સરિત રીતસર ગુપ્ત સમિતિમાં જોડાયાં.

× × ×

સરિતે હઠ પકડી કે હું મેઘનાદના ઘરમાં જઇને રહીશ—મારે ત્યાં જ રહેવું જોઇએ. તેનાં માતાપિતાએ ખૂબ વિરોધ કર્યો; પરંતુ સરિતે રડીકકળીને ધાંધલ મચાવી દીધું. છેવટે એવું નક્કી થયું કે અજીતે પણ સરિતની સાથે ત્યાં રહેવું.

બંનેએ ત્યાં જઇને રીતસર ત્યાં ગુપ્તસમિતિનું થાણું નાખ્યું. શિશિરે ક્યાંય ક્યાંયથી પેટી પટારા લઇ આવી અહીં ભરવા માંડયા. તેમાં કેટલાંક હથિયારો હતાં, અને કેટલોક લૂંટનો માલ હતો. સરિતે એ બધી ચીજોની જવાબદારી માથે લીધી. હવે હું સાચેસાચ એક મહાન ગૌરવભર્યા કાર્યમાં લાગી ગઇ છું એવું મનમાં અનુભવી તેને ખૂબ જ આત્મસંતોષ થયો. અજીત તેના કરતાં યે મોટા સાહસના કામમાં લાગી ગયો;—તેણે ધાડો પાડવા માંડી.

## : ૩૨ :

એક દિવસ ઓચિંતા સરિતને મેઘનાદનો કાગળ મળ્યો. તે જોઇ તે નવાઇ પામી ગઇ.

મેઘનાદને જાણે સરિતની પ્રવૃત્તિઓની ખબર પડી ગઈ હોય એમ તેણે લખ્યું હતું:—

" સરિત,

એક છાપામાં તારી તપસ્યાના સમાચાર વાંચ્યા. જેલર સાહેબે કૃપા કરી મને તે છાપું વાંચવા આપ્યું હતું. વાંચીને મને થયું કે તું મને થયેલી સજાથી દુઃખી થઇ છે, અને મારો અપરાધ ક્ષમા કરી શકી છે. એથી ધૃષ્ટ બની આ કાગળ લખવા બેઠો છું;—તું દયા કરી કાગળ વાંચી મને કૃતાર્થ કરજે.

મારો ખાસ આગ્રહ છે કે તું તારી તપશ્ચર્યાનો ત્યાગ કર. તું મનમાં મનમાં એમ સમજતી હોઈશ કે હું બહુ દુઃખ ભોગવી રહ્યો છું; પરંતુ એ વાત ખરી નથી. હું ખૂબ શાંતિમાં છું. હું અત્યારે મારા હૃદયમાં એવી શક્તિનો અનુભવ કરી રહ્યો છું કે એને લીધે જેલની કઠોરતા મને દુઃખદાયક થવાને બદલે ઊલટી ઉત્સાહપ્રેરક બને છે. ઉપરાંત, અહીંના જેલર સાહેબ મારા ખાસ મિત્ર છેઃ તેઓ મારી તરફ જેવો લાગણીભર્યો અને સ્નિગ્ધ વ્યવહાર રાખે છે તેવો તો આ જીવનમાં, એક તારા સિવાય બીજા કોઈની યે પાસેથી કદી મને મળ્યો નથી.

તે જ છાપામાં તેં લખેલો એક ઉશ્કેરાટભર્યો પત્ર મેં વાંચ્યો. એથી તેના સંબંધમાં તને બે શબ્દો કહેવા માગું છું.

મને થયેલા અન્યાયને લીધે તું આખી સરકાર ઉપર છંછેડાઇ પડી હોય એવું લાગે છે. એવી ભૂલ ન કરતી. દેશનો વિચાર કરવો હોય તો, તારાં પોતાનાં દુઃખકષ્ટ, પોતાના પૂર્વગ્રહો વગેરે

બાજુએ મૂકી શાન્ત ચિત્તે વિચાર કર. નહિ તો તું ભૂલ કરી બેસીશ, દેશનું અકલ્યાણ કરી બેસીશ.

આપણે પરતંત્ર છીએ એ શરમની વાત છે. એ કલંક દૂર કરવાનો પ્રયત્ન કરવો એ સૌની ફરજ છે; પરંતુ એના કરતાં યે મોટી વાત દેશનું કલ્યાણ છે. ગમે તે કંઈ કરીએ, તો પણ તે સારું છે કે ખોટું છે તે નક્કી કરવાનો માનદંડ દેશના કલ્યાણનો વિચાર છે.

સાચેસાચી સ્વતંત્રતાથી દેશનું અવશ્ય કલ્યાણ થશે; પરંતુ, સ્વતંત્રતાને નામે આજે જે ચાલી રહ્યું છે તે સાચેસાચી સ્વતંત્રતા નથી. સ્વેચ્છાચારી રાજા કે સમ્રાટ, વિદેશીને બદલે કદાચ સ્વદેશી હોય, તો તેથી કંઇ દેશની સ્વતંત્રતા આવતી નથી.

દેશની સ્વતંત્રતાને નામે કંઈપણ કામ કરવા જતાં પહેલાં એ વિચાર કરવાની જરૂર છે કે એ કાર્ય સફળ થાય તો દેશને ખરેખરી સ્વતંત્રતા મળશે ખરી? આજની રાજસત્તાને જો દૂર કરી શકીએ તો એ સત્તા, પછી, જનસાધારણના હાથમાં આવી પડશે કે પછી કોઇ એક સ્વેચ્છાચારી વ્યકિત કે દળના હાથમાં જ રહેશે?

જ્યાં જનસાધારણ—જ્યાં લોકો પોતાના સંયુકત પ્રયાસથી સ્વતંત્રતા મળવે છે ત્યાં જ ખરી સ્વતંત્રતા પ્રાપ્ત થવાનો સંભવ છે. પરંતુ, જો કોઇ વ્યકિત કે નાનકડું દળ પોતાની શકિત દ્વારા રાષ્ટ્રની સત્તા પ્રાપ્ત કરે તો એક રાજાની જગ્યાએ બીજો રાજા આવે છે એટલું જ—સ્વતંત્રતા મળતી નથી.

જેઓ ખૂનામરકી કરી અંગ્રેજોની સત્તા ખૂંચવી લેવાની કલ્પનાઓ કરે છે,—લોકશકિતના સંગઠન દ્વારા તે મેળવવાને ચાહતા નથી, તેમની કલ્પના સફળ થાય તોપણ, એ વખતે સત્તા એક સંકુચિત ટોળીના હાથમાં જઈ પડવાની.

વળી એનો પણ પૂરો વિચાર કરી લેવો જોઇએ કે હું જે કામ કરવા પ્રવૃત્ત થાઉં છું તેથી સ્વતંત્રતા મળવાનો સંભવ છે

કે નથી ? કોઇ પણ દેશમાં કદી પણ ગુપ્ત સમિતિએ ચલાવેલી ગુપ્ત હત્યાઓ દ્વારા સ્વતંત્રતાની પ્રાપ્તિ થઇ નથી. આવી હત્યાઓ દ્વારા દેશની શાંતિ અને વ્યવસ્થાનો નાશ થઇ શકે છે, રાજ્યવહીવટ અસંભવિત કરી શકાય છે, આખા સમાજમાં ભીષણ ઉત્પાત ઊભો કરી શકાય છે—પરંતુ સ્વતંત્રતાની પ્રાપ્તિ તરફ જરા યે આગળ વધાતું નથી. દેશની સ્વતંત્રતાની ખાતર કોઇ વિપ્લવ જરૂરી હોઇ શકે છે; પરંતુ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો જ્યાં સંભવ નથી ત્યાં ખાલી વિપ્લવ, અશાન્તિ અને ઉત્પાત ઊભો કરવો એવી કોઇની યે ઇચ્છા હોવી જોઇએ નહિ.

ઘડીભર ગુસ્સામાં એમ લાગે કે અમને લાભ ન થાય તો કંઇ નહિ, સરકારને તો નુકસાન થાય છે ને! પરંતુ એ કંઈ દલીલ નથી, કારણ કે આ ઉત્પાતથી સરકારને જેટલું નુકસાન થાય તેના કરતાં દેશવાસીઓને ઓછું નથી થતું. જ્યાં કોઇ પણ પરમ કલ્યાણનો સંભવ નથી, ત્યાં દેશવાસીઓને આવું નુકસાન કરવું એને કોઈ દલિલથી કે દેશહિતેચ્છાની દષ્ટિથી સમર્થન મળતું નથી.

પરતંત્રતાનાં ઘણાં દુઃખો છે, અંગ્રેજ સરકારના આવવાથી આપણને ઘણા ગેરફાયદા થયા છે, પરંતુ છેવટે આના કરતાં ચડિયાતું શાસનતંત્ર ઊભું કરી દેશમાં શાન્તિ અને સુવ્યવસ્થા સ્થાપવાનો સંભવ ન હોય તો તેવો રાષ્ટ્રીય વિપ્લવ અને ઉત્પાત અંગ્રેજોના આ રાજ્યતંત્ર કરતાં હજારગણો દુઃખકર્તા છે. કોઈ બૃહત્તર મંગલની સ્થાપનાની ચોક્કસ ખાતરી વગર દેશની શાંતિ અને સુવ્યવસ્થાનો જે નાશ કરે તે દેશનો શત્રુ છે.

તેં જે માંર્ગનો ઇશારો કર્યો છે તે માર્ગે શું સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો સંભવ છે ખરો ? કે પછી એમાંથી નિરંતર વિપ્લવ અને અશાન્તિ જ જન્મવાનો સંભવ છે ? આ વાતનો તું સારી પેઠે વિચાર કરી જોજે.

હું મારો મતામત તારા માથે ઠોકવા ઇચ્છતો નથી. હું તો તને માત્ર એટલું જ સમજાવવા માગું છું કે પ્રશ્ન અતિ

કઠીન છે;—એનો ઉકેલ અભ્યાસ, પરિશીલન અને વિવેક માગી લે છે. માત્ર કોઈ લાગણીના પ્રવાહમાં જાતને તણાવા દઈ દેશનું નસીબ ઘડવાનો જે પ્રયત્ન કરે છે તે દેશનો શત્રુ છે.

તને હું અસાધારણ બુદ્ધિમતી સમજું છું. તું કેવળમાત્ર તીવ્ર વેદનાથી કાતર બની, સમજ્યા કર્યા વગર જ એવા લાગણીવશ સ્વદેશ સેવકોના ટોળામાં ભળે એવું કલ્પવું પણ મારે માટે અસહ્ય છે. હું તારી પાસેથી એવા વિચાર અને લાગણીની અપેક્ષા રાખું છું કે જેનો પાયો કઠોર દલીલોના પાષાણ ઉપર હોય, અને જે ધીરજપૂર્વકની વિચારણા અને સ્વદેશની ખરેખરી હિતકામનાથી પ્રેરાયેલ હોય. ઉશ્કેરાટભર્યાં ભાષણો ફૂંકવાં સહેલાં છે; પરંતુ એક સત્યનું દોહન કરીને સંભળાવવું સહેલું નથી; તારે એ સંભળાવવું પડશે. દેશવાસીઓ તારી પાસે એટલો હક્ક કરી શકે છે. તેથી તને મારો આગ્રહ છે કે તું આ સંબંધમાં ખૂબ શાંતિ ને ધીરજથી વિચાર કર. તારું શિક્ષણ સંપૂર્ણ કર. આ બાબતમાં જે વિદ્વાનોએ જે જે કંઇ કહ્યું હોય, તે બધું જોઇ જાણી, પછી તારો નિર્ણય લોકોને કહેવા નિકળજે.

દેશની સેવા કઠોર સાધનાનું ફળ છે. માત્ર ત્યાગ અને આત્મપીડનથી એ સાધના સંપૂર્ણ થતી નથી. સાથે સાથે વિવેક અને બુદ્ધિને પૂર્ણપણે ખીલવીને તેમને દેશની સેવામાં વાળવાં જોઈએ. એ જ સાધના કઠોર છે. તેં જે કઠોર તપસ્યા માંડી છે તે છોડી દઇને, આવી કઠોર સાધનામાં તને પ્રવૃત્ત થયેલી જોઈશ ત્યારે મને સુખ થશે.

છેલ્લે એક વાત કહી લઉં. ઘૃણા અને અસૂયા જેમ કોઇ વ્યક્તિમાં હોય તો નિંદ્ય છે તેવી રીતે કોઇ દેશમાં હોય તો પણ તે નિંદ્ય છે. ક્રોધ, દ્વેષ, ઈર્ષ્યા, અસૂયા વગેરે દુનિયામાં છે, અને સદા હશે; પરંતુ તે સદા હશે એટલા જ માટે જે અધર્મ છે, અન્યાય છે તે ધર્મ અને ન્યાય બની શકે નહિ. વેરઝેર એ બાંધનારું સૂત્ર નથી, પણ કાપનારું યંત્ર છે. કોઇ અમુક માણસ

ઉપર તને ને મને વેર છે એટલે હું ને તું મળીને એની વિરૂદ્ધ કામ કરી શકીએ, પરંતુ એ ક્યાં સુધી? એમાંથી કંઇ આપણી અંદર કોઇ સ્થાયી બંધન ઉત્પન્ન થતું નથી. પણ આપણું મુખ્ય કામ તો એ બંધનના સૂત્રની શોધ કરવાનું છે. એટલે વેરઝેર કે ધૃણાનો આશ્રય લઇ શકીએ નહિ, તેને આશ્રય આપી શકીએ પણ નહિ. જ્યાં એકતા જોઇએ ત્યાં કેવળ ભાંગવાનું કહી શકીએ નહિ.

માટે દેશની ખાતર વેરઝેરને ટેકો આપતી નહિ,—કોઇની યે ધૃણા કરતી નહિ;—વેરઝેર કે ધૃણા કરવાનું કોઇને યે શીખવતી નહિ. અંગ્રેજો હો કે હિંદી હો, કોઈને યે અનુલક્ષીને જો દેશના લોકોનાં વેરઝેર જગાડશો, તો એ વેરઝેર એટલેથી જ નહિ અટકે, પણ એ દેશના ચારિત્ર્યમાં ઊંડાં ઊતરશે, અને છેવટે આપણા જ માથાં ઉપર તૂટી પડશે.

મારા શબ્દો તું માનીશ એવી આશા રાખું છું. અબઘડી કાંઇ કરી નાખવા માટે ઉતાવળી ન થતાં, તને પોતાને જ કાર્યને માટે તૈયાર કર. તારી સાધના અને શિક્ષણ સંપૂર્ણ થયા પછી તું કાર્ય ક્ષેત્રમાં પગ માંડજે.'

સરિતે ફરી ફરીને કાગળ વાંચ્યો. તેણે તે છાતીએ ભીડયો, ચુંબન દીધું, વળી પાછો વાંચ્યો.

કેવો મહાન ઉદાર આત્મા! કેવી પરિપૂર્ણ શક્તિ આ કાગળના અક્ષરે અક્ષરમાં ફૂટી નીકળી છે!

સરિતે થોડીવાર કેવળ મુગ્ધ ચિત્તે પોતાના પતિની આ મહત્તાનું ધ્યાન ધર્યું. પતિના ઉપદેશ વિષે વિચાર કરી જોવાનો વખત મળ્યો નહિ. તેણે કાગળ કબજામાં સંતાડી દીધો.

ફરી ફરીને કાગળ કાઢી તે વાંચવા લાગી.

બહુવાર પછી તે કાગળમાં સૂચવેલી બાબતનો વિચાર કરવા બેઠી. ખૂબ ઊંડો વિચાર કરી જોયા પછી તેણે પોતાનું કર્તવ્ય નક્કી કર્યું.

× × ×

તેણે મેઘનાદને જવાબ લખ્યો:

'તમે બહુ કઠીન હુકમ કર્યો છે. તમારા જેવા દેવને જે લોકોએ ખોટી રીતે સજા કરી છે તેમને હું માફ કરી શકવાની નથી; પરંતુ તમારો હુકમ માથે ચઢાવી હું કોશીશ કરીશ.

મારી કઠોર તપસ્યા છોડી દઉં છું. આ બધી બાબતોમાં તમારા હુકમ પ્રમાણે ચાલવા હું પ્રયત્ન કરીશ...'

× × ×

તે જ દિવસે જ્યારે અજીત અને શિશિર આવ્યા, ત્યારે સરિતે કહ્યું; 'દાદા, હું ઘેર પાછી જાઉં છું.'

બેઉ, સાંભળી, આભા બની ગયા.

અજીતે કહ્યું: 'એ શું, અહીં આટલું બધું કર્યા પછી હવે ઘેર જતા રહેવું છે શું?'

'હા, મારે ગયા વગર નહિ ચાલે, મારે થોડાક દિવસ એકાંતમાં બેસી વિચાર કરવો છે.'

અજીત ગુસ્સે થઇ ગયો. તે બોલ્યો: 'તે અહીં બેઠાં બેઠાં વિચાર નથી થતો? તું જઇશ તો પછી આ બધી વસ્તુઓ સાચવશે કોણ?'

'આ બધી વસ્તુઓ અહીંથી બીજે ક્યાંક લઇ જાઓ.'

શિશિર અને અજીતને માથે જાણે વીજળી પડી.

શિશિર બોલ્યો: 'જરા શાંતિથી વિચાર કરી જો, સરિત! તેં માની સેવા કરવાનું વ્રત લીધું છે. આ કઠોર સાધના છે,– આમાં રમત કરવી ન પાલવે. જે વખતે જે મગજમાં આવ્યું તે ન થઇ શકે. તેં જે વ્રત લીધું છે તે પૂરું ન થાય ત્યાં સુધી તું તારી જગાએથી ખસી શકે નહિ. તું સેવકોના દળમાં જોડાઇ છે, એટલે તારે એનું શાસન માનવું જ જોઇએ.'

શાસનનું નામ સાંભળી સરિતનું મન બળવો પૂકારી ઊઠયું.

તે બોલીઃ 'કોનું શાસન ?'

'સરદારનું શાસન. એમના હુકમથી હું તમારા બંનેના નાયક તરીકે નીમાયેલો છું. એટલે મારો હુકમ તમારે માનવો જ પડશે.'

'અને ન માનું તો ?'

શિશિર હસીને બોલ્યો: 'આવું જબરદસ્ત કામ અમે માથે લીધું છે,—અને શું અમારામાં હુકમ પળાવવાની તાકાત નહિ હોય ? તારા પતિને યે એ હુકમ માનવો પડયો હતો. જરૂર પડે તો તેનો પણ અમે પ્રયોગ કરી શકીએ છીએ.'

આ નવી વાત હતી—આવું સરિતે પહેલાં કદી પણ સાંભળ્યું નહોતું ! મેઘનાદે આ વાત પોલિસની આગળ કહી હતી; પરંતુ જાહેર અદાલતમાં એને જે જવાબો આપવા પડયા હતા, તેમાં આ વાતનો ઉલ્લેખ થયો નહોતો,—કોઇએ ઊંડા ઉતરી પૂછ્યું પણ નહોતું.

તેથી સરિત આ બધી વાત જાણતી નહોતી.

તેણે કુતૂહલવશ થઇ એ વિષે પૂછ્યું.

શિશિર મેઘનાદની ગિરફતારી વખતે હાજર હતો. તેણે જ મોટરમાંથી ગોળીબાર કર્યો હતો. બધી વાત તેણે વિસ્તારથી કહી. કેવી રીતે તેના બે મિત્રોએ રિવોલ્વર બતાવી મેઘનાદને સપડાવ્યો હતો તે વાત તેણે કંઇક ગર્વથી કહી સંભળાવી.

સાંભળી સરિતનાં ભવાં સંકુચિત થઇ ગયાં. શિશિર ઉપર અને એના આખા દળની ઉપર, આ સાંભળીને, એનું મન કડવું થઇ ગયું. પોલિસની ઉપર તે ગુસ્સે થઇ હતી, તેનું ખરું કારણ એ હતું કે પોલિસ મેઘનાદની શત્રુ છે એમ તે સમજતી હતી. હવે એ જ કારણસર તે શિશિર અને તેના દળની ઉપર ખૂબ જ તપી ગઇ.

તે એટલી બધી તપી ગઇ કે તેના મોંમાંથી શબ્દો નીકળ્યા નહિ.

શિશિરે પછી, જે દિવસ મેઘનાદ અસિતને જોવા ગયો હતો તે દિવસની વાત પણ કહી સંભળાવી. વર્ણન પૂરું કર્યા પછી શિશિરે કહ્યું: 'બચ્ચાજી એક વખત સિંહની પેઠે કૂદ્યા હતા અમારા હાથમાંથી અસિતને ઉપાડી જવા. તરત જ ચાર ચાર રિવોલ્વરો ચાર દિશાએથી એના માથા ઉપર તાકવામાં આવી; એ જોઇને તરત એ બિલાડીની પેઠે ટૂં થઇ ગયો.'

બોલતાં બોલતાં તે હસી પડયો.

સરિતના મનમાં એ દશ્યની એક સ્પષ્ટ છબી જાગી ઊઠી.— સરળ, સાહસિક, કર્તવ્યનિષ્ઠ, મિત્રપ્રેમી મેઘનાદ પોતાના મિત્રને બચાવવા માટે કૂદી પડયો છે, અને તેને પોતાના હાથમાં સપડાયેલો જોઈને, કેટલાક કાપુરુષો તેની સામે પિસ્તોલ તાકીને, તેના હાથ હેઠા પાડે છે. જાણે આ બધું પોતાની નજર આગળ બની રહ્યું હોય તેવી રીતે તે જોઈ રહી.

મેઘનાદના એ દપ્ત સ્વરૂપને મનથી મનથી તેણે સેંકડો નમસ્કાર કર્યા. તેનું લોહી ઉન્મત્ત બની નાચવા લાગ્યું. તેના કાન લાલચોળ બની ગયા. કેટલીયે વાર શ્વાસને રોકી, દાંતે હોઠ દાબી તે મૂંગી રહી.

ત્યાર પછી તે એક ઊંડો દીર્ઘનિઃશ્વાસ નાખી બોલી: 'ઓહ! મને નહિ ખબર કે તમે લોકો આવા બાયલા છો!'

'બાયલા?'

શિશિરે ભવાં ચડાવીને એની સામે નજર કરી.

સરિત પોતાની સહજસુંદર, દૃઢ દૃષ્ટિ શિશિરના મોં ઉપર ચોડીને બોલી: 'એકવાર નહિ, પણ એકસો વાર બાયલા! એક હિંમતવાન, સહૃદય વીર પુરુષને, તમે લોકો નિઃશસ્ત્ર, એકલો, નિરાધાર જોઇને, બેચાર જણા મળી, રિવોલ્વર તાકી બીવડાવવા નીકળ્યા, એ બાયલા નહિ તો કોણ?'

શિશિર ગુસ્સામાં કાંપવા લાગ્યો. થોડીવાર તે બોલ્યો નહિ.

પછી પ્રયત્નપૂર્વક કંઇક અસૂયાપૂર્ણ હસીને બોલ્યો: 'ઠીક, હવે એ વાત જવા દો! હવે સમજી ગઇને કે તને કંઇ પણ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા નથી?'

'મને સ્વતંત્રતા નથી? આ પૃથ્વી પર મારા પતિ સિવાય બીજું કોઈ નથી જે મારી સ્વતંત્રતા છીનવી લઇ શકે! હું તમારાથી તલભારે બીતી નથી!'

શિશિર હસીને, ગજવામાંથી રિવોલ્વર કાઢીને બોલ્યો: 'આનાથી યે બીતી નથી?'

'ના.'

કહી સરિત છાતી કાઢી ઊભી. તેની નસો તે વખતે બહાર ઉપસી આવતી હતી. અમાપ ઘૃણાથી ભરેલી નજરે તે શિશિરની સામે દઢતાથી જોઈ રહી.

અજીત અત્યાર સુધી મૂઢ બની બેઠો હતો. તેણે એકદમ કૂદી પડી શિશિરનો રિવોલ્વરવાળો હાથ પકડી લીધો. શિશિરે કંઇ વિરોધ કર્યો નહિ. સરિતની દૃષ્ટિએ તેને મુગ્ધ કરી નાખ્યો હતો. તેની એ રોષયુક્ત વીરમૂર્તિ જોઇ તે એકદમ સ્તબ્ધ બની ગયો હતો.

તેણે હાથ છોડી દીધો,—અજીતે સહેલાઇથી રિવોલ્વર ખૂંચવી લીધી.

પછી શિશિર બોલ્યો: 'ધન્ય! ધન્ય! સરિત! તારા પતિ કરતાં તું ઘણી વીર છે! તું જ દેશની સેવિકા થવાને યોગ્ય છે!'

સરિતે જવાબ દીધો: 'તમારા શાસનને હું જેમ તુચ્છ સમજું છું, તેમ તમારી સ્તુતિની યે હું ઘૃણા કરું છું. મને આ બધી ખબર નહોતી! મને નહોતી ખબર કે મારા પતિને તમે ને તમારા દોસ્તોએ આવી રીતે વિના કારણ આફતમાં નાખ્યા છે! સારું થયું કે આજે તમે બોલી ગયા! આજથી મારો

આપની સાથે, અને આપના દગાની સાથે કોઇજ સંબંધ નથી. તમે અત્યારેજ તમારો તમામ સરસામાન લઇને મારા ઘરમાંથી નીકળી જાઓ. નહિ તો એ બધું હું રસ્તામાં ફેંકી દઇશ.'

શિશિરે કહ્યું: 'તું મારાથી નથી બીતી, સરિત, પણ શું તું એમ ધારે છે કે તારા હુકમથી હું બી જઇશ? તેં શિશિર મિત્રને તું નથી ઓળખતી. તારો હુકમ હું નથી માનવાનો. મારી બધી ચીજો અહીંજ રહેશે. જોઉં છું તું કેવી રીતે તારો હુકમ મારી પાસે પળાવે છે?'

આમ કહી તે એક ખુરશીમાં લહેરથી બેઠો.

પછી બોલ્યો: 'હું જાણું છું, સરિત, અને તું પણ જાણે છે કે મને કંઈ પણ આફતમાં નાખવા જતાં, તારે ને તારાભાઇને બંનેને સાથે ઘસડાવું પડશે.'

સરિત ગુસ્સાથી ધૂવાંફૂવાં થવા લાગી. હું કશુંજ કરી શકતી નથી એ વિચારે તે મનમાં મનમાં બળવા લાગી.

અજીતે આવી હાલતમાં આ બંનેને મેલીને બહાર જવાનું કબૂલ ન કર્યું: તે બોલ્યો: 'જો શિશિર, અત્યારે તું ઊઠ, હમણાં તું અહીં ન હોય તે સારું. સાંજે આવજે, જરા શાંતિથી બધો વિચાર કરી જોશું.'

સરિત કે શિશિર કોઇએ પણ આ સૂચના સંબંધી ખાસ આગ્રહ દેખાડ્યો નહિ. સરિત તો આ પળેજ બધાં પાપને વિદાય કરવા માગતી હતી.—શિશિર પણ આવી હાલતમાં સરિતના ઉપર વિશ્વાસ રાખી બધો સરસામાન મેલીને જવા બિલકુલ નારાજ હતો.

એટલે કોઈજ હાલ્યું ચાલ્યું નહિ.

અજીતે શિશિરના હાથમાંથી રિવોલ્વર ખૂંચવી લઇ તે મેજ ઉપરજ મૂકી હતી.

સરિતે ચટ દઈને તે ઉપાડી લીધી, પછી શિશિરની સામે તે તાકીને બોલી: 'હમણાં જ અહીંથી જાઓ છો કે નહિ?'

શિશિર ખરેખર બી ગયો હતો.

તે હાથ ઊંચા કરી બોલ્યોઃ 'રહે, હવે રિવોલ્વર બતાવવી નહિ પડે. તું ન કરે તે ઓછું! હું તારો હુકમ માનું છું. હમણાં જ ગાડી લાવીને સરસામાન લઈ જાઉં છું.'

શિશિર ગાડી લાવીને સરસામાન લઈ ગયો; પછી સરિત ઘરને તાળું લગાવી અજીતની સાથે બાપને ઘેર ગઈ. દીકરીએ હવે તપસ્યા છોડી દીધી છે, અને શાંતિથી કૉલેજમાં ભણવા જવાનું શરૂ કરી દીધું છે એ જોઈ તેનાં માતાપિતા ખુશ થયાં.

: ૩૩ :

મેઘનાદને જેલની સજા થવાથી સૌથી વધારે ગુસ્સો જો કોઇને ચડ્યો હોય તો જોગેન્દ્રબાબુને. મેઘનાદે પહેલેથી છેડ સુધી સાચી જ વાત કહી છે, અને એ સંપૂર્ણ નિર્દોષ છે એ વિષે એમને લગીરે શંકા નહોતી.

તેથી તેઓ આ મુકદ્દમામાં લાગતું વળગતું હતું તે બધા ઓફિસરો પર ખૂબ જ ગુસ્સે થયા.

જે દિવસે મેઘનાદને સજાનો હુકમ થયો, તે જ દિવસે જોગેન્દ્રબાબુએ ડેપ્યુટિ ઇન્સ્પેકટર જનરલની પાસે પેયારાતલાના બોમ્બ—કારખાનાના કેસ સંબંધમાં તપાસ કરવાનો ભાર માગીને લીધો.

સાહેબ જરા નવાઇ પામી બોલ્યાઃ "આ શું જોગેન્દ્રબાબુ, કેસ તો તમે પોતે જ છોડી દીધો હતો."

જોગેન્દ્રબાબુ ખૂબ ગુસ્સામાં હતા.

તેમણે જરા મોટેથી જવાબ દીધો; 'છોડી દીધો હતો; પરંતુ હવેથી જોઉં છું કે કેટલાક અક્કરમી માણસો કેસને એકદમ બગાડી નાખવા બેઠા છે. ખરો ગુનેગાર તો એક પણ ગિરફતાર થયો નહિ; પોલિસના કેટલાક માણસો માર્યા ગયા, અને સજા એવા માણસને થઇ, જે બિલકુલ નિર્દોષ છે એ વિષે મને લગીરે શંકા નથી.'

સાહેબે હસીને કહ્યુંઃ 'તમારા છેલ્લા શબ્દો સાથે હું સંમત થઇ શકતો નથી.'

'એ ભલે, પણ હું મેઘનાદને સારી પેઠે ઓળખું છું. પોતાનો જીવ બચાવવા વાસ્તે તે કદી પણ જૂઠું બોલે એવો માણસ નથી.'

'આટલાં વરસ પોલિસખાતામાં નોકરી પછી પણ માનવ સ્વભાવ ઉપર તમને આટલી શ્રદ્ધા રહી છે એ જાણીને મને બહુ આનંદ થયો, જોગેન્દ્રબાબુ ! પરંતુ મને તેવી શ્રદ્ધા નથી !' ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર જનરલ સાહેબે કહ્યું.

× × ×

જોગેન્દ્રબાબુ ખાઇપીને આ કેસની પાછળ લાગી ગયા, તેમણે છૂપી પોલિસના કેટલાક ચુનંદા માણસોને લઇને તપાસ શરૂ કરી દીધી. એવી રીતે તેઓ શોધમાં ઘણે આગળ વધી ગયા.

જે દિવસે સરિત પોતાને ઘેર રહેવા ગઇ, તે જ દિવસે તેમણે શંકા લાવી તે ઘર ઉપર કડક નજર રાખવા માંડી. ત્યાં જ તેમને તપાસનું મૂળ સૂત્ર હાથ લાગ્યું.

પરંતુ આ બધાની સાથે અજીત અને સરિતને સંડોવાયેલાં જોઇ જોગેન્દ્રબાબુ વિમાસણમાં પડી ગયા.

ખૂબ વિચાર કર્યા પછી, જોગેન્દ્રબાબુએ વીરભૂમ જેલમાં જઇ મેઘનાદની મુલાકાત લીધી, અને તેને સરિતની પ્રવૃત્તિ વિષે જણાવ્યું.

એ પછી થોડા જ દિવસમાં જોગેન્દ્રબાબુએ શિશિરને પોતાનો તમામ સરસામાન ઉપાડી જતો જોયો. તેમણે એક નિરાંતનો શ્વાસ લઇ, શિશિરની પાછળ માણસ મોકલી દીધો.

તે પછી સરિતે રીતસર ભણતર શરૂ કરી દીધું એ જોઇને તેઓ નિશ્ચિંત થયા.

શિશિરે પોતાનો સામાન એક હોટલમાં રાખ્યો. એક દિવસ પછી ત્રણચાર જણે આવી એ બધો સામાન ગાડીમાં ભર્યો. બરાબર એ જ વખતે જોગેન્દ્રબાબુએ પોતાની ટુકડી સાથે આવી પહોંચી તેમને ઘેરી લીધા. એવી અસાધારણ ચપળતાથી એ

બધાઓને પાછળથી ધસીને પકડી લેવામાં આવ્યા કે તેઓ કંઈ-પણ તોફાન કરી શકયા નહિ.

તે જ દિવસે હાવરા અને કલકત્તામાં દશ જગાએ દરોડા પાડી બીજા પણ ઘણા માણસોને પકડવામાં આવ્યા. જોગેન્દ્ર-બાબુના હુકમ મુજબ તમામ આરોપીઓને છૂપી પોલિસની હેડ-ઓફિસમાં લઇ જવામાં આવ્યા.

ત્યાં જોગેન્દ્રબાબુ ડેપ્યુટિ ઇન્સ્પેકટર જનરલની સામે બેસીને એકે એક આરોપીને બોલાવીને પૂછવા લાગ્યા. લગભગ બધાએ પહેલાં તો એમ જ કહ્યું કે અમે કશું જ કહેવાના નથી,—તમને ઠીક લાગે તે કરો.

જોગેન્દ્રબાબુએ તેમને આડાઅવળા કંઇકંઇ સવાલો પૂછીને, ધીરેધીરે તેમને ખબર પણ ન પડે તેવી રીતે કેટલીક વાત બહાર કઢાવી.

વાતવાતમાં તેમણે કહ્યું: 'મેઘનાદ દાકતર તમારી ટોળીનો છે,—તેણે આમ આમ કહ્યું છે.'

આ સાંભળી બધાએ કહ્યું: 'મેઘનાદે આવું કહ્યું હોય તો એ જૂઠું બોલ્યો છે. એ અમારા વિષે કશું જ જાણતો નથી.'

શિશિર મિત્રની, જોગેન્દ્રબાબુએ આ વિષે ખૂબ જ ઊલટ તપાસ કરી. તેણે પોતાના સંબંધી કંઇ પણ કહેવાની ના પાડી. પરંતુ મેઘનાદ સંબંધી તેણે કહ્યું: 'મેઘનાદ અમારી ટોળીનો નથી; તેની સાથે અમારે કશો જ સંબંધ નહોતો. ફક્ત એક દિવસ અસિત બોઝ જખમી થઈ પડયો, ત્યારે જ માત્ર અમે એને અમારા અડ્ડામાં લઇ ગયા હતા.'

આમ કહી ધીમેધીમે, એણે જોગેન્દ્રબાબુના સવાલના જવાબમાં, તે દિવસની તમામ બિના સાચેસાચી કહી દીધી.

જોગેન્દ્રબાબુએ સાહેબને એક કાગળ આપ્યો. મેઘનાદે સાહેબની આગળ જે કંઈ કહ્યું હતું તે સાહેબે પોતે પોતાને હાથે લખી લીધું હતું. એ નોંધનો જ એ કાગળ હતો.

શિશિર મિત્રે કહેલી વીગત મેઘનાદે લખાવેલી વીગતની સાથે અક્ષરેઅક્ષર મળતી આવી એ જોઇ સાહેબે ભવાં ચડાવ્યાં.

જોગેન્દ્રબાબુએ પૂછ્યું: 'મેઘનાદ જો તમારી ટોળીનો નહોતો, તો પછી એની ગિરફતારીને દિવસે તેણે આટલું તોફાન કરી નાખ્યું તેનું શું કારણ ?'

શિશિર બોલ્યો: 'કહું, હું ત્યાં જ હતો; બધી વાત હું જાણું છું.'

આમ કહી ઘટનાનો પૂર્વ ભાગ તેણે કહી સંભળાવ્યો.

તે કેફિયત પણ સાહેબે મેઘનાદની કેફીયતની સાથે મેળવી જોઇ.

પછી તેણે એ પણ કહ્યું કે બોટએલ કંપનીની ઓફિસમાંથી એસિડની ચોરી થઇ હતી તે અસિતે કરી હતી. હાથમાં મીણનો લાંદો રાખીને, તેમાં, અસિત મેઘનાદની ચાવીઓની છાપ લઇ આવ્યો હતો. પછી એવી જ બીજી ચાવી તૈયાર કરીને, અસિત બે વખત જઇને એસિડ ચોરી લાવ્યો હતો. મેઘનાદને એ વિષે કશી જ ખબર નહોતી.

તે પછી બીજા પણ આરોપીઓ, આ હકીકતનું સમર્થન કરી ગયા.

× × ×

આરોપીઓના ગયા પછી જોગેન્દ્રબાબુએ સાહેબને પૂછ્યું: 'હવે આપને મેઘનાદના સંબંધમાં કેમ લાગે છે ?'

સાહેબે હસીને કહ્યું: 'આ એક દાખલામાં તો જરૂર તમારી માણસ પરની શ્રદ્ધા સાચી ઠરી છે. ગમે તેમ, જોગેન્દ્રબાબુ, તમે કેસ આટલી સહેલાઇથી હાથ કર્યો તે માટે તમને અભિનંદન આપું છું. હું તમારે માટે લાટ સાહેબને જોરદાર ભલામણ કરીશ."

જોગેન્દ્રબાબુએ કહ્યું: ' આના બદલામાં મારે એક ઈનામ જોઇએ છે. "

' હા, હા, હા, ઈનામ તો મળશે જ, ઉપરાંત તમને 'રાયબહાદુર'નો ખિતાબ મળે તેવું હું કરીશ. '

' એ ઈનામ નહિ, સાહેબ! મારે જરા જુદું ઇનામ જોઇએ છે. '

' શું ? '

' સત્યનો વિજય ! મેઘનાદ નિર્દોષ છે તો એને છોડી દેવાની કોશીશ કરો, એ મારી અરજ છે. '

સાહેબે કહ્યુ; ' હું પણ એ જ ધારતો હતો, જોગેન્દ્રબાબુ ! ભલે, હું વિચારી જોઈશ. '

જોગેન્દ્રબાબુ આ શબ્દોથી સંતુષ્ટ થયા નહિ. તેમણે સાહેબને ખૂબ આગ્રહ કર્યો.

છેવટે સાહેબે ખુલ્લા શબ્દોમાં કહ્યું :

' જુઓ, આ સંબંધમાં તમારો ને મારો મત મળતો છે —મેઘનાદને હવે છોડી મૂકવો જોઇએ; પરંતુ મેઘનાદના કેસ વિષે કેવું આંદોલન ચાલ્યું છે એ તો તમે જાણો છો. આ કેસ જૂઠો છે એવું સૌએ માન્યું છે. તેમ છતાં હાઇકાર્ટના ફેંસલામાં મેઘનાદ ગુનેગાર સાબીત થયો છે. એટલે હમણાં જો એને છોડી દેવામાં આવે તો છાપાંવાળાઓનું કહેવું સાચું ઠરી જાય; એથી એમનો જયજયકાર બોલાઇ જાય, અને પોલિસની આબરુ તો ખલાસ જ થઇ જાય. આ મુશ્કેલી છે ! "

જાગેન્દ્રબાબુએ કહ્યું : મેઘનાદ દાક્તર' આ જગાએ હોય તો શું કરે જાણો છો ? તે કહેત કે જે વાત સાચી છે તેનો હરકોઇ જગાએ, અપવાદ વગર, સ્વીકાર કરવો જ જોઈએ, તેથી સર્વસ્વ જાય તો ભલે જાય. એક વખત જૂઠું બરદાસ્ત ન કરી શકવાથી તેણે નોકરી છોડી દીધી હતી. "

આ સરખામણીની વાતથી સાહેબ રાજી થયા નહિ. તેમણે વાત દાબી દેવાને કહ્યું: 'ગમે તેમ, પણ હું મેમ્બર સાહેબની સાથે વાતચીત કરી જોઈશ. જો કંઈ કરી શકાશે તો હું જરૂર કરીશ."

સાહેબે પોતાનું વચન પાળ્યું હતું. કાઉન્સીલના જે મેમ્બરના હાથમાં આ ખાતું હતું તેમને તેમણે બધી બિના જણાવી.

કંઇ કંઈ ચર્ચા ચાલી, તપાસ ચાલી, છેવટે નક્કી થયું કે પેયારાતલાના આરોપીઓનો કેસ પૂરો ન થાય ત્યાં સુધી આ સંબંધી કશું જ થઇ શકે નહિ.

× × ×

પેયારાતલાનો કેસ એક વરસ સુધી ચાલ્યો. મોટા ભાગના આરોપીઓને લાંબી સજાઓ થઇ.

ત્યાર પછી થોડા વખતમાં શહેનશાહ હિંદુસ્તાનમાં પધાર્યા. તેમના રાજ્યાભિષેક નિમિત્તે કેટલાક કેદીઓને છોડી મૂકવામાં આવ્યા. આ તકનો લાભ લઇ સરકારે મેઘનાદને છોડી મૂકયો. સાપ મરે પણ લાઠી ન ભાંગે એવું થયું. નિર્દોષ હતો તે છૂટી ગયો અને છતાં પોલિસને નીચું જોવું ન પડયું!

× × ×

મેઘનાદ જેલમાંથી છૂટયા, પણ કેટલાક દિવસ પછી, એક દિવસ ડેપ્યુટી ઇન્સ્પેટર જનરલ સાહેબે જોગેન્દ્રબાબુને કહ્યું: "કેમ જોગેન્દ્રબાબુ, હવે આપ ખુશી થયાને? તમારો દોસ્ત હવે છૂટી ગયો છે!"

જોગેન્દ્રબાબુએ કહ્યું: 'તેથી, ઊલટો હું નારાજ થયો છું, ખુશી નથી થયો. કારણ કે અસત્યનો જ વિજય કાયમ રહ્યો છે.'

સાહેબે હસીને કહ્યું: 'O! You are two great an idealist for a Policeman' (ઓહ! પોલિસખાતામાં તમારા જેવા આદર્શવાદી ન ચાલે!)

'આદર્શવાદની વાત નથી, સાહેબ,—પણ આ તો એક અતિ કઠોર વાસ્તવવાદની વાત છે. મેઘનાદને નિર્દોષ જાણવા છતાં પણ એના કપાળમાં એક એવી છાપ મારીને એને છૂટો કરવામાં આવ્યો કે જેથી એનું ભવિષ્ય એકદમ માટીમાં મળી ગયું છે. હવે એ ખાશે શું? જે નોકરી એ માન પ્રતિષ્ઠા-પૂર્વક કરતો હતો, એ તો હવે એને મળવાની નથી, એને નોકરીમાં રાખતાં સહુ ડરશે. એની પ્રેકટિસ પણ તૂટી ગઇ છે. હવે ફરી પ્રેકટિશ જમાવવાનું પણ એને માટે મુશ્કેલ બની જશે. એ છાપ જો એના કપાળ પરથી ઉખાડી નંખાઇ હોત તો એને કશી જ મુશ્કેલી ન આવત.'

સાહેબ ગંભીર બની ગયા.

× × ×

મેઘનાદ જે દિવસે જેલમાંથી છૂટયો એ દિવસે સરિત ઊંચીનીચી થયા કરતી હતી. વીરભૂમ જઇને સૌના પહેલાં વાતચીત કરવાની તેની ખૂબ ઇચ્છા હતી; પરંતુ શરમથી તે કોઈને તે વિષે કહી શકી નહિ.

મેઘનાદ ન આવી પહોંચ્યો ત્યાં સુધી તે અસહ્ય યાતનાથી ચંચળ બની ગઈ હતી. આ એક વરસના કારાવાસથી મેઘનાદ કેવો થઇ ગયો હતો, એને હું શું કહીશ અને એ મને શું કહેશે?—આવી બધી કંઈ કંઇ કલ્પનાઓ તે કરવા લાગી.

જ્યારે મેઘનાદ આવીને તેની આગળ ઊભો, ત્યારે તે સ્તબ્ધ બની ગઈ! પહેલાંનો મેઘનાદ આ નહિ! એ સરળ, ચંચળ પ્રેમિક મટી ગયો હતો. જેને જોઇને તેની આંખો અને મોં હસી ઊઠતાં, જેના ખોળામાં માથું મૂકતાં લોહી ઉછાળા મારતું, તે મેઘનાદ હવે રહ્યો નહોતો. તેની જગાએ કોઇ અદ્દ્ભુત તેજસ્વી દેવશરીર ઊભું હતું. એનું મોં શાન્ત, સ્નિગ્ધ અને હાસ્યમંડિત હતું; એની પ્રતિભા સ્વર્ગીય પ્રકાશથી ચમકતી

હતી. તેના સમસ્ત શરીરમાંથી કોઈ અદ્‌ભુત જ્યોતિ બહાર નીકળતી હોય એવું સરિતને લાગ્યું.

સરિત મનમાં મનમાં વિચાર કરતી હતી કે મેઘનાદ આવશે કે તરત હું તેના ખોળામાં તૂટી પડીશ અને મારી તરસી છાતી સરસું તેનું હૃદય જકડી રાખી એને ચુંબનની ધારામાં નવડાવી નાખીશ. પરંતુ એણે કશું જ કર્યું નહિ. માત્ર ગળે પાલવ વીંટાળી, ભક્તિભાવપૂર્વક મેઘનાદના ચરણમાં માથું નમાવી તેણે પ્રણામ કર્યાં.

મેઘનાદે હસીને તેના બેઉ હાથ પકડી તેને બેઠી કરી. પછી તેને છાતી સરસી ચાંપીને હસીને તેના હોઠ પર એક ચુંબન કર્યું. સરિતનું આખું હૃદય આથી સ્નિગ્ધ બની ગયું. તે આ શાંત શીતળ આશ્રયે માથું રાખીને કેટલીયે વાર સુધી મૂંગી પડી રહી; તેના ગાલ પર થઈને આંસુ વહેવા લાગ્યાં. એ આંસુ દુઃખનાં નહોતાં,—સંતોષનાં, શાન્તિનાં હતાં!

મેઘનાદે સરિતની આંખો લૂંછી નાખી, સ્નેહથી તેને પાસે બેસાડી. પછી ધીરે ધીરે આ દોઢ વરસની ભેગી થયેલી વાતોનો બંધ ખોલી નાખ્યો.

બંને જણે કેટલીય વાતો કરી—કેટલુંયે હસ્યાં, ને રડયાં!

× × ×

ચારે તરફ લોકો મેઘનાદની ખેંચાખેંચ કરવા મંડયા. એના છૂટકારા સંબંધી ચારે તરફ ભારે ધમાલ મચી ગઇ. કોઈએ છાપામાં કહ્યું કે શહેનશાહે યોગ્ય માણસને ક્ષમા આપી છે. કોઇએ કહ્યું: આટલે દિવસે સરકારે ન્યાય અને સત્યનો સ્વીકાર કર્યો છે. કોઇએ વળી જોગેન્દ્રબાબુની પેઠે અભિનંદન આપવાની પોતાની અશક્તિ પ્રગટ કરી, કારણ કે સરકારે તેને છોડયો ભલે, પણ એ નિર્દોષ હતો એ વાત તેણે કબૂલ કરી નહોતી.

પરંતુ સૌએ એક સ્વરે મેઘનાદને અભિનંદન આપ્યું. સૌએ તેનાં યશોગાન ગાવા માંડ્યાં, સૌએ તેને તેજસ્વી દેશ-સેવક કહીને બિરદાવ્યો. કોઇ કોઇએ કહ્યું કે ન્યાયાધીશે તેને અન્યાય કર્યો છે અને તેના પર જુલમ કર્યો છે. તેના બદલામાં લોકોએ તેને માન આપવું જોઇએ અને તેનાં યશોગાન ગાવાં જોઇએ.

ધીમે ધીમે આ સૂચનાએ એવી દરખાસ્તનું સ્વરૂપ ધારણ કર્યું કે મેઘનાદે દેશને માટે જે દુઃખ સહન કર્યું છે તેની કદરરૂપે એક ફાળો કરી તેને એક થેલી અર્પણ કરવી જોઈએ.

જ્યારે મેઘનાદ હાવરા સ્ટેશને ઊતર્યો ત્યારે ત્યાં લોકોનું ટોળું તેનો સત્કાર કરવા માટે ઊભું હતું. આ માનથી મેઘનાદ બહુ શરમીંદો બની ગયો. એમના સત્કારનો અસ્વીકાર કરી તેમનું અપમાન કરવાનું તેને ગમ્યું નહિ; પરંતુ તેણે આ સત્કાર-થી ખૂબ સંકોચ અનુભવ્યો.

તે પછી લોકો તેને ઘેર મળવા આવવા લાગ્યા. અનેક જગાએથી તેને નિમંત્રણ મળવા લાગ્યાં. અભિનંદનનો વરસાદ વરસ્યો.

મેઘનાદ એ વરસાદથી દુઃખી થયો. સરિત છેડાઇ પડી. આટલા લાંબાગાળા પછી તે પતિને પામી હતી; પરંતુ આખા દિવસમાં બહુ જ થોડો વખત તેને પતિની પાસે રહેવાનો મળતો હતો. રાતદિવસ પતિની પાસે જ પડી રહેવાનું તેને તો મન થતું હતું; પણ આ અભિનંદનોના ત્રાસને લીધે મેઘનાદ તેની પાસે જઇ શકતો જ નહિ.

× × ×

મેઘનાદે એક દિવસ કહ્યુંઃ 'સરિત, હું તો થાકી ગયો! હવે થાય શું? એમને હું કડવો બોલ તો કહી શકતો નથી, પરંતુ આ બધાં ખોટાં અભિનંદન તો હવે નથી સહન થતાં!'

સરિત છેલ્લું વાક્ય માની શકી નહિ, તે બોલી: 'ખોટાં કેમ ?'

'જેનો જે અધિકાર નથી, તેણે તે લેવું એ પણ ખોટું છે, ને એને એ દેવું એ પણ ખોટું છે. આમાં તો હું જેવો નથી, તેવો ચીતરીને મને ઊભો કરવામાં આવે છે, આ નર્યાં અભિનંદનોનો હેતુ એ છે કે હું કોઇ મહાપુરુષ છું, ત્યાગી દેશસેવક છું; પરંતુ હું એમાંનું કાંઈ નથી !'

સરિત ઉત્સાહમાં આવી બોલી ઊઠી: 'તમે શું છો તેની તમને કશીયે ખબર નથી. તમે કેવા મોટા મહાપુરુષ છો, તેની તમને ખબર નથી—કારણ કે તમે ખરેખરા મહાપુરુષ છો; પરંતુ હું તમારી વિરાટમૂર્તિની પાસે ઊભીને, મારી વામનતાના માપવડે તમારી મહત્તા સંપૂર્ણ સમજી શકું છું. મને ખબર છે, તમે દેવતા છો.'

મેઘનાદ હસીને બોલ્યો: 'પ્રેમમુગ્ધા પત્નીના એસ્ટિમેટ ઉપર મહાપુરુષનું વજન કરવા જઈએ તો પૃથ્વી મહાપુરુષોથી ખીચોખીચ ભરાઇ જાય !'

સરિત ખોટો ગુસ્સો કરી બોલી: 'તમે ગમે તેવા મોટા મહાપુરુષ કેમ ન હો, પણ મારી બુદ્ધિશક્તિનું આવું અપમાન કરવાનો તમને કોઇ જ અધિકાર નથી. વળી, સ્ત્રીનું આવું અપમાન એ બિલકુલChivalry ની વિરૂદ્ધ છે.'

મેઘનાદ હસીને બોલ્યો: 'મારી મોટી ભૂલ થઇ ! તમે મહાન બુદ્ધિશાળી છો ! તમો કદી જ ભૂલ કરતાં નથી; પરંતુ વાત એમ છે કે તમારી વાત ખોટી છે !'

થોડીવાર પછી મેઘનાદ બોલ્યો: 'એવું મનમાં થયા કરે છે, સરિત્, કે આ અસત્યને મારાથી જગતમાં ચલાવી લઇ શકાય નહિ. જ્યારે આ અભિનંદનો મારે ન છૂટકે માથું નમાવી ઝીલવાં પડે છે ત્યારે એને સાચાં પૂરવાર કરવા માટે મારે પ્રયત્ન કરવો જ જોઇશે !'

સરિત કાંઇ સમજી નહિ.

મેઘનાદ બોલ્યો: ' એ લોકો ત્યાગી દેશસેવક તરીકે મારાં વખાણ કરે છે. હું એવો નથી, પણ હું એવો થઈ શકું છું. મેં નિશ્ચય કર્યો છે કે હું એવો થઈશ;—લોકોની વાણીને સાચી પાડવી જોઇશે. આટલા દિવસ મેં કેવળ પૈસા જ કમાવા પર ધ્યાન આપ્યું છે, અને જશની ઇચ્છા કરી છે. એવી પેટની જ સેવા કરવાનું હવે મને મન નથી, હવે હું મને પૂરેપૂરો દેશ સેવામાં પલોટી દઈશ. '

' શું કરશો ? '

' કરવાનાં કામ ઘણાં છે. આખા દેશમાં રોગનું સામ્રાજ્ય પ્રસરી ગયું છે ! એ રોગનો સામનો કરવાની તાકાત દાકતરો સિવાય બીજા કોઇનામાં નથી. આટલા દિવસ મેં મારું શિક્ષણ અને શક્તિ કેવળ પેટ ભરવા માટે વાપર્યાં છે, હવે હું એને સંપૂર્ણપણે દીન દુ:ખી પીડિતની સેવામાં વાપરીશ. ''

સરિતનું મન બહુ ઉત્સાહમાં આવી શક્યું નહિ. મેઘનાદનું સુખ એ હવે તેને મોટામાં મોટી સાધનાનો વિષય બની ગયો હતો. તેથી તેનો આ ત્યાગનો સંકલ્પ સાંભળી તે દુ:ખી થઈ.

તે કંઈ જ બોલી નહિ.

મેઘનાદે આશા રાખી હતી કે આ સાંભળીને સરિત ઉત્સાહમાં આવી જશે અને મારી સહધર્મિણીરૂપે મારી પડખે ઊભી રહેવાની માગણી કરશે. સરિતાના મનમાં પણ તે વિચાર આવ્યો હતો; મેઘનાદ સાથે હશે તો આ બધુંએ દુ:ખ હું હસતે મોઢે ઝીલી શકીશ એ વિષે તેને લેશમાત્ર શંકા નહોતી; પરંતુ મેઘનાદને કંઇ દુ:ખ વેઠવું પડે એ કલ્પના કરતાં તેને દુ:ખ થતું હતું. તેથી તે કાંઈ બોલી નહિ.

મેઘનાદ જરા નિરાશ થયો; તે પણ આગળ કંઇ બોલ્યો નહિ; પરંતુ તેણે મનમાં ગાંઠ વાળી લીધી. તેણે નિશ્ચય કર્યો હતો

કે લોકો મારા વિષે જે ખોટા ખ્યાલો સેવે છે, તેને હું સાચા પાડીશ,—હું સંપૂર્ણરૂપે દેશસેવામાં જીવન સમર્પણ કરી દઇશ. સરિત જો એ જીવનક્ષેત્રમાં મારી સાથે હશે તો બહુ આનંદ થશે.

પરંતુ તેણે અનુમાન કર્યું કે સરિત આ ત્યાગને માટે તૈયાર નથી. આથી તે દુઃખી થયો; પરંતુ વિલાસમાં ઉછરેલી, કઠોરતાના બિલકુલ અનુભવ વિનાની યુવતી સરિત કલ્પિત સુખની કામના રાખે તેમાં તેના ન્યાયનિષ્ટ અંતઃકરણને કંઇ દોષ દેખાયો નહિ; પરંતુ તેણે એટલી આશા રાખી કે કાલે સરિત ત્યાગનું શિક્ષણ લેશે, અને એક દિવસ સંપૂર્ણ દિલથી, સંપૂર્ણરૂપે મારી પડખે આવી ઊભી રહેશે.

× × ×

હવે કઇ જગાએ કઈ રીતે કામની શરૂઆત કરવી તેની તેણે કલ્પના કરવા માંડી. સરિતે તેના આમંત્રણનો યોગ્ય ઉત્સાહથી જવાબ દીધો નહોતો, તેથી તેણે તેની આગળ આ વાત કાઢી નહિ.

તે એકલો પોતાની ભાવિ સાધનાની યોજના ઘડવા લાગ્યો, તેણે કાર્યની તૈયારી કરવા માંડી.

તેણે વિચાર્યું કે મોટાં મોટાં ચમકદાર કામો કરનારા તો ઘણા નીકળશે; પરંતુ નાનામાં નાનું કામ તે જ સૌથી અઘરું કામ છે અને તે લોકનજરથી દૂર રહીને કરવાનું હોય છે. તે કામ તરફ લોકો ભાગ્યે જ ખેંચાય છે.

મેઘનાદે એવું કામ પોતાને માટે ઉપાડી લીધું. તેણે પોતાના જ ગામમાં જઇ સેવાનું કાર્ય શરૂ કરવાનો સંકલ્પ કર્યો.

એને પાંચેક હજાર રૂપિયાની થેલી અર્પણ થઇ હતી. એ રૂપિયામાંથી તેણે દવાઓ અને ઓજારો ખરીદી લઇ દેશમાં જવાની તૈયારીઓ કરી.

× × ×

પતિ પોતાનાથી કંઈક છુપાવી રહ્યા છે એટલું સરિત સમજી શકી. એ જોઇ તેને બહુ દુઃખ થયું, તેણે મનથી મનથી માની લીધું કે મેઘનાદ હજી મારી ભૂલ માફ કરી શક્યો નથી, હાય! આવું કઠોર પ્રાયશ્ચિત કર્યું તો યે શું મેઘનાદનું મન પીગળ્યું નહિ!

આમ વિચારી તે રડવા લાગી, પણ કંઇ બોલવાની તેની હિંમત ચાલી નહિ.

× × ×

એક દિવસ મેઘનાદે સરિતને ખબર આપી કે આવતા અઠવાડિયે તે દેશમાં જાય છે. ત્યાં જઇને શું કરવાનો છે તેનો પણ કંઇક ઈશારો તેણે કર્યો.

સરિતે માત્ર આટલું કહ્યું: 'અને હું?'

મેઘનાદ જરા હસીને બોલ્યો: 'તું હમણાં અભ્યાસ કર, તારો અભ્યાસ પૂરો થયા પછી તને જે ઠીક લાગે તે કરજે.'

સરિત નિરાશ થઈ ગઇ, એ જોઇને મેઘનાદને દુઃખ થયું.

તેથી તેણે કહ્યું: 'બબ્બે ત્રણ ત્રણ મહિને આવીને તને મળી જઈશ. દરમિયાન કાગળ લખતો રહીશ.'

આ સાંભળી સરિતના હૃદયમાં જે ભયંકર આઘાત થયો તેનું વર્ણન થઇ શકે તેમ નથી. મેઘનાદ ખરેખર જ જીવનનાં તમામ સુખસૌભાગ્યમાંથી પોતાને વંચિત રાખવાને જઇ રહ્યો છે એ વિચારતાં સરિતનું હૃદય ભાંગી પડયું. આટલે દિવસે પતિને પામ્યા પછી હવે ફરી તેનાથી છૂટા થવાનું આવતાં તેનું હૃદય છિન્ન ભિન્ન થઈ ગયું. તેમાં વળી પતિ મને પોતાની સાથે લઇ જઇ, મને સેવા કરવાનો અધિકાર આપતા નથી, એમના કઠોર તપસ્યામય જીવનમાં કંઇક સુખ, કંઇક આનંદ આણવાની મને તક આપતા નથી, એ જોઇ તેને બહુ દુઃખ થયું.

પરંતુ સૌથી વધારે તો તેનું અભિમાન ઘવાયું. મારા પતિ મને પોતાની સહધર્મિણી, સહચારિણી થવાને યોગ્ય સમજતા નથી એમ સમજી તે મૂંગી રહી. પતિની પાસેથી સરકી જઇને તેણે આંસુનો ધોધ વહાવ્યો.

× × ×

બહુવાર પછી તે ઓરડામાં પાછી આવી. આખા દિવસનો થાકયો પાકયો મેઘનાદ તે વખતે ઊંઘતો હતો. મધરાત્રિએ કલકત્તાનું મુખરિત જીવન શાંત થઇ કેવળમાત્ર દૂરથી એક મૃદુ કલ્લોલ સંભળાતો હતો, કેવળમાત્ર વચમાં વચમાં પથ્થરથી બાંધેલા રસ્તાઓ પર થઇને જતી ભાડાની ગાડીનાં પૈડાંનો અવાજ, મંદ મંદ મેઘગર્જનાની વચમાં એકાએક વજ્રપાત થાય તેમ જોરથી રાતની મીઠી શાંતિનો ભંગ કરતો હતો.

તે દિવસે પૂર્ણિમા હતી; પણ ગેસના ઉગ્ર પ્રકાશમાં તરબોળ બનેલી નગરીમાં એની ભાગ્યે જ કોઇને ખબર હશે. પરંતુ સરિતના એ ઓરડાની ઊઘાડી બારીમાંથી ચાંદની આવીને પથારી પર ઢોળાઈ પડી હતી. ચાંદનીમાં મેઘનાદનું સુંદર, શાંત, નિદ્રામગ્ન મુખ જોઇ સરિતનું સમસ્ત અંતઃકરણ ઉભરાઇ આવ્યું. તે જોઇ રહી.

તે જોઇ રહી, પણ તેની તરસ છીપી નહિ. જેમ જેમ તે જોતી રહી, તેમ તેમ તેનું હૃદય વલોવીને વેદનાનો સાગર અસ્ખલિત અશ્રુધારારૂપે ફાટી નીકળવા લાગ્યો.

આ મુખ તેના ભાંગેલા ઘરનો રત્નદીપ હતો! એ તેના કંગાલ હૃદયનું શ્રેષ્ઠ ધન હતું!

બહુવાર સુધી સરિત મૂંગી મૂંગી જોઇ રહી. સૂતા મેઘનાદની છાતી પાસે બેસીને તે જોઈ રહી, પછી તેણે પતિને આલિંગન કરી, એક ચુંબન કર્યું.

ઊંઘના ઘેનમાં મેઘનાદે જરા હાલીને પડખું બદલ્યું.

બાબત બહુ તુચ્છ હતી. પરંતુ સરિતની વર્તમાન માનસિક હાલત એવી હતી કે આટલાથી જ તેના દુઃખની નદી છલકાઇ આવી. જે સ્થાન વેદનાથી સળગતું હોય છે ત્યાં અતિ મૃદુ સ્પર્શ પણ અસહ્ય પીડા આપે છે.

મેઘનાદે સ્વપ્નાવેશમાં મારું ચુંબન સ્વીકાર્યું નહિ એમ સમજી સરિતનું દુઃખ ઊભરાઇ આવ્યું. તેનું મોં લાલચોળ થઇ ગયું. તે ઊઠી ગઇ.

કેટલીયે વાર સુધી એ બારી આગળ બેસી રહી, અને બોલ્યાચાલ્યા વગર શૂન્ય નજરે ચંદ્ર સામે જોઈ રહી. તે પછી તેણે સતાર ખોળામાં લઇ બેપરવાઇથી તેના ઉપર આંગળીઓ ફેરવવા માંડી. તે વખતે તેના હૃદયની વ્યથા સંગીતમાં વ્યક્ત થવા વ્યાકુલ બની ગઈ હતી. તેથી તે ઘડીકમાં આત્મભાન ભૂલી. તન્મય બની તે સતાર બજાવવા લાગી.

રાત્રિની એ નિસ્તબ્ધતામાં એની ચપળ આંગળીઓમાંથી નીકળેલા બિહાગ અને રાગિણીના સુગભીર કરૂણ આર્તનાદે આસપાસના બધા વાતાવરણની સાથે, અને તેના વ્યથિત હૃદયના સૂરની સાથે મળીને એવું સંગીત જમાવી દીધું કે તેથી મુગ્ધ તન્મય બની પલકમાં તે આત્મભાન ભૂલી ગઇ.

મેઘનાદની ઊંઘ એક મધુર સ્વપ્નાવેશમાં ભાંગી ગઇ. તે આ નિઃશબ્દ સંગીતની માધુરીમાં સ્તબ્ધ બની, મૂંગો મૂંગો એનો ઉપભોગ કરી રહ્યો.

જ્યારે સરિતે બજાવવું બંધ કર્યું ત્યારે મેઘનાદ ઊઠીને તેની પાસે આવ્યો; અને તેના હોઠ પર એક ચુંબન કર્યું.

સરિતની તમામ વેદનાઓનો ભાર જાણે એકદમ ઊતરી ગયો.

મેઘનાદ વધારે બોલી શક્યો નહિ. તેનું મન તે વખતે ખૂબ જ વલોવાઇ રહ્યું હતું. એક વખત તેનું સંન્યાસી હૃદય આવેગની મદિરાથી ચચંળ બની ગયું. આ અપરિમેય સુખને પાછળ મૂકીને હું જઇ રહ્યો છું એ વિચારે તેને જરા દુઃખ થયું.

તેથી તે ચૂપ રહ્યો.

પછી કંઈક મોહવશ બનીને તે બોલ્યો: 'જો, ભગવાને મારે માટે વગર ખરચે કેટલી સુખની જોગવાઇ કરી રાખી છે! અને હું આટલા દિવસ સુખ સુખ કરી પૈસા કમાવા પાછળ હેરાન થયા કર્યો છું. શું કામ છે મારે રૂપિયાનું? શાકભાત ખાઇને એકાદ ફૂબામાં માથું ઢાળવાની જગા મળે, તો ચાંદની મારા હાથમાં છે, તો તારું સંગીત અને તારી સતારનો જંકાર મારી જ મિલકત બની રહેશે! તું મારા અંતરને પ્રકાશથી ભરી દઇશ, ફૂલોની સુવાસથી મધુર બનાવી દઇશ,—પછી સુખમાં મારે બીજું શું જોઇએ?'

સરિતનું મન બોલ્યું: 'મારેય સુખમાં બીજું કંઇ જોઇતું નથી; માત્ર તમને જ હું વાંચ્છું છું."

પરંતુ એ શબ્દો બોલતાં તેને બહુ શરમ આવી. તેણે પતિના ખોળામાં મુખ છૂપાવી દીધું.

મેઘનાદે આ મૌનનો જુદો અર્થ કર્યો. તે બહુ પ્રસન્ન થયો નહિ.

: ૩૪ :

કલકત્તા છોડી જવાને ત્રણ દિવસની વાર હતી, ત્યાં મેઘનાદને સમાચાર મળ્યા કે મનોરમા માંદી છે,—તે મેઘનાદને મળવા ઇચ્છે છે.

આ સાંભળી મેઘનાદ અપ્રસન્ન થયો. મનોરમા તેના જીવનને શનિગ્રહ હતી. મેઘનાદની બધી દુર્દશાનું એ કારણ હતી. તેથી મનોરમાની ઉપર મેઘનાદને ભયંકર અણુગમો પેદા થયો હતો. તેથી આજે પોતાના નૂતન જીવનની શરૂઆતમાંજ આ ધૂમકેતુનો આવિર્ભાવ થતાં, તેનું મન વિષમ ક્ષોભથી દુઃખી થઇ ગયું.

પરંતુ તે મનોરમાના નિમંત્રણનો અસ્વીકાર કરી શકયો નહિ.

મણિમિયાં ક્યારનોયે મનોરમાને છોડીને જતો રહ્યો હતો. પછી મનોરમાએ વેશ્યાવૃત્તિ શરૂ કરી. થોડાક દિવસ એમાં બહુ લહેરથી વીતી ગયા; પરંતુ છેવટે તે કોઇ ખરાબ રોગનો ભોગ બની એકદમ પથારીવશ થઇ પડી. તેની ઘરવાળીએ થોડાક દિવસ તો તેની કંઇક સેવાચાકરી કરી; પરંતુ પછી તે પણ ધીરજ ખોઇ બેઠી. મનોરમા એનો એક ઓરડો મફતની રોકીને પડી હતી. એટલું બધું નુકસાન તે કેટલા દિવસ મૂંગી મૂંગી સહન કરે?

તેથી તેણે મનોરમાને હોસ્પિટલમાં જવાની સલાહ આપી. હોસ્પિટલમાં ગયા પછી રોગ કંઇક શમ્યો. પછી હોસ્પિટલમાંથી પણ તેને છૂટી કરવામાં આવી. હજી એનામાં ચાલવાની શક્તિ નહોતી આવી, ખૂબ દુર્બળ હતી, અને તેના હાથમાં હવે કંઇ પૈસોટકો પણ રહ્યો નહોતો.

તે જેમ તેમ કરી એક ખોલી ભાડે રાખીને રહી. જે કંઇ ઘરેણાં બાકી હતાં, તે વેચીસાટીને જેમ તેમ સુખેદુઃખે તે જીવન

નિર્વાહ કરવા લાગી. જ્યારે દુ:ખ બહુ અસહ્ય થઇ ગયું, ત્યારે તેણે મેઘનાદના ઘરના સરનામે એક કાગળ લખ્યો. તે કાગળ ઘણે ઠેકાણે સફર કરીને છેવટે મેઘનાદના હાથમાં પહોંચ્યો.

× × ×

મેઘનાદે જોયું તો મનોરમા હજી પણ બહુ માંદી હતી.

મનોરમાએ મેઘનાદને જોઇ ખૂબ રોકકળ કરી, એથી મેઘનાદ ભોળવાઇ ગયો. તેણે મનોરમાની દવાદારૂની વ્યવસ્થા કરી, શક્તિની દવા આણી આપી; બીજી પણ તેણે માગી તે વ્યવસ્થા કરી આપી; તેને થોડા રૂપિયા આપી તે ઘેર પાછો આવ્યો.

રસ્તામાં તે કંઈ કંઇ વિચાર કરવા લાગ્યો.

મનોરમાની દુ:ખી હાલત જોઈ તેનું હૃદય દયાથી ભરાઇ આવ્યું હતું. સાથે સાથે તેને થયું કે મનોરમાની આજની આવી હાલત થવામાં મારી પણ કંઇક જવાબદારી છે. જવાબદારી હો વા ન હો, પણ આ આશ્રિત, પીડિત, પાપમાં ડૂબેલી નારીને મદદ કરવાને તે બંધાયેલો છે.

આથી તે અપ્રસન્ન બની ગયો. પોતાનું નૂતન સેવાક્ષેત્ર તેણે સંપૂર્ણ બેફીકર બની શરૂ કરવાનું ધાર્યું હતું, પરંતુ મનોરમા પ્રત્યેની પોતાની ફરજના ભારે તેની એ કલ્પનાને આઘાત કરી ભાંગી નાખી. તેણે જોયું કે મનોરમા પ્રત્યેના કર્તવ્યનું દેવું ચૂકતે કર્યા વગર તે ક્યાંયે જઇ શકે નહિ.

તેને પોતાના પાછલા જીવનનો એક પ્રસંગ યાદ આવ્યો: તે વખતે તેણે મનોરમાના જીવનનો બધો ભાર પોતાને માથે લેવાનો ઠરાવ કર્યો હતો. જ્યારે બધા લોકો મનોરમાને આશ્રમમાં મોકલવાનું કરતા હતા ત્યારે તે ઉશ્કેરાઇ ગયો હતો, એટલે આજે મનોરમાને કોઇ આશ્રમમાં કે મિશનમાં મોકલી દઈ, પોતાને માથેથી ભાર બીજાને માથે ચડાવવાનું કરવાની તે કલ્પના પણ કરી શક્યો નહિ.

મેઘનાદને થયું કે હું મારા એ પ્રથમ સંકલ્પમાંથી ચ્યૂત થવાથી, કર્તવ્યનો એટલો દેવાદાર બન્યો છું,—એ કર્તવ્યનું મારે હવે પાલન કરવું જ જોઈએ. તે વખતે મનોરમાને જે દેવાનું મેં ધાર્યું હતું તે તો હવે હું તેને આપી શકું તેમ નથી,—દેવાની ઇચ્છા પણ નથી; પરંતુ પ્રેમદાન વગર પણ માત્ર સ્નેહદ્વારા પણ હું મનોરમાના જીવનને સાર્થક કરી શકું છું.

સેવાના એના સંકલ્પની સાથે સાથે જ મનોરમા તેનો રસ્તો રોકીને ઊભી, તેથી તેને લાગ્યું કે વિધાતા મારી પરીક્ષા કરવા ધારે છે, આ જ મારી સેવાનું પ્રથમ ક્ષેત્ર છે,—નૂતન જીવનમાં મારું પહેલું કાર્ય છે. આ કાર્યમાં જો હું પાછો પડ્યો, આ પરીક્ષામાં જો હું નાપાસ પડયો, તો મારું વ્રત નિષ્ફળ જશે.

તેણે મક્કમ નિશ્ચય કર્યો કે પરીક્ષામાં હું નહિ પાછો પડું. વીરની પેઠે આ વિઘ્નને હું વટાવી જઇશ, મારા કર્તવ્યનું પાલન કરીશ.

તેથી તેણે મનોરમાની ચિકિત્સા અને સેવા કરી. તેને કંઇક સારી કરી દેશમાં જતી વખતે તે તેને સાથે લઈ ગયો.

ખૂબ વિચાર કર્યા પછી સરિતને આ વિષે કંઇ પણ ન કહેવામાં જ સાર છે એવું તેણે નક્કી કર્યું.

× × ×

બાપીકી જમીનમાં મેઘનાદે એક ખડની ઝૂંપડી ઊભી કરી. તેમાં બે ઓરડા કર્યા—એકમાં તે સૂતો અને બીજામાં મનોરમા રહેતી.

એક નાની ઓરડીમાં તેણે રસોડું કર્યું અને બીજી એક ઓરડીમાં પોતાનું દવાખાનું કર્યું.

લોકોએ મેઘનાદને વધાવી લીધો નહિ. મનોરમાની વાત સૌને જાણીતી હતી. મેઘનાદ–મનોરમા સંબંધી કંઇક ઘસાતું પણ

તેમણે સાંભળ્યું હતું. તેથી જ્યારે મેઘનાદ એ મનોરમાને લઈને ગામમાં આવ્યો, ત્યારે સૌ મેઘનાદની ઉપર ખૂબ જ લાલપીળા થઇ ગયા.

મેઘનાદનો કોઇ દૂરનો સગો અત્યાર સુધી મેઘનાદની બાપીકી જમીનમાં વાડો કરી લહેરથી શાક તરકારી પકાવતો હતો. મેઘનાદ ઓચિંતાનો આવી તે જમીનનો કબજો કરી બેઠો એ જોઇને તે ગુસ્સે થયો. તેણે કંઈકંઇ કાવાદાવા રમવા માંડયા. ગામના બીજા કેટલાક માણસોની સાથે મળીને એણે મેઘનાદને હેરાન કરવાનું શરૂ કર્યું.

આ લોકો બધા જ સજ્જનો હતા કે સચ્ચરિત્ર હતા એમ કહેવાનો કંઇ અર્થ નથી; પરંતુ તેઓએ બધાએ નક્કી કર્યું કે:

'મેઘનાદ ગામની છાતી પર ચડી બેસીને મનોરમાની સાથે ખુલ્લે ખુલ્લું ઘર માંડીને રહે એ નહિ ચાલવા દેવાય.'

મેઘનાદના સદભાગ્યે એ ગામમાં કોઈ પૈસાદાર કે હિંમતવાન માણસ હતું નહિ. ભદ્રલોકોમાં બધા જ સાધારણ મિલકત દાર હતા. તેથી સંપૂર્ણ બેફિકર બનીને, કોઇ ધાર્યું પાર પાડવાની હિંમત કરી શક્યું નહિ. એક વખત અંધારામાં એ લોકોએ મેઘનાદને પકડીને માર્યો; એક વખત એનું ઘર સળગાવી દીધું; મનોરમાને ઢેખાળો છૂટો માર્યો; આ ઉપરાંત સામાજિક દૃષ્ટિએ મેઘનાદની ઉપર સારી પેઠે જુલમ ગુજાર્યો, કોઇ તેની સાથે કોઇપણ જાતનો સામાજિક સંપર્ક રાખતું નહિ; તે કોઇના પણ ઘેર જાય તો કોઇ તેને ઘરમાં પેસવા દેતું નહિ; ધોબી ને હજામતની મદદ પણ મેઘનાદને મળતી નહિ.

પરંતુ કોઇ રીતે યે તે લોકો મેઘનાદને નમાવી શકયા નહિ. મેઘનાદમાં કોઇ અદ્ભુત અતૂટ સહિષ્ણુતા જન્મી હતી, જેને લીધે એ આ બધા ત્રાસની બિલકુલે પરવા કરતો નહિ અને હકીકત એવી હતી કે પોતાની જીવનયાત્રા સરળતાથી ચલાવવા માટે એને કોઇની યે મદદની જરૂર નહોતી.

પોતાનું બધું જ કામ તે જાતે કરતો. બજારમાંથી ભાતનો થેલો તે માથા પર મૂકીને લઈ આવતો; જાતે લાકડાં કાપતો; ચૂલો સળગાવતો, કપડાં ધોતો. તેણે દાઢી મૂછ વધારવા માંડયાં તેથી હજામની તેને જરૂર ન રહી. શાકભાજી તે જાતે વાવતો, ખાતર નાખતો; તે જેલમાં આ બધું શીખ્યો હતો.

તેનો ખોરાક પોશાક પણ જેલના કેદીના જેવો જ હતો, બીજી તમામ બાબતોમાં તેણે જેલ જીવનની કઠોરતા સોળેસોળ આના ચાલુ રાખી હતી. તેમ છતાં મનોરમાને બધી બાબતમાં છૂટ હતી.

ધીમે ધીમે લોકસેવા દ્વારા તેણે ઘણા લોકોને ખાસ કરીને ગરીબ લોકોને એકદમ મુગ્ધ અને પોતાના ઓશિયાળા બનાવી દીધા. તે દરદીઓને તપાસતો, વગરપૈસે દવા આપતો, કોઈ કોઇને પથ્ય ખોરાક પૂરો પાડતો. વળી તે કદી પણ, કોઇને પણ, કંઇપણ સહાય કરવાની તક મળતી તો તરત તેને સહાય કરતો, ગામનું આરોગ્ય સુધારવા પાછળ તે ખાઇપીને મંડયો હતો.

વીરભૂમ જેલમાં હતો ત્યારે તેણે એક પાતળકૂવો ખોદવાનું કામ કર્યું હતું; યંત્રો મંગાવી તેણે પોતાના ઘરમાં એક પાતાળ કૂવો ખોદ્યો અને ગામલોકોને એ કૂવામાંથી પાણી લઇ જવાનું કહ્યું. આ જોઇને આસપાસનાં કેટલાંક ગામોના સારી સ્થિતિવાળા માણસોએ પોતપોતાના ઘરમાં પાતાળકૂવા ખોદાવ્યા.

મેઘનાદે ગામનો એક મોટો નકશો તૈયાર કરીને, પોતાના એક ઇજનેર મિત્ર પર મોકલી આપ્યો. એ મિત્રે એ પરથી ગામમાં ગટરોની એક યોજના કરી આપી. મેઘનાદ એ યોજના પ્રમાણે કામ કરવા માટે રાત દિવસ માથે કરવા લાગ્યો.

પણ થોડા જ વખતમાં એને માલૂમ પડયું કે કામ ખૂબ જ મુશ્કેલ છે. તેમાં બહુ ખરચનો સવાલ છે એટલું જ નહિ, પણ એમાં વિઘ્નો પણ ઘણાં જ ઘણાં છે. ગામના લોકોને મેલે-

રિયાથી મરવાની શરમ નથી; પરંતુ પાણી જવાને માટે એક આંગળ જમીન છોડવા કોઈ તૈયાર નથી.

પણ મુશ્કેલીઓથી મેઘનાદ ડરી ન ગયો. લોકોને તેણે સમજાવવા માંડયું. જમીનદારને ઘેર ધક્કા ખાધા, લોકલબોર્ડમાં લખાપટી ચલાવી; સબડિવિઝનલ ઓફિસરને આરાધવા માંડયા. તોયે કામ બહુ આગળ વધ્યું નહિ. પણ મેઘનાદ તેને વળગી રહ્યો.

ગામનું જંગલ કાપવા માટે તેણે ગામ લોકોને કહ્યું, એમાં પણ જબરી મુશ્કેલીઓ! ગામનું કોઈ તેને બાવળ પણ કાપી આપવા તૈયાર થયું નહિ. મોટાં ઝાડ પર ફળ થાય છે, તે ઝાડનાં ઈમારતી લાકડાં થાય છે. બાવળ તો માત્ર બાળવાના જ કામમાં આવે છે. મેઘનાદે તેમને હિસાબ માંડીને સમજાવવાનો બહુ બહુ પ્રયત્ન કર્યો કે એ ઝાડો હોવાથી લાભ કરતાં નુકસાન વધારે છે; પરંતુ તેનો હિસાબ કોઈ સમજ્યું નહિ.

આમ અનેક બાબતોમાં નિષ્ફળ જવા છતાં પણ મેઘનાદ નિરાશ થયો નહિ. તે લોકોને સમજાવતો જ રહ્યો.

માત્ર આટલામાં જ મેઘનાદનું કાર્ય પરિસમાપ્ત થતું નહોતું. તે જોરશોરથી લોકશિક્ષણમાં લાગી ગયો. લોકોને તેણે આરોગ્ય-રક્ષણનાં મૂળ તત્ત્વો, રોગને અટકાવવાના ઉપાયો, શક્તિ લાવવાના ઉપાયો શીખવતો; પરંતુ તેના શિક્ષણનો મુખ્ય વિષય ગામલોકોને મનુષ્યત્વનું ગૌરવ શીખવવાનો હતો, માનવજીવનનું ખરેખરું ગૌરવ શામાં છે તે શીખવવાનો હતો. તે શીખવતો હતો કે માણસ તરીકે જન્મીને, પશુની પેઠે કેવળ ખાઈ પી જીવન ગાળીએ તો એ જીવન વ્યર્થ ગયું સમજવું. આદર્શ દ્વારા પ્રેરાઈને ધીમેધીમે ઉન્નતિને માર્ગે આગળ વધવાનો તે હમેશાં સૌને ઉત્સાહ આપતો. કોઈની પણ આગળ માથું નમાવ્યા વગર આત્માની સાર્થકતારૂપ મનુષ્યત્વનો અધિકાર પ્રાપ્ત કરવા માટે મથવાનું તે લોકોને શીખવતો.

પણ ભારે દુઃખ સાથે એને અનુભવ થતો કે એનું બોલવું કોઇ સમજતું નથી. જેઓ તેના મોઢા પર હા હા કરીને જતા, તેઓ પણ ખરે વખતે એના શિક્ષણનો ઉપયોગ કરતા નહિ.

આવી રીતે લોકોની સેવામાં, સફળતા અને નિષ્ફળતા અનુભવતાં, તેનો ઘણોખરો સમય પસાર થઇ જતો.

× × ×

મનોરમાને તેણે ચિકિત્સા અને સેવાચાકરી કરીને એક બે મહિનામાં ઊભી કરી દીધી.

મનોરમા મેઘનાદને તેના કામમાં ખાસ કંઇ મદદ કરતી નહિ. મેઘનાદ હવે માત્ર ખાવા ને સૂવા જ ઘેર આવતો; બાકી આખો વખત તે દશે દિશાએ ફરીને પરની સેવા કરતો રહેતો.



: ૩૫ :

શરીર પૂરેપૂરું, સારું થઇ ગયું એટલે મનોરમાની જૂની ભૂખ જાગી ઊઠી. મેઘનાદને આટલો નજીક તો આણી શકી હતી, તેને હજી વધારે નજીક આણુવા તે અધીરી બની ગઈ.

તે મેઘનાદનું ઘરકામ ખૂબ કુશળતાપૂર્વક કરતી; પરંતુ ધીમેધીમે મેઘનાદ તેના કામકાજ પ્રત્યે શંકિત થતો ગયો. કંઇક સારું ખવડાવવા પહેરાવવાનો પ્રયાસ મેઘનાદ કેમે સફળ થવા દેતો નહિ; પરંતુ બીજી બધી બાબતમાં તેણે મેઘનાદની ખૂબ જ બરદાસ્ત કરવા માંડી. એના પ્રત્યેક કાર્યમાં, વાતચીતમાં, દષ્ટિમાં, તમામમાં કાંઇ છૂપી લાલસા દેખાય. તેથી તે ભયભીત બની ગયો.

મેઘનાદ ઘેર બહુ થોડું રહેતો; પરંતુ એ થોડો વખત પણ મનોરમા કંઇકંઇ ચેનચાળા કરતી, હાસ્યમજાક કરી મેઘનાદને રીઝવવાનો પ્રયત્ન કરતી. તેના શબ્દેશબ્દમાં, પ્રત્યેક અંગભંગીમાં મેઘનાદને લાલસાના ભભૂકતા અગ્નિના નિશ્વાસ દેખાવા લાગ્યા.

જે દાનવે ઘણા દિવસ પહેલાં ટાંગાઇલમાં મેઘનાદની નસેનસમાં તાંડવ નૃત્ય માંડી દીધું હતું, તે હવે પોતાની લાંબી નિદ્રા તજીને તેના શરીરમાં હૂંકાર કરતો ખડો થઇ ગયો; પરંતુ મેઘનાદના અંતઃકરણનો પહેરેગીર આ વખતે પૂરેપૂરો જાગૃત હતો; તેણે એ દાનવને પીસી નાખ્યો.

મેઘનાદ વિચાર કરવા લાગ્યો કે મનોરમાને હવે કેવી રીતે પાછી વાળવી ? તેને કેવી રીતે શાંત કરવી ?

મનોરમા પ્રત્યે મેઘનાદ સંપૂર્ણ દયાભાવે વર્તતો. તેને કંઇ પણ દુઃખ થાય તેવું તે કદી પણ કરતો નહિ. તેથી આ વિપત્તિમાંથી મનોરમાને કેવી રીતે બચાવવી તે એને સૂઝયું નહિ.

મનોરમાને તે ધર્મોપદેશ આપતો; પોતાના લોકસેવાના કાર્યમાં તેને પ્રવૃત્ત કરતો. મનોરમા ન છૂટકે તેનું કહેવું સાંભળતી; તેનું કામ કરતી. જ્યાં લગી તે કામમાં પ્રવૃત્ત રહેતી ત્યાં લગી તે ઠીક શાન્ત રહેતી.

તેથી મેઘનાદ મનોરમાને હમેશાં કંઇને કંઇ કામ સોંપ્યા કરતો, આમ મહાકષ્ટે તેણે મનોરમાથી બચીને ચાલવા માંડયું.

× × ×

થોડા દિવસ પછી, મેઘનાદે મનોરમાનો ચિત્તવિકાર કંઇક શાંત થયેલો જોયો. તે ખુશ થયો. તેને આશા બેઠી કે મારી આ વ્યવસ્થાથી ધીમેધીમે કદાચ મનોરમા પોતાની સ્વાભાવિક પાપ-વૃત્તિનો ત્યાગ કરી શકશે.

પણ મેઘનાદને પરિસ્થિતિનું પૂરું ભાન નહોતું.—ચારે તરફ નજર રાખવાની એને કદી ટેવ જ નહોતી.

પરંતુ આવી રીતે કેટલાક દિવસો ગયા પછી, તેને પણ ખબર પડી કે એને ઘેર એક મુસલમાન યુવકની આવજા ખૂબ જ વધી ગઇ હતી.

મેઘનાદને ઘેર નાતજાત ધર્મના ભેદભાવ વગર સૌને ગમે તે વખતે આવવાની છૂટ હતી. એટલે આમાં તેનું ખાસ ધ્યાન ખેંચાવાનો સંભવ નહોતો; પરંતુ મેઘનાદને લાગ્યું કે હું જ્યારે ઘેર આવું છું ત્યારે જ આ યુવકને અહીં જોઉં છું. અને હું આવું છું કે તરત એ જતો રહે છે. એ શા માટે આવે છે એ વિશે થોડા વખતમાં એની ખાતરી થઇ ગઇ.

આથી મેઘનાદ દુઃખી થયો. તેને હવે લોમ્બ્રોસો, ગેરોફેલો વગેરેના શબ્દો યાદ આવ્યા. મનોરમાના જેવા સહજ ગુનેગાર તક મળતાં જ ગુનો કરવાના એ એને યાદ આવ્યું.

તે મનોરમા ઉપર ગુસ્સે થઈ શકયો નહિ, કારણકે તેને સમજાયું કે તે એવો અભિશાપ લઇને જન્મી છે કે એનાથી ગુનો કર્યા વગર કોઇ રીતે રહેવાય જ નહિ. કયા અપરાધે વિધાતાએ તેના પર આવો દારૂણ અભિશાપ ઉતાર્યો હશે એનો તે દુઃખપૂર્વક વિચાર કરવા લાગ્યો.

× × ×

થોડા દિવસ પછી એક દિવસ રાતે ઓચિંતી મેઘનાદની ઊંઘ ઊડી ગઈ. તેણે જોયું તો તેની પથારીની પાસે મનોરમા નગ્ન દેહે બેઠી હતી. મેઘનાદે આંખો ઊઘાડી કે તરત તે તેની છાતી ઉપર તૂટી પડી.

મેઘનાદ ઠેકડો મારી ઊભો થઈ ગયો. મહાપ્રયત્ને મનોરમાના બાહુબંધનમાંથી છૂટો થઈ તે ઉઘાડાં બારણાંમાંથી બહાર નીકળી ગયો.

મેઘનાદનું આખું શરીર થરથર ધ્રૂજતું હતું; તેના માથામાં જાણે કોઇ જોરથી હથોડા દેતું હતું. આખું શરીર જાણે હમણાં ઢગલો થઇને તૂટી પડશે એવું લાગતું હતું. કેટલીયે વાર સુધી તેણે બહાર આંટાફેરા માર્યા ત્યારે તેને શાંતિ થઇ.

મન શાંત થયા પછી તે ઘરમાં આવ્યો, મનોરમા હજીપણ તે ઓરડામાં હતી. તે મેઘનાદની પથારીમાં પડીને, ઓશીકામાં મોં છુપાવી રહી હતી!

તેની સાથે વાત કરવાની મેઘનાદની હિંમત ચાલી નહિ. તે સાદડી પાથરી, એક ચોપડી લઇને વાંચવા બેઠો.

આવી રીતે રાત પૂરી થઈ.

× × ×

સવારે પંખીના કિલકિલાટની સાથે સાથે મેઘનાદે પોતાના બારણે માણસોનો કંઠસ્વર સાંભળ્યો.

મેઘનાદ એકદમ બહાર આવ્યો. મનોરમા પણ ઊઠીને તેની પાછળ પાછળ બહાર આવી.

મેઘનાદ પ્રફુલ્લ સ્વરે બોલી ઊઠયોઃ 'સરિત! ક્યાંથી? કંઇ પણ ખબર કહેવડાવ્યા વગર એકદમ?'

સરિત મેઘનાદને પ્રણામ કરવા જતી હતી ત્યાં તેણે મેઘનાદની પાછળ પાછળ બહાર આવતી મનોરમાને જોઇ.

સરિત બે ડગલાં પાછળ હઠી ગઇ. તેના મોં પરથી એકદમ લોહી ઊડી ગયું.

તેણે શુષ્કકંઠે પૂછયુંઃ 'આ કોણ?' •

મેઘનાદના શરીરમાં વીજળીનો પ્રવાહ વહી ગયો.

મનોરમા એની પાછળ પાછળ ઘરમાંથી બહાર આવી રહી છે એ અનુભવતાં એને ભયંકર આંચકો લાગ્યો. સરિત આ બધાનો શો અર્થ સમજશે તે એક પળમાં તેને સમજાઇ ગયું.

એક પળ તે વિહ્વળ બની ગયો. પછી તમામ સંકોચ દૂર કરી દઇને તેણે જવાબ દીધોઃ 'મનોરમા છે.'

સરિત, આગળ કંઇ જ બોલી નહિ.

તેણે મૂગાં મૂગાં ઘરમાં પ્રવેશ કર્યો, તેનું પ્રણામ કરવાનું રહી ગયું.



: ૩૬ :

સરિતે ઈન્ટરમીડિયેટની પરીક્ષા આપી. પરીક્ષા આપ્યા પછી તેણે નક્કી કર્યું કે પતિ બોલાવે કે ન બોલાવે, પણ હું સહધર્મિણી તરીકેનો મારો અધિકાર નહિ જવા દઉં. તેથી તે અજીતને લઈને અગાઉથી જણાવ્યા વિના જ આવી હતી.

આવીને જે જોયું તેથી એ ભાન ગૂમાવી બેઠી.

મેઘનાદ તેને નિયમસર કાગળ લખતો રહેતો હતો. પોતાનાં કામકાજ તથા આશાઆકાંક્ષાઓની વાતો લખતો હતો ! કેવી રીતે પોતે દિવસો કાઢતો હતો તે પણ તેણે લખ્યું હતું ! પોતાના સુખની વાત પણ લખી હતી, પોતાના દુ:ખની વાત પણ લખી હતી; પરંતુ મનોરમા વિષે તેણે કદી પણ એક અક્ષરે લખ્યો નહોતો.

મેઘનાદના કાગળો વાંચી સરિતને દુ:ખ થયું હતું; પરંતુ ગર્વથી તેની છાતી ફૂલી આવતી હતી. તે મેઘનાદની દેવમૂર્તિની કલ્પના કરી તેની આગળ વારંવાર નમન કરતી હતી; છેવટે તેણે તેની પાસે જઈ તેના કર્તવ્યમાં સહાયરૂપ બનવાનું નક્કી કર્યું હતું.

પરંતુ પતિના ઉમરામાં પગ દેતાં જ તેની કલ્પનાની દેવમૂર્તિ પલકમાં ટુકડે ટુકડા થઈ ગઈ. તેની સામે ઊભો હતો તેનો અપરાધી અવિશ્વાસી પતિ, અને તેની સાથે હતી આંખના શૂળ સમી તેની રખાત !

સરિતને ધરતી માગ આપે તો સારું એવું થઈ ગયું. મર્માન્તિક વ્યથાથી તેની છાતી ભાંગી ગઇ. અપમાનથી તે જર્જરિત બની. સૌથી વધારે દુ:ખ તો એ થયું કે તેનો ભાઈ નજરોનજર પોતાનું આ રીતે અપમાન થતું જોઈ ગયો ! સરિતના મનમાં અસંખ્ય ધગધગતા વિચારોની વજ્રગર્ભ વીજળી રમી ગઈ.

કંઈપણ બોલવાની તેની શક્તિ રહી નહિ.

આવી પડેલું કર્તવ્ય નક્કી કરતાં તેને વાર લાગી નહિ. મનોરમા અને અજીતના દેખતાં જો હું મારા મનની બળતરા પ્રગટ કરીશ તો મારું અપમાન ઘટવાને બદલે ઊલટું વધશે, એવું તે સમજી. તેથી તરત તો મનની જ્વાળાને મનમાં છુપાવી દઇ, તેણે બાહ્ય શાંતિ ધારણ કરી.

મેઘનાદ સરિતની આ રીતભાતને ક્ષમા માની લઇને મનમાં ખૂબ રાજી થયો. સરિત આટલી સહેલાઇથી પોતાનો કલ્પિત અપરાધ ક્ષમા કરી શકી તેમાં તેણે સરિતના ચારિત્ર્યની મહત્તા જોઈ ગર્વ અનુભવ્યો. આ ક્ષણિક આવેશ શમી ગયા પછી શાંતિથી સરિતને બધી વાત સમજાવી શકાશે એમ માની તે નિશ્ચિંત થયો.

× × ×

તે દિવસે લગભગ આખી સવાર તેણે સરિત અને અજીતની ખાતરબરદાસ્ત કરવામાં ગાળી. સારું ખાવાનું કરાવ્યું, સરિત રાંધવા બેસી ગઈ.

વળી, સંન્યાસી ઘરમાં આરામનાં સાધનો કંઇ હતાં જ નહિ, તે પણ મેઘનાદ સરિતને માટે લઈ આવ્યો.

આ બધાં કામો પૂરાં કરી તે અજીતને લઇને પોતાના સવારના કામે બહાર નીકળી ગયો.

અજીત મેઘનાદની ઉપર ખૂબ ચટી ગયો હતો. મનોરમાને જોતાં તેને એવું થઈ ગયું હતું કે હમણાં જ સરિતને લઇને પાછો જતો રહું. એક તો મેઘનાદના ઘરમાં સંપત્તિનું કંઈ જ ચિહ્ન નહોતું. એટલે પોતાની દીકરી કે પોતાની બહેનને લોકો જેવા સુખમાં રહેવાની આશા રાખે તેવા સુખનો અહીં કોઇ સંભવ જ નહોતો. વધારામાં આ ઘરમાં રહેતી હતી એક

પાપી વેશ્યા ! અહીં સરિતને ઊતારતાં પણ એના ભાઈનો પ્રાણ કંઠે આવ્યો હતો.

પરંતુ સરિત જ્યારે બધું અવગણીને શાંતિથી ઘરકામમાં લાગી ગઇ ત્યારે તેના વિચાર ફરી ગયા. તેને હવે આશા બેઠી કે સરિત પોતાના ચારિત્ર્યના બળથી મેઘનાદને સુધારી શકશે, અને તેના ખભા પરથી આ ડાકણને ભગાડી, પોતાના સુખનું સિંહાસન જમાવી શકશે. આથી એવા શુભ કાર્યમાં અંતરાયરૂપ થવાનું ભાઇને ઠીક લાગ્યું નહિ. તેથી અજીત કંઇ બોલ્યો નહિ.

× × ×

બીજે જ દિવસે કલકત્તાના પાછા ફરવાના વિચારથી તે અહીં આવ્યો હતો; પરંતુ આ બધો ખેલ જોઇ તેણે થોડાક દિવસ રહી જવાનું નક્કી કર્યું

અજીતે મેઘનાદને તેના કામકાજ વિષે પૂછ્યું. મેઘનાદ બહુ ઉત્સાહથી જવાબો ન દઈ શક્યો. અત્યારે તેના મનની અવસ્થા બહુ જ ડામાડોલ હતી, તેના મનમાં કેવળમાત્ર તેના જીવનની નિરાશા જ આગળ તરી આવતી હતી.

તે બોલ્યો: 'હું કંઈ પણ કામ પાર ઊતારું એવી ભગવાનની ઇચ્છા નથી લાગતી. અહીં આવ્યા પછી હું જે કામ હાથમાં લઉં છું તેમાં વિઘ્નો આવી ચડે છે, અને વિઘ્નો પણ એવાં ભયંકર હોય છે કે ખુદ માણસને માટે, એકલે હાથે એ બધાંની સામે ઝૂઝવું પણ અસંભવિત છે.'

આમ કહી પોતે ક્યાં કેવી રીતે નિષ્ફળ ગયો તેનું તેણે વિસ્તારથી વર્ણન કર્યું; છેવટે તેણે મનોરમાની વાત કાઢી અને તેના તમામ દોષોની વાત કહી દીધી.

છેવટે કાલ રાતની વાત કરીને તેણે કહ્યું: 'મેં ધાર્યું હતું કે જીવનભરની અથાગ સેવા અને સંભાળ દ્વારા, કંઇ નહિ તો આ એક સ્ત્રીનું તો ચોક્કસ કલ્યાણ કરી શકીશ; પરંતુ એ તો

ન જ કરી શકયો, ઊલટું, એ મારા જીવનને એવી રીતે જકડી બેઠી છે કે મારા પ્રાણ કંઠે આવ્યા છે. એનું હવે શું કરવું તેની મને કાંઈ જ સમજ પડતી નથી.'

અજીતને આ મેઘનાદની સફાઇ લાગી. તેને એ વાત પર બિલકુલ વિશ્વાસ આવ્યો નહિ.

પરંતુ આ તક જોઇ તેણે કહ્યું: 'તો પછી એને સીધે સીધી વિદાય કેમ નથી કરી દેતા?'

'કયાં વિદાય કરું? એને વિદાય કરી દેવા જેવી માત્ર એક જ જગા છે, અને ત્યાં તો એની શારીરિક અને આધ્યાત્મિક પાયમાલી છે. જાણી જોઇને એક માણસને આવી દુર્દશાના મોંમાં હાથ પકડીને હું કેવી રીતે ધકેલી દઉં?'

અજીતે ઊંડો વિચાર કરીને કહ્યું: 'મને લાગે છે કે કોઇ એને પરણે એ જ માત્ર એક રસ્તો છે.'

મેઘનાદ જરા ચમકી ગયો!

એક દિવસે તેણે પણ આવો વિચાર કર્યો હતો!

વધારે કંઈ કહ્યા વગર તેણે માત્ર આટલું કહ્યું: 'એને વળી કોણ પરણે?'

અજીતે કહ્યું: 'હું પરણું.'

મેઘનાદે ગભરાઈને કહ્યું: 'પાગલ!'

'કેમ, એમાં ખોટું શું છે? તમે નથી એને પરણી શકતા, કે નથી એને સાથે પણ રાખી શકતા; કારણ કે તમે પરણેલા છો અને મને એ કોઈ મુશ્કેલી નથી.'

'પરંતુ હું તમને પણ પરણવા દઇ શકું નહિ. એમાં ઘણાં કારણો છે. પહેલું તો એ કે એને એવો રોગ થયો છે કે એને પ્રજા થવા દેવામાં આવે તો દુનિયામાં એક ખરાબ રોગનો ફેલાવો કરવાનું પાપ માથે લેવું પડે. બીજું, તે સ્વભાવે ગુનેગાર છે.

એને ગમે તેવી હાલતમાં રાખો, પણ તક મળતાં તે પાપ કર્યા વિના રહેવાની નથી. આવી સ્ત્રીની સાથે સંસાર માંડવાનો અર્થ જ એ કે જીવનને બરબાદ કરવું. વળી ગુનાશાસ્ત્રીઓના મત મુજબ આવા લોકોને વંશવૃદ્ધિ કરવા દેવામાં આવે, તો દુનિયામાં પાપનો જ માત્ર વધારો કરવા જેવું થાય છે; કારણ કે એમના વંશજો સ્વભાવથી ગુનેગાર જ નીપજવાનો ઘણો સંભવ છે. વળી તું કદાચ કોઈ ભારે ત્યાગની કલ્પનાથી આ ભાર માથે લેવાનું કહેતો હોઈશ; પરંતુ તારાં માતાપિતાને એથી દુઃખ થશે; અને હું એમને દુઃખી કરી શકું નહિ અને સૌથી મોટું કારણ તો એ છે કે મારા પાપનો ભાર તમારી ગરદન પર ચડાવી દઇ નિશ્ચિંત થવાનું કરું એવો પાપી હું નથી.'

થોડીવાર પછી અજીતે કહ્યું: 'તો એ રહ્યું, પણ હું એને લઇ જાઉં. કલકત્તામાં એને કોઇ આશ્રમમાં દાખલ કરી એનો કંઇ રસ્તો કરી શકીશ.'

મેઘનાદે વિચાર કરી કહ્યું: 'એ જ રસ્તો લાગે છે; પરંતુ એ પણ હું તમારે માથે નહિ નાંખું. એ એવું ભયાનક પ્રાણી છે કે એના હાથમાં તમને કે કોઇને યે એક પળ પણ મૂકવાની મારામાં હિંમત નથી.!'

છેવટે નક્કી થયું કે તે જ દિવસે મેઘનાદે હરિચરણને લખવું કે મનોરમાને માટે કોઈ યોગ્ય આશ્રમની વ્યવસ્થા થઈ શકે તેમ છે કે નહિ? જો થઈ શકતી હોય તો અજીત મનોરમાને લઈને જાય અને સીધો હરિચરણના હાથમાં તેને સોંપી દે.

બે ત્રણ દિવસ આમ પસાર થઇ ગયા. સરિતે તેના ભાઈને વિદાય કરવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ અજીત આડાં અવળાં બહાનાં કાઢી દિવસ કાઢવા લાગ્યો.

અંતરની દારૂણ વેદના અંતરમાં દબાવી રાખવાથી સરિત ખૂબ દુઃખી અને હેરાન થઇ. આવો ભીષણ પ્રલયનો વંટોળિયો દિલમાં ભરીને શાન્ત મુખે દિવસો પસાર કરવાનું તેને માટે અશક્ય હતું.

ચાર દિવસ પછી ઓચિંતી એને ફીટ આવી. ઘડીકમાં તેનું શરીર ખૂબ જ લથડી પડયું—ઉપરાઉપરી ફીટ આવવા લાગી.

છેવટે અજીતે કહ્યું: ‘ હું સરિતને કલકત્તા લઇ જાઉં. ’

મેઘનાદે સરિતના રોગનું ખરું કારણ પકડી પાડયું.

સરિત પોતાના મનમાં કોઇ ભયંકર વેદનાની સામે લડી રહી છે, અને પોતાની તમામ ઉગ્ર મનોવૃત્તિઓને મનમાં મનમાં કચડી રહી છે એવું મેઘનાદ સરિતના આ રોગ પરથી સમજી શકયો. એ શાની વેદના હશે તે પણ સમજતાં તેને વાર લાગી નહિ.

તેણે અજીતને કહ્યું: ‘ મારી પાસેથી એને લઇ જવાથી આ રોગ મટવાનો નથી. એટલે હું પણ સાથે આવીશ.’

એ પ્રમાણે નક્કી થયું.

હરિચરણનો જવાબ આવી ગયો,—તેણે ઘટતો બદોબસ્ત કરી મનોરમાને મોકલવાનું લખ્યું હતું, એટલે એને પણ સાથે લઈ જવાનું નક્કી થયું.

બીજે જ દીવસે કલકત્તા જવા નીકળવાનું હતું.

: ૩૭ :

મેઘનાદ સંપૂર્ણ પણે સરિતની સેવામાં લાગી ગયો હતો. તે પોતાને હાથે જ સરિતને દવા પીવડાવતો, ને ખોરાક લેવડાવતો. રાત દિવસ તે તેની જ પાસે બેસી રહેતો. ઉત્સાહ આપીને, લાડ કરીને, સ્નેહ કરીને તે હંમેશાં તેને પ્રફુલ્લ રાખવાનો પ્રયાસ કરતો. રાત ને દિવસ તે ઘડીના યે આરામ વગર તેની સેવા ચાકરી કરતો.

સરિતના મનનો વહેમ ગયો નહોતોઃ એ સંબંધમાં એણે મેઘનાદને મોં ખોલી કશું કહ્યું નહોતું; તો પણ તે મેઘનાદનાં સેવા ચાકરી મળતાં તૃપ્ત થતી. પોતાના મનના દુઃખની વાત મોં ખોલી કહેતાં તેને બહુ શરમાવા જેવું લાગતું. વળી તેણે મનમાં મનમાં ગાંઠ વાળી હતી કે મારે હવે જીવવું નથી, મારા મરી ગયા પછી બધું બરાબર થઇ જશે,—તો પછી અત્યારે આ બાબતમાં ધમાધમ કરવાથી શો ફાયદો ?

તેથી તે મેઘનાદની સાથે ખૂબ હસીને વાતોચીતો કરતી.

કલકત્તા જવાનું નક્કી થયા પછી અજીતે સરિતને તે વાત કહી. સરિતનું મોં આનંદથી ઉજ્જળ બની ગયું.

અજીતે એ પણ કહ્યું કે મનોરમાને સાથે લઇ જવાની છે, ત્યાં ગમે તે કોઇ આશ્રમમાં એને દાખલ કરી દેવાશે.

આ સાંભળી સરિતને આનંદ થયો,—વળી જીવી જવાની તેને ઇચ્છા થઈ. કલકત્તા ગયા પછી કદાચ હું બચી જાઉં એવી તેનામાં આશા પ્રગટી.

તેણે મેઘનાદને કહ્યુંઃ ' કહો તો, મારા જેવી દશા થઈ ગયા પછી પણ લોકો ખરેખર બચી જાય છે ખરા ?'

મેઘનાદે હસીને કહ્યું: 'તું ન બચી શકે એવો તો કોઈજ રોગ તને થયો નથી. કલકત્તા ગયા પછી બે ચાર દિવસમાંજ તું સાજી થઇ જવાની.'

સરિત બોલી: 'પણ હું કલકત્તા સુધી પહોંચી શકીશ શું? શરીર તો કેવું થઇ ગયું છે!—પડખું ફરીને સુવાતું પણ નથી. મને તમે એટલે બધે શી રીતે લઈ જઈ શકશો?'

'લઇ જશું, ગમે તે રીતે લઇ જશું. એટલુંજ નહિ પણ હું હિંમતથી કહું છું કે તું કલકત્તામાં ચાલીને ગાડીમાં બેસવા જઈ શકીશ, અને ગાડીમાંથી ઊતરી કોઇના પણ ટેકા વગર ઘરમાં જઈ શકીશ.'

સરિત શુષ્ક હાસ્ય કરીને બોલી: 'વાહ ભાઇ! બાકી મારા મનમાં શું નું શું થાય છે તે તો હું જ એકલી સમજું છું. તમને એની ખબર નથી, તેથી આવું બોલો છો. મને તો લાગે છે કે હું સ્ટીમર સુધી પણ પહોંચવાની નથી.'

મેઘનાદે હસીને તેને આશ્વાસન આપ્યું. તે પછી તે અને અજીત કંઈ કંઈ વાતો કાઢી તેને ઉત્સાહમાં લાવવા મથ્યા. તે દિવસે એને રોજ કરતાં સારું પણ લાગ્યું, અને ઘણે દિવસે તે રાતે તે ઊંઘી પણ ગઇ.

સરિત ઊંઘી ગઇ ત્યારે અજીત તેના ઓશીકા આગળ બેસી તેને માથે હાથ ફેરવતો હતો. મેઘનાદ એક જુદી પથારીમાં થાકથી ઉંઘી ગયો હતો.

સરિત ઊંઘી ગયા પછી થોડીવારે, અજીતે ઊઠીને દીવાની વાટ ધીમી કરી, ખૂબ ધીરેથી મેઘનાદને જગાડયો.

મેઘનાદ સરિતના ઓશિકા આગળ જેમ તેમ માથું રાખી સુઇ ગયો. અજીત બીજી પથારીમાં જઇ ઊંઘી ગયો.

મધરાતે મેઘનાદ કંઇક અવાજ સાંભળી જાગી ઊઠયો. ઝાંખા અજવાળામાં અજીતના ઓશીકા પાસે કોઇને ઊભેલું જોઈ

એણે એકદમ કૂદકો મારી ઊઠીને બત્તીની વાટ ચડાવી દીધી. પછી જે દૃશ્ય જોયું તે જોઇ એના શરીરનું લોહી ઠરીને હિમ થઇ ગયું.

અજીત લોહીના ખાબોચિયામાં પડયો હતો. તેના ઓશીકા આગળ ઉભેલી મનોરમા એના હાથમાં અસ્તરો પકડાવતી હતી. અજીતનું ગળું કાપેલું હતું, અસ્તરો અજીતનો હતો.

અજવાળું થતાં જ મનોરમા ચમકી પડી. તેણે મેઘનાદની સામે એક નજર કરી; પછી અજીતની સામે જોયું. ક્રોધમાં તે એકદમ અજીતના જડ હાથમાંથી અસ્તરો ખેંચી લેવા ગઇ. મેઘનાદ સમજીને તેણે અંધારામાં અજીતને મારી નાંખ્યો હતો. હવે તે રીતસર મેઘનાદ ઉપર હુમલો કરવા ધસી.

આંધળા ઉશ્કેરાટના આવેશમાં મેઘનાદ ચીસ પાડી મનો-રમાની ઉપર તૂટી પડયો, અને તેને પકડી રાખી જોરથી બૂમો પાડવા માંડયો.

સરિત ઝબકીને ઉભી થઇ ગઇ, પણ એ તરફ નજર પડતાં જ તે બેભાન થઇને પડી ગઇ.

આડોશી પાડોશીઓ દોડી આવ્યાં. મનોરમાના હાથપગ બાંધીને તેઓ પંચાયત-પ્રમુખને બોલાવવા ગયા. મેઘનાદ કંપતે હાથે સરિતની સેવામાં લાગ્યો.

× × ×

મનોરમા પર ફરી કેસ ચાલ્યો. મેઘનાદ તેની વિરુદ્ધ જુબાની દેતો હતો, તે વખતે તેને પહેલાંની એક વાત યાદ આવી. તે દિવસે મનોરમાને ફાંસીએ ચડતી બચાવવા તેણે જૂઠી સાક્ષી આપી હતી. તમામ ભૂતકાળ એક ચિત્રની પેઠે એની આંખે તરી આવ્યો. પાંજરામાં ઊભો ઊભો તે એ ભૂતકાળનું સ્વપ્ન જોવા લાગ્યો. તે જોઇ આજે તે ધ્રૂજી ઊઠયો.

મનોરમાએ પોતાના બચાવમાં કહ્યું કે મેઘનાદ મારો જાર છે. તેથી અજીત મેઘનાદનો તિરસ્કાર કરતો હતો. એથી બગડીને

મેઘનાદે જ તેનું ખૂન કર્યું છે. પણ હું એ અવાજ સાંભળી દોડી પહોંચી, એટલે મેઘનાદે મને પકડી બૂમાબૂમ કરી મૂકી.

ન્યાયમાં એની વાત ખોટી ઠરી,—મનોરમાને મોતની સજા થઈ.

મરતા પહેલાં મનોરમાએ મેઘનાદને એક વખત મળવાની ઇચ્છા બતાવી. મેઘનાદ તે વખતે કલકત્તામાં હતો. તેનાં સાસુ ને સસરા શોકથી મૂઢ બની ગયાં હતાં. સરિત પથારીવશ હતી. તેને ઘડીએ ઘડીએ ફીટ આવતી હતી. રહી રહીને તે ચીસો પાડી ઊઠતી હતી; અને ઘણી વખત બેભાન બની જતી હતી. દાક્તરો એની પાછળ ખૂબ દોડાદોડી કરતા હતા. સૌને ભય લાગવા માંડયો હતો કે કદાચ સરિત પાગલ બની જાય.

મેઘનાદ મનોરમાને મળવા ગયો નહિ.





# ૧૦૦૦ પૃષ્ઠનું

પ્રેરક અને પ્રાણવાન
વાંચન મેળવવા માટે

## સંદેશ ગ્રંથમાળા

ના ગ્રાહક બનો–

લવાજમ રૂા. ૭-૦-૦

[ટ. ખ. સાથે]

## ગ્રંથમાળાનાં પ્રકાશનો

અભિશાપ પૃષ્ઠ ૨૮૮
લેખક :
**શ્રી. રમણલાલ સોની**

પિંગળા પૃષ્ઠ આશરે ૩૦
લેખક :
**શ્રી. ગોકુલદાસ રાયચુરા**

અપંગ પંખિડાં
પૃષ્ઠ આશરે ૪૧૨
લેખક :
**શ્રી. ગજેન્દ્રશંકર પંડયા**

સંદેશ પ્રકાશન મંદિર
સારંગપુર—અમદાવાદ.

